# માયાવી મસ્તક

અથવા

# સાહસની પ્રતિમા.

ભાગ ૧ લો.

[ અદ્‌ભુત રસમય સચિત્ર નવલકથા ]

રેનોલ્ડ્‌ઝકૃત 'પોપ જોન' ઉપરથી
અનુવાદક તથા પ્રકાશક
**ચુનીલાલ વર્દ્ધમાન શાહ**
વઢવાણનિવાસી
સારંગપુર, તળીયાની પોળ–અમદાવાદ.

પ્રથમ આવૃત્તિ વિ. સંવત્ ૧૯૭૯ ઇ. સ. ૧૯૨૩ પ્રત ૧૦૦૦

સોલ એજંટ
બુકસેલર મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.
ત્રણ દરવાજા–અમદાવાદ.

અમદાવાદઃ
સલાપોસ રોડ પર ધી "ડાયમંડ જ્યુબિલિ" પ્રિન્ટિંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

મૂલ્ય રૂ. ૩

# ચુનીલાલ વર્ધમાન શાહનાં પુસ્તકો.

[ ઈ. સ. ૧૯૨૩ ]

| | | |
|---|---|---|
| મૂળરાજ સોલંકી [ ઐતિહાસિક નવલકથા ] સચિત્ર | | રૂ. ૩) |
| માયાવી મસ્તક | ,, | રૂ. ૩) |
| ગુજરાતની ગર્જના | ,, ,, | [illegible] ૧ાા |
| વસઇનો ઘેરો | ,, ,, | રૂ. [illegible]ાા |
| પાટણની પડતીનો પ્રારંભ | ,, ,, | રૂ. [illegible]ા |
| સોમનાથનું શિવલિંગ | ,, | [illegible]ા |
| સિંધ ઉપર સ્વારી | ,, ,, | રૂ. ૧ાા |
| ધારાનગરીનો મુંજ | ,, ,, | રૂ. ૧ાા |
| અઢારમી સદીનું મહારાષ્ટ્ર | ,, ,, | રૂ. ૧ાા |
| કાશ્મીર અને કેસરી | ,, ,, | રૂ. ૨ |
| પ્રમોદા યાને દિલેર દિલારામ | ,, ,, | રૂ. ૧ા |
| વિમળા | [ સામાજિક નવલકથા ] | રૂ. ૧ |
| ભાગ્યચક્રનો મહામંત્ર | ,, ,, સચિત્ર | રૂ. ૨ાા |
| નોકરીનો ઉમેદવાર | ,, ,, ,, | રૂ. ૧ાા |
| ન્યાયના ખૂનમાં નીતિ ! | ,, ,, ,, | રૂ. ૨ાા |
| પિશાચમંદિર ભાગ ૧-૨. | ,, ,, ,, | રૂ. ૭ |
| લતા અને લલિતા ભા. ૧ થી ૫ | ,, ,, | રૂ. ૮ાા |
| વિચિત્ર પ્રેમ-પંખિણી | ,, ,, ,, | રૂ. ૨ાા |
| સુધરેલી સંગીતા | ,, ,, | રૂ. ૧ાા |
| વિદ્યાસાગર ભાગ ૧-૨ | ,, ,, | રૂ. ૧ાાા |
| બંગજાગૃતિ | [ નાટક ] | રૂ. ૦ા= |
| ચાંપરાજ હાડો | ,, | રૂ. ૦ાાા |
| કામરૂ દેશની કુટિલ કામિની | ( સચિત્ર ડિટેક્ટીવ વાર્તા ) | રૂ. ૧ાાા |
| સુવર્ણ-પ્રતિમા | ,, ,, ,, | રૂ. ૨ાાા |
| નવદંપતીને શિખામણ | ( આરોગ્યનો ગ્રંથ) ,, | રૂ. ૨ |
| કર્તવ્ય-કૌમુદી | ( નીતિબોધક ) | રૂ. ૦ાા |
| ભક્તામર-મંત્ર-માહાત્મ્ય | ( જૈન સ્તોત્ર ) | રૂ. ૨ |
| સુબોધક કથા-પંચક | ( પાંચ બોધક કથાઓ ) | રૂ. ૦ા~ |

# પ્રસ્તાવના.

'માયાવી મસ્તક અથવા સાહસની પ્રતિમા' એ અદ્‌ભુત રસથી ભરેલી પરન્તુ એક ઐતિહાસિક નવલકથા છે, અને મી. જી. ડબલ્યુ. એમ. રેનોલ્ડ્‌ઝ કૃત 'પોપ જોન ઑર ધી ફિમેઈલ પોન્ટીફ' નામક અંગ્રેજી નવલકથાનો અનુવાદ છે. મૂળ પુસ્તકમાં મી. રેનોલ્ડ્ઝે પોતાના અંગ્રેજી વાચકોને માટે કશી પ્રસ્તાવનાની આવશ્યકતા માની નથી, પરન્તુ ગુજરાતી વાચકોને માટે થોડું કથન આવશ્યક છે.

'જોન' એ યુરોપના ઇતિહાસમાં એક પ્રસિદ્ધ ઐતિહાસિક વ્યક્તિ છે અને તેના ચારિત્ર્યના વિકાસની સાથે સ્પેન દેશના ઇતિહાસનું જોડાણ ઘણી આકર્ષક રીતિએ કરવામાં આવેલું છે. યુરોપના ઇતિહાસમાં જોને કેવા પ્રકારનો ભાગ ભજવેલો છે તે બાબત સાથે આ સ્પેનના ઇતિહાસની નવલકથાને સંબંધ નથી, પરન્તુ નવલકથાની સાથે જોનનો જે કથાની નાયિકા તરીકેનો સંબંધ જોડવામાં આવ્યો છે તે અદ્‌ભુત રસથી ભરપુર હોવા ઉપરાંત અતિબોધક અને સ્પેનની તત્સામયિક વસ્તુસ્થિતિનું દર્શન કરાવનારો છે.

ઇ. સ. ના નવમા સૈકામાં સ્પેનના મોટા ભાગ ઉપર મુસલમાન ધર્મ પાળનારા મૂર લોકોનો રાજ્યાધિકાર પ્રવર્તી રહેલો હતો, તે સમય આ નવલકથાનો છે. મૂર લોકોએ આજથી બારસો વર્ષ પહેલાં સ્પેનપર આક્રમણ કરીને તેનો કેટલોક ભાગ પોતાના કબ્જામાં લીધો હતો. તેઓની પહેલાં સ્પેનમાં ગૉથ લોકોનો અમલ હતો. એકંદરે ૮૦૦ વર્ષ સુધી સ્પેન મુસલમાનોના તાબામાં રહ્યું અને એટલા સમયની કારકીર્દીમાં એ દેશ સુધારણા તથા વિદ્યા-સંપત્તિના કેંદ્રસ્થાનરૂપ બન્યો. સ્પેનના મૂરોની જાહોજલાલીની ઇર્ષ્યા આખા યુરોપના ખ્રિસ્તી લોકો કરી રહ્યા હતા. સ્પેનની ભૂમિ રસાળ છે

એટલે મુસલમાન રાજકર્તાઓના પરિશ્રમથી તથા શિલ્પકૌશલ્યથી તેની આબાદી સેંકડોગણી વધી જવા પામી હતી. વાઙ્મય, શાસ્ત્ર અને કલાનું યોગ્ય પરિશીલન એ દેશ જેટલું યુરોપના બીજા કોઇ પણ દેશમાં તે સમયે નહોતું. બીજે સ્થળે દુર્લભ થઇ પડેલા વિદ્યામૃતનું પાન કરવાને ફ્રાન્સ અને જર્મનીના વિદ્યાજિજ્ઞાસુ લોકો મૂર લોકોનાં નગરોમાં એકત્ર થતા. શસ્ત્રવૈદ્યો અને ચિકિત્સકો પોતપોતાના કાર્યમાં એટલા પ્રવીણ હતા કે તેઓ જગત્‌માં નામીચા થઇ પડ્યા હતા. સ્ત્રીઓ પણ અનેકવિધ શ્રમસાધ્ય કલાઓનો અભ્યાસ કરતી અને કોર્ડોવા જેવા રાજધાનીના નગરમાં તો સ્ત્રી વૈદ્યોનોએ તોટો નહોતો. ગણિત, જ્યોતિષ્, વનૌષધિશાસ્ત્ર, ઇતિહાસ, તત્ત્વજ્ઞાન અને ધર્મશાસ્ત્રનો અભ્યાસ કરવાની સુલભતા જેટલી સ્પેનમાં હતી તેટલી ઇતર કોઇ પણ દેશમાં નહોતી. ખેતીવાડી, વહાણો બાંધવાનો ઉદ્યોગ, કોતરણી, કુંભારકામ, એ બધા ઉદ્યોગોને સ્પેનના મૂર લોકોએ પરિપૂર્ણ સ્થિતિએ પહોંચાડ્યા હતા. યુદ્ધકલામાં પણ મૂર લોકો ઓછા આગળ વધેલા નહોતા. ભૂમધ્ય સમુદ્રમાં મૂર લોકોનું નૌકાસૈન્ય પોતાનું બળ અનેક પ્રસંગે સર્વોપરિ સાબીત કરી ચૂક્યું હતું.

ખ્રિસ્તી પ્રદેશમાં મુસલમાન મૂર લોકો આટલા બળવાન થઇને આઠસો વર્ષસુધી પોતાનો અધિકાર જાળવી રાખી શક્યા તે તત્સમયના ખ્રિસ્તી લોકોની નૈતિક તેમજ માનસિક અવદશાનું સૂચન કરે છે. બીજા દેશોની પેઠે સ્પેનના ખ્રિસ્તીઓમાં પણ બાયલા, દેશાભિમાનરહિત અને દેશદ્રોહીઓ નીકળ્યા છે. તેમની નિર્બળતા તથા દુષ્ટતાને લીધે પરદેશીઓએ આક્રમણો કર્યાં છે અને પરજાતિના લોકોના અમલ તળે ચગદાવાનું તેમને પ્રાપ્ત થએલું છે. લાંબા વખતસુધી પરરાજ્યની ધુસરીમાં રહેવાથી દેશની મૂળ પ્રજાની અવનત માનસિક સ્થિતિ બનવા પામે છે, slave mentality અથવા ગુલામી મનોદશા થઇ જાય છે, પરરાજ્યની ધુસરીમાંથી દેશને છોડાવવાને યત્ન કરનારને દાબી મારીને 'સુખે રોટલો ખાવા' નીજ ક્ષુદ્ર વૃત્તિ

ઉત્પન્ન થઇ જાય છે, યુદ્ધવીરતાને સ્થાને બ્હીકણપણું પ્રવેશ કરે છે, રાજ્યકર્તા પાસે સ્વતંત્રતાનો હક્ક માંગનારને રાજદ્રોહી લેખનારા દેશીઓ જ ફૂટી નીકળે છે અને જો કદી પરદેશી રાજકર્તાઓની પાસેથી પોતાની માતૃ-પિતૃભૂમિને છોડાવવા કોઇ લડાયક તૈયારીઓ કરે છે તો તે ખૂની, લૂટારા અને બ્હારવટીયા કહેવાય છે! આ કથાને સમયે સ્પેનના ખ્રિસ્તીઓની આવી અધમ સ્થિતિ થઇ પડી હતી અને એ સ્થિતિમાંથી મુક્ત થવા ઇચ્છનારા કરતાં એ સ્થિતિમાં જ પડી રહીને પોતાની જાતનું રક્ષણ કરવા ઇચ્છનારાઓની સંખ્યા સ્પેનના ખ્રિસ્તીઓમાં વિશેષ હતી. ઇતિહાસમાં કદિ નહિ સાંભળવામાં આવેલી અત્યંત સ્વમાનઘાતક ખંડણી તેઓ મૂર લોકોને આપી રહ્યા હતા, છતાં લાંબા સમયની ગુલામીમાં રહેવાથી પિંજરામાંના પોપટની પેઠે તેમની શિથિલ બની ગએલી ઉડ્ડયનશક્તિરૂપી વીરતાને કારણે તેઓ ગુપચુપ એ ખંડણી આપ્યે જતા હતા અને માથું નીચું ઘાલી બેસી રહ્યા હતા. ધનવાન, અમીર અને વેપારીવર્ગ હમેશાં દેશમાં શાંતિની જ વાંચ્છના રાખે છે કારણકે અશાંતિ વ્યાપતાં યુદ્ધજવાળા સળગતાં તેમની સંપત્તિને હાનિ થવાનો ભય ઉત્પન્ન થાય છેઃ પોતાની જાત અને જર જાળવવાની જ આ સ્વાર્થવૃત્તિ એ વર્ગના લોકોમાંથી દેશાભિમાનને મોટા પ્રમાણમાં ઓછું કરી નાંખે છે અને તેથી ગમે તેવી હીનતાભરી-સ્વમઘાતકના સ્થિતિમાં પણ પોતાની જાત અને જરને જાળવીને બેસી રહેવાનું જ તેઓ પસંદ કરે છે. આવી સ્થિતિમાં આવી પડેલા બીજા દેશોની પેઠે સ્પેનના ધનવાનો, અમીર-ઉમરાવો અને માલેતુજાર વેપારીઓ દેશમાંથી યુદ્ધની અશાંતિ ટાળવાને જ સ્વમાનરહિત બલકે આત્મવિઘાતક બની ગયા હતા, અને મૂર લોકોની સામે થઇ સ્વતંત્ર થવાની વાત કરનારને તેઓ રાજ્યદ્રોહી તથા દેશદ્રોહી ગણતા હતા! આવે સમયે 'માયાવી મસ્તક'ની અદ્દભુત અને વિલક્ષણ પ્રેરણાથી આપણી કથાની નાયિકા-'સાહસની પ્રતિમા' રૂપે જે ભાગ ભજવે છે, સ્પેનના

ખ્રિસ્તીઓ વજ્રલેપ થઇ ગએલી ગુલામીને કારણે જોનને પોતાનાં સાહસોને લીધે ગુલામરૂપ બની ગએલા ખ્રિસ્તીઓને જ હાથે જે માનસિક તથા શારીરિક અત્યાચારો વેઠવા પડે છે અને જે વિલક્ષણ, અકથ્ય તથા અકલ્પનીય પ્રસંગોમાંથી તે પસાર થાય છે તેનું દિગ્દર્શન કરાવી મી. રેનોલ્ડ્ઝે આ નવલકથામાં તે સમયનાં મુખ્ય ઇતિહાસનાં પાત્રો ઉપરાંત સ્પેનની દંતકથાઓમાં તથા લોકગીતોમાં કહેવાતાં અને કેટલાંક કાલ્પનિક પાત્રોનું યથાર્થ નિરૂપણ કરેલું છે. તે સમયના સ્પેનના ખ્રિસ્તીઓના જેવી ગુલામી મનોદશા તથા પરતંત્રતા ધરાવનારા દેશોને માટે આ ઐતિહાસિક નવલકથા અત્યંત બોધક થઇ પડે તેવી છે.

મી. રેનોલ્ડ્ઝની કેટલીક કથાઓનો અંગ્રેજ ગૃહસ્થો બહિષ્કાર કરે છે. આ બહિષ્કાર કરનારાઓ ધનવાન્-અમીર વર્ગના લોકો તથા ખ્રિસ્તી ધર્મગુરૂઓ વિશેષાંશે છે, કારણકે સમાજ ઉપરના તેઓના જ અત્યાચારો તથા અનાચારો મી. રેનોલ્ડ્ઝે પોતાની નવલકથાઓમાં ખુલ્લાં પાડયાં છે તથા તેમને તેમના તત્સમયના યથાર્થ સ્વરૂપમાં ચીતરી બતાવ્યા છે. આ નવલકથામાં મી. રેનોલ્ડ્ઝે કોઇ પણ અશ્લીલ પ્રસંગને છેડયો નથી, પરન્તુ બળવાન્ થઇ પડેલા અમીરો તથા ધર્મગુરૂઓના અત્યાચારો ખુલ્લા પાડીને તે સમયના ઐતિહાસિક કાળક્રમને તેણે વિસ્તારથી આલેખી બતાવ્યો છે ખરો. તેમ કરીને તેણે ઘણાં નીતિવિષયક કોયડાઓ ઉકેલ્યા છે, અનેક પ્રકારના મનુષ્યસ્વભાવનો પરિચય કરાવ્યો છે, પુષ્કળ શાશ્વત સત્યો સમજાવ્યાં છે તથા સંસારનું બહુરંગીપણું દર્શાવી આપ્યું છે. આ પ્રકારની મી. રેનોલ્ડ્ઝની નવલકથાઓને હીણવી એ એક પ્રકારનો અપરાધ લેખાવો જોઇએ.

પ્રસ્તુત અનુવાદ 'પોપ જોન' નું છૂટથી કરવામાં આવેલું ભાષાન્તર છે; પરન્તુ મી. રેનોલ્ડઝે લખેલું એક પણ વાક્ય છોડી દેવામાં આવ્યું નથી. શબ્દશઃ ભાષાંતરની શૈલી વાચકને સમજવામાં

ક્લિષ્ટ થઇ પડવાનો સંભવ હોવાથી આ લેખનશૈલી પસંદ કરી, જ્યાં જ્યાં આવશ્યક જણાયું, ત્યાં ત્યાં ઇતિહાસને અનુસરતી વિશેષ નોંધો પણ કેટલાંક પૃષ્ઠોને અંતે આપવામાં આવી છે. કથાના સમયની સ્પેનની ભૌગોલિક વસ્તુસ્થિતિ સમજવામાં વાચકને સરલતા મળે તેટલા માટે વાર્તા સાથે સંબંધ ધરાવતાં સ્થાનોના ઉલ્લેખ સાથેનો એક સ્પેનનો નકશો પુસ્તકમાં આપેલો છે અને કેટલાક પ્રસંગોને વિશેષ સ્પષ્ટ કરવાને થોડાંએક ચિત્રો પણ આપેલાં છે. આ પુસ્તક ગુજરાતી વાચકોના આદરને પાત્ર થઇ પડશે તો હું મારા પ્રયાસને ફળીભૂત થએલો સમજીશ.

| | |
|---|---|
| **અમદાવાદ,**<br>સારંગપુર,<br>તા. ૧૧-૧૨-૨૨. | **ચુનીલાલ વર્ધમાન શાહ.** |

## અનુક્રમણિકા.



તે એકાએક એક મધ્યમ કદના ઓરડામાં આવી પહોંચ્યો. જેમાંના મુખ્ય દેખાવ ઉપર તેની દૃષ્ટિ પડતાં જ તેના આખા શરીરમાં ભયસંચાર થઈ ગયો. પૃષ્ઠ ૨૬

# માયાવી મસ્તક

અથવા

# સાહસની પ્રતિમા.

૧૦૨૦૩

## ભાગ ૧ લો.

## પ્રકરણ ૧ લું.

### અસૂરાં પડેલાં પ્રવાસીઓ.

આપણી કથાનો પ્રારંભ ઇ. સ. ૮૩૩ માં થાય છે.

સપ્ટેમ્બર માસ પૂરો થવા આવ્યો હતો. વૃક્ષો ઉપર નવાં પુષ્પો અને મહોર આવ્યાં હોવાથી તે રંગબેરંગી દેખાતાં હતાં. પર્ણભારથી લચકતી વૃક્ષશાખાઓ વાયુલહરિથી આંદોલાયમાન થતી હતી. એવા સમયમાં બે પ્રવાસીઓ પીરીનીઝ પર્વતોથી સ્પેનમાંના માડ્રીડ નગર તરફ જતા માર્ગપર પ્રવાસ કરી રહ્યાં હતાં.

તે પ્રવાસીઓમાંનો એક પુરૂષ હતો અને તેની ઉમર ત્રીશ વર્ષ જેટલી હતી. તેની સાથે એક યુવતી હતી જેની ઉમર ખરેખર વીશ વર્ષની હતી, તોપણ દેખાવમાં તે પોતાની ઉમર કરતાં સહેજ મોટી જણાતી હતી. તેઓ ઘોડાપર પ્રવાસ કરી રહ્યાં હતાં અને ઘોડા પ્રવાસ કરવામાં બહુ ચપળ જણાતા હતા. યુવતી પોતાના ઘોડાપર એવી હુશિયારીથી બેઠી હતી અને એવી રીતે ઘોડાને ચલાવી રહી હતી કે તે ઘોડેસ્વારીમાં અત્યંત પ્રવીણ હોવી જોઇએ એમ કહી શકાય.

પ્રવાસી યુવક દેખાવમાં ઉંચો અને નાજુક પણ સુંદર શારીરિક બાંધાવાળો હતો. તેની મુખમુદ્રા સુંદર હતી, પરન્તુ તેનાં અવયવો માંસલ અને બળવાન નહોતાં, તે ઉપરથી એવું અનુમાન કરી શકાતું હતું કે લાંબા વખતની માંદગીમાંથી તે થોડા દિવસ પહેલાં જ ઉઠયો હોવો જોઇએ, અથવાતો કોઇ પણ કારણથી તેનું શરીર ધીમે ધીમે નબળું પડતું જતું હોવું જોઇએ. તેનો ચહેરો લગભગ ફીક્કો જેવો હતો–તેના મ્હોંપરનું લોહી બહુ અંશે ઉડી ગએલું હતું; પરન્તુ તેના ઉંચા અને વિશાળ કપાળપર બુદ્ધિમત્તાની રેષાઓ પડેલી સ્પષ્ટ જોઇ શકાતી હતી. તેનું લલાટ એક વિદ્વાન્ પુરૂષના જેવું તેજસ્વી હતું. તે સમયે યુરોપની પ્રજામાં પુરૂષો દાઢી–મૂછ રાખતા, પરન્તુ આ યુવકે તે રાખ્યાં નહોતાં. આ કારણથી તેનો ચહેરો સુઘડ, ઘાટદાર અને લંબવર્તુળાકૃતિ દેખાતો હતો. તેની કાળી આંખોમાં બુદ્ધિમત્તાનું તેજ ચમકતું હતું. એ બુદ્ધિમત્તાએ જ તેના શરીરના બાંધાને કેવળ એકવડીઓ રહેવા દીધો હતો.

પ્રવાસી યુવકના વદનપર વિચારનિમગ્નતાની છાયા પ્રસરી રહેલી હતી અને કોઇ કોઇ વાર શોકની છાયા પણ દૃશ્યમાન થતી હતી; પણ જ્યારે જ્યારે તે પોતાની દૃષ્ટિને પોતાની સાથે પ્રવાસ કરી રહેલી સુંદરી તરફ ફેરવતો હતો, ત્યારે ત્યારે તેના વદનપરની શોકની છાયા દૂર થતી હતી અને જો એ સુંદરી મંદ સ્મિત કરીને તે યુવક તરફ સપ્રેમ દૃષ્ટિ કરી રહેતી તો પછી યુવકનાં સર્વ દુઃખો અદૃશ્ય થઇ જતાં હતાં અને તે આનંદ તથા ઉત્સાહથી ઘેલો બની જતો હતો. એ સુંદરી પ્રતિની તેની પૂજ્ય વૃત્તિ તે સમયે ઉશ્કેરાતી અને તેથી જ તે અત્યંત ઉત્સાહિત બનતો હતો. એવી કોઇ ધન્ય ક્ષણોમાં એવું જ માલૂમ પડી આવતું કે જાણે મનુષ્યના હૃદયમાં ઉત્પન્ન થતા પ્રેમથી તથા બુદ્ધિમત્તાના વિજયથી મળતા આંતરૂ સુખની પવિત્રતાનો તે અનુભવ કરતો હોયની!

તે યુવક પોતા સાથેની યુવતી પ્રત્યે જે પ્રેમવૃત્તિ ધારણ કરતો

હતો તે ખરેખર પૂજ્યવૃત્તિરૂપ જ હતી, એટલે તેની પ્રેમવૃત્તિનો ઉભરો એવા જોરથી વહન કરવા લાગે તે સ્વાભાવિક હતું. જે પ્રતિમા-જીવંત પ્રતિમા પ્રત્યે તેની આવી પૂજ્યવૃત્તિ ઉભરાઇ રહી હતી તે દરેક રીતે હૃદયહારિણી હતી.

તે ઉંચી અને સુઘટિત અવયવોથી યુક્ત હતી. તેનાં વસ્ત્રો એવાં બંધબેસતાં અને આકર્ષક હતાં કે તેનાં ઘાટીલાં અવયવોથી વ્યક્ત થતી સુંદરતા જોનારની સામે મૂર્તિમંત ઊભી રહેલી દેખાતી હતી. તેના નિતંબ અને સુગોળ સ્તનો તેની આકર્ષકતામાં ઉમેરો કરતાં હતાં. તેના શરીરનો કોઇ પણ ભાગ પ્રમાણ કરતાં વધારે ઉપસી આવેલો કે વધારે બેસી ગએલો દેખાતો જ નહોતો, એટલે સર્વ અવયવો સુપ્રમાણતામાં પરસ્પર હરીફાઇ કરતાં હોય એવું ભાન થતું હતું. છતાં એ આરસની આકૃતિઓ સમાં અવયવો, ગર્વયુક્ત કમાનવાળી ગરદન અને સુદીર્ઘ બાહુ ધરાવતી સુંદરીનાં અંગોપાંગ જ્યારે ગતિમાન થતાં ત્યારે તેમાં એક તીક્ષ્ણ દૃષ્ટિવાળા પ્રેક્ષકને પુષ્કળ વિકારમયતા દેખાઇ આવતી હતી.

તે હાડે ઉકળતી હતી અને તેની વદનચર્યામાં પુરૂષના જેવી દૃઢતા પ્રતીત થતી હતી. તેના કપાળપરથી અતુલ બુદ્ધિમત્તા પણ દેખાઇ આવતી હતી. આ બધાં કારણોથી તે પોતાની વય કરતાં ચાર-પાંચ વર્ષ મોટી દેખાતી હતી.

તેના કેશ કાળા હતા. રેશમના જેવી સુંવાળાશ તેમાં ન હતી પરન્તુ તે લાંબા અને ભરાવદાર હતા. તેના ઉંચા, વિશાળ અને પ્રતિભાથી તેજસ્વી દેખાતા કપાળપરથી તેણે પોતાના કેશગુચ્છને સમારીને પાછળ બાંધ્યો હતો. તેની ભ્રમરો કાળી અને ધનુષ્યની પેઠે વળેલી હતી. તેની નીચે કાળી તેજદાર આંખો હતી જેની ઉંડાણ-માંથી પ્રજ્વલિત અગ્નિ સમાં કિરણો ચમકી રહેલાં હતાં.

તેનું વદન સુકુમાર અને ઉજ્જવલ હતું, પરન્તુ સૂર્યાતાપથી તે પર સહેજ ઝાંખાશ આવવા પામી હતી. તેની સુંદર પણ સહેજ

ઝાંખી ચામડીની નીચે નીરોગી લાલ લોહી વહન કરી રહ્યું હતું, એટલે તેના વદનપર જે ગાઢ લાલી દેખાઇ આવતી હતી તે તેની નીરોગિતાનું જ સૂચન કરી રહી હતી. તેની નાસિકા અને દાંત કિંચિન્માત્ર દોષ વિનાના હતા. જરાએ ડાઘ વિનાના-વિશુદ્ધ હાથી-દાંતની સાથે તેના દાંત હરીફાઈ કરતા હોય એમ જણાતું હતું. તેના સૌંદર્યમાં સર્વ પ્રકારની વિશિષ્ટતા હતી અને મનુષ્યનાં ચર્મચક્ષુઓથી કોઇ પ્રકારની ન્યૂનતા માલૂમ પડતી નહોતી. તેની શારીરિક સુઘટિતતા, સુઘડ સૌંદર્ય અને અપ્રતિમ બુદ્ધિમત્તાને લીધે તે એક સુંદર, મનમોહક અને પૂજ્ય રમણી દેખાઇ આવતી હતી.

જે બે પ્રવાસીઓનું વર્ણન ઉપર કરવામાં આવેલું છે તેઓ જે દેશમાં પ્રવાસ કરતાં હતાં તે જ દેશનાં વતની નહોતાં. યુવક જર્મનીનો વતની હતો અને યુવતી અંગ્રેજ માબાપની પુત્રી હતી, પરન્તુ યુરોપના કોઇક જ દેશની ભાષા તેમને નહિ આવડતી હોય, અર્થાત્ લગભગ સર્વ ભાષાઓનું તેમને જ્ઞાન હતું. આ કારણથી સ્પેનમાં કિંવા અન્ય કોઇ દેશમાં પ્રવાસ કરતાં પણ તેમને તે દેશની બોલીના સંબંધમાં કશી અડચણ પડતી નહિ.

જે પ્રાચીન સમયની આ વાર્તા છે તે સમયે પુરૂષોનો પોષાક બહુધા તેમની સામાજિક પદવી અથવા વ્યવસાયને અનુસરતો જ હતો, એટલે કે એક પુરૂષ પોતાને ઘટતો પોષાક જ પહેરતો. આ કારણથી એ પ્રવાસી યુવકના કેવળ ગરીબાઇવાળા નહિ પરન્તુ વિનય અને નમનતાઇવાળા પોષાક ઉપરથી સહેલાઇથી સમજી શકાતું હતું કે એ યુવક જર્મનીમાં તે સમયે બહુ ઓછા પ્રમાણમાં માલૂમ પડતા વર્ગનો-વિદ્યાર્થીઓના બંધુમંડળનો હતો. ખ્રિસ્તી પ્રજાઓમાં વિદ્યાર્થીઓના બંધુમંડળનો વર્ગ જર્મનીમાંથી જ શરૂ થયો હતો. તેણે એક ટૂંકો ઝબ્બો પહેર્યો હતો અને તેના એ કાળા રંગના વસ્ત્રને તેણે પોતાના કમરની આસપાસ ચામડાના પહોળા પટ્ટાથી મજબૂત રીતે ખેંચી બાંધ્યું હતું. પટ્ટાને એક તલ્વાર લટ-

કાવેલી હતી. પોતાના મસ્તકપર તેણે ઉંચા રેશમની ભરતકામ-વાળી એક નાની ટોપી પહેરી હતી જે તેના માથાને ચપોચપ બેસી જતી હતી અને તેથી એ ટોપી બેસી જતાં તેના ટુંકા ગુંચળા-વાળા વાળ ટોપીની કાળી કિનારી જેવા દેખાતા હતા. આ રેશમી નાની ટોપી ઉપર તેણે એક બીજી મોટી ટોપી પહેરી હતી અને એ ટોપી ઉપર તેણે એક કાળું પીછું શોભા ખાતર લગાવેલું હતું. પગે તેણે લાંબાં મોજાં પહેરેલાં હતાં અને તેથી તેના પગ ઘુંટણ-સુધી ઢંકાઇ રહેતા હતા. તેણે જે બૂટ પહેર્યા હતાં તેની એડીપર નાના ખીલા લગાડવામાં આવેલા હતા જે બૂટનાં તળીયાંનું રક્ષણ કરતાં હતાં. ઘોડાના જીન પાછળ એક નાની ચામડાની થેલી બાંધ-વામાં આવી હતી જેમાં પહેરવાના ઉપયોગમાં આવે તેવાં કપડાં, લખવાનાં સાધનો, થોડાં પસંદ કરેલાં હસ્તલિખિત પુસ્તકો અને એકાદ બે બીજી નાની ચીજો હતી.

યુવતી કેવળ સાદાં વસ્ત્રોમાં સજ્જ થઇ હતી, પરન્તુ તેનાં વસ્ત્રોનું કાપડ ઉંચી જાતનું જણાતું હતું. તેનું બદન તેના શરીરને બરાબર બંધબેસતું હતું અને તેનો લાંબો ચણીઓ જેની કિના-રીએ સુંદર ભરતકામ કરેલું હતું તે તેના પગની પાનીસુધી ઝુકી રહેલો હતો. પોતાના સહપ્રવાસી યુવકના જેવી જ સ્વચ્છ લાંબી ટોપી–પણ કાળા પીછા વિનાની–તેણે પોતાના ઘાટદાર મસ્તકપર ધારણ કરી હતી. તેના સુંદર કેશ ટોપીની પાછલી બાજુએ ત્રણ–ચાર સરોમાં ગુંથેલા લટકી રહ્યા હતા. તેનાં પહેરવાનાં વસ્ત્રો અને બીજી ઉપયોગી સામગ્રી ચામડાની એક નાની થેલીમાં તેની સુંવાળી ગાદીવાળા જીન સાથે બાંધી દેવામાં આવી હતી.

એ પ્રમાણે બે પ્રવાસીઓ પીરીનીઝ પર્વતોના પશ્ચિમ દિશાના છેડાથી શરૂ થતા રસ્તાપર સ્પેનની મધ્યના તથા દક્ષિણનાં શહેરો તરફ પ્રવાસ કરી રહ્યાં હતાં. તેઓ બર્ગોસ નામનું પ્રાચીન શહેર

વટાવીને અત્યારે ઓકા પર્વતો*ની ઉંચી હારોની નિકટ પહોંચી ગયાં હતાં. આ ગગનચુંબી પર્વતશ્રેણીના ઘણા ભાગોમાં જંગી વનો આવી રહ્યાં હતાં અને તે તેઓને દૃષ્ટિગોચર થતાં હતાં. સાંજ પડવા આવી હતી અને પ્રવાસીઓ નજીકમાં કોઇ નાનું ગામ અથવાતો એકાંત આશ્રમસ્થાન રાત ગાળવા માટે ચોતરફ શોધી રહ્યાં હતાં પરન્તુ એવું કોઈ પણ સ્થાન નિકટમાં જોવામાં આવતું નહોતું.

પશ્ચિમ દિશાની ક્ષિતિજ રક્તવર્ણીય અને ઝળહળતા તેજમાં નાહી રહી હતી. સૂર્યદેવ પશ્ચિમ દિશાનાં વાદળાંમાં એક મરણ પામતા યોદ્ધાની પેઠે ડૂબી ગયો અને જેમ જેમ તેઓ પર્વતશ્રેણીની નજીક ને નજીક આવવા લાગ્યાં તેમ તેમ ચોતરફ વીંટળાઈ વળેલા પર્વતોની કૃષ્ણવર્ણીય આકૃતિઓ તેમના હૃદયમાં ભયનો સંચાર કરવા લાગી. સંધ્યા અદૃશ્ય થઇ ગઇ અને ધીમે ધીમે રાત્રિનો અંધકાર પ્રસરવા લાગ્યો. ભયસંચાર કરતી પર્વતશ્રેણી ઉપર રૂપેરી ચંદ્રલેખાનો ઉદય થયો અને ઓકા પર્વતોનાં ઘેરાં વનો ઉપર તે મંદ તથા મૌન રીતે ગતિમાન થવા લાગી.

યુવતીએ પોતાના સોબતીની નજીકમાં પોતાના ઘોડાને હાંકીને કહ્યું: “ પ્રિય બર્થોલ્ડ ! ખરેખર આપણે રસ્તો ભૂલ્યાં હોઇએ એમ લાગે છે. ” જોકે સામાન્ય સ્ત્રીઓ કરતાં એ યુવતીમાં શૌર્ય અને ધૈર્ય વિશેષ હતાં, તોપણ આસપાસનું સુંદર દૃશ્ય અત્યારે ભયંકર લાગવા માંડયું હોવાથી તેનું હૃદય ધડકવા લાગ્યું હતું.

યુવકે પોતાની સહપ્રવાસિની તરફ પ્રેમયુક્ત દૃષ્ટિ કરીને અત્યંત મૃદુ, માયાળુ અને આશ્વાસનદાયક સ્વરે કહ્યું: “ નહિ, વ્હાલી જોન ! આપણે રસ્તો નહિ જ ભૂલ્યાં હોઇએ. પ્રિયે ! આ ધોરી રસ્તો છે. બર્ગોસના મુસાફરખાનાના માલીકે આપણને શું ખાત્રીથી નહોતું

* સીએરા–ડી–ઓકા અર્થાત્ ઓકા પર્વતો. ‘સીએરા’નો અર્થ કરવતના દાંતા થાય છે, એટલે કરવતના દાંતાની પેઠે આવી રહેલી હારબંધ ટેકરીઓવાળી પર્વતાવલિ તે સીએરા–ડી–ઓકા.

કહ્યું કે રાત પડ્યા પહેલાં આપણે જરૂર એકાદ ગામડામાં પહોંચી જઇશું ?" પોતાની પ્રિયતમાના ધૈર્યયુક્ત પરન્તુ વાદ્યયંત્રના સ્વર જેવા મધુર શબ્દો સાંભળીને દયા અને માયાનો ઉભરો પ્રવાસીના હૃદયમાં ચડી આવ્યો હતો.

જોન બોલી: "પરન્તુ આપણે બર્ગોસ છોડ્યા પછી રસ્તામાંના એક સ્થાને એક કલાક અથવાતો તેથી પણ વધારે વખત રોકાઇને ગાળ્યો હતો એ તને સાંભરતું હશે; અને મુસાફરખાનાના માલીકે આપણને જે માહિતી આપી હતી તે તો એવી ગણત્રી કરીને આપી હતી કે આપણે ક્યાંય પણ અટક્યા વિના જ પ્રવાસ કરીએ; તેની એ જ માહિતી ઉપર આપણે આધાર રાખ્યો છે."

પોતાની જાતને જાણે કે ઠપકો આપતો હોય તેવે સ્વરે પ્રવાસી બોલ્યો: "મારી પ્રેમપ્રતિમા! આ પર્વતપ્રદેશમાં એકાદ ભોમીયાની મદદ લેવાની પણ મેં ના કહી હતી એ મારી મૂર્ખતા જ હતી અને હવે એ મૂર્ખતાને કારણે જો આ પર્વતોની વચ્ચે ખુલ્લા મેદાનમાં રાતવાસો કરવાની તને ફરજ પાડનારો હું થઇ પડીશ, તો ખરેખર, મારા દિલને બહુ દુઃખ પેદા થશે."

બની શકે તેટલા આનંદિત સ્વરે જોન બોલી: "બર્થોલ્ડ! મારે કારણે તું જરા પણ દુઃખ લગાડીશ નહિ. હું શરીરે મજબૂત છું અને પૂરતી તંદુરસ્તી ભોગવું છું; પરન્તુ પ્રિય બર્થોલ્ડ! તું શરીરે કાંઇક નિર્બળ છે અને વળી......"

બર્થોલ્ડ વચમાં બોલી ઉઠ્યો: "અરે ના રે ના! તું જ્યારે મારી પાસે હોય છે અને તારા સંરક્ષક તરીકે મારા પર આધાર રાખે છે, ત્યારે તો મારામાં રાક્ષસી બળ અને અસાધારણ ઉત્સાહ પેદા થાય છે! ચાલ, ઘોડાને જરા દબાવ, અને તું ધારે છે તેમ જો રાત પડ્યા પહેલાં આપણે એકાદ કલાક બરાબર પ્રવાસ કરીશું તો આપણે જરૂર એકાદ ગામડામાં પહોંચી જઇ શકીશું અને એ રીતે આ પર્વતોની ભેજવાળી હવામાં રાતવાસો કરવાની આપણને જરૂર પડશે નહિ."

આમ કહીને બર્થોલ્ડે પોતાના ઘોડાને એડી મારીને જરા ઉતાવળે ચલાવ્યો અને જોન પણ પોતાના ઘોડાને ઉતાવળે ચલાવતી તેની બાજુએ રહી પ્રવાસ કરવા લાગી.

જમણા હાથપર ખેડાયા વગરની સૂની જમીન આવ્યે જતી હતી અને ચંદ્રના ઝાંખા અજવાળામાં તેનું તેવું સ્વરૂપ દેખાઈ આવતું હતું. ડાબે હાથે ઘીચ જંગલનો મોટો વિસ્તાર આવો રહેલો હતો અને તે જમીનપરથી ઠેઠ ઓકા પર્વતોની દૂરની ઉંચી ટેકરીઓ સુધી પથરાતો આકાશમાં અદૃસ્ય થઇ જતો દેખાતો હતો.

નભપ્રદેશમાં તારાઓ એક પછી એક ચમકવા લાગ્યા અને આકાશમાં સ્થિર થઇ ચંદ્રની સાથે વિહાર કરવા લાગ્યા. ચંદ્ર પણ ધીમે ધીમે પોતાના પ્રકાશમાં વધારો કર્યે જતો હતો.

ઉપર જણાવેલો સંવાદ પ્રવાસીઓ વચ્ચે થયા પછી તેઓ ત્રણ માઇલ ઉપરાંત આગળ વધ્યા, એટલે છેવટે એ પ્રસરી રહેલા અંધકારમાં કેટલેક દૂર એક ઝાંખો દીવો બળતો તેમના જોવામાં આવ્યો. દીવો જોઇને પ્રવાસીઓનાં દિલમાં આનંદનો સંચાર થયો. તેઓને આશા બંધાઇ કે હવે આખા દિવસના પ્રવાસનો શ્રમ ઉતારવાના સ્થાનની નજીક તેઓ આવી પહોંચ્યાં છે. પોતાના નિમકહલાલ ઘોડાઓને તેઓ વધારે ઉતાવળી ગતિથી ચલાવવા લાગ્યાં અને તેઓ એક નાના ગામડામાં આવી પહોંચ્યાં. ગામડામાં થોડાં જ મકાનો દેખાતાં હતાં અને રાત્રિના અંધકારમાં પણ તેનો ગરીબડો દેખાવ સહજમાં કળી શકાતો હતો.

તેમના ઘોડાઓના દાબડા ભાંગ્યા-તૂટ્યા રસ્તાપર પડવાથી થતા અવાજને લીધે પ્રસરી રહેલી ગંભીર શાંતિનો ભંગ થયો ત્યાંસુધી એ ગામડામાં શ્મશાનવત્ શાંતિ પ્રસરી રહેલી હતી. એક પણ ઘરની બહાર ગામડાનો એક પણ નિવાસી દૃષ્ટિગોચર થતો નહોતો; અને દીવો પણ માત્ર એક જ દેખાતો હતો. આ દીવો પણ તે જ એક હતો કે જે પ્રવાસીઓએ ઘણે દૂરથી જોયો હતો અને જે એક મોટા

મકાનના ઉપરના માળમાં બળી રહ્યો હતો. એ મકાનના બારણા ઉપર લટકાવેલા તે સ્થાનના નામના પાટીયાપર દીવાનો આછો પ્રકાશ પડતો હતો અને તે ગામડાનું તે એક મુસાફરખાનું હતું એવું તે પાટીયાપરનું નામ વાંચવાથી જાણી શકાતું હતું. પ્રવાસીઓ ત્યાં આગળ થોભ્યા. બર્થોલ્ડે ઘોડાપરથી ઉતરીને જોરથી બારણું ખખડાવ્યું.

જે બારીમાંથી દીવો બહાર દેખાતો હતો તે બારીમાંથી એક માણસે બહાર ડોકીઉં કર્યું.

બર્થોલ્ડ બોલ્યોઃ "અમે પ્રવાસીઓ છીએ અને માત્ર રાતો-રાત અમારે અહીં થોભવું છે. નીચે આવીને અમને ઉતાવળે અંદર દાખલ કરો. તેનો પૂરતો બદલો તમને આપીશું."

ડોકીઉં કરનાર એ મુસાફરખાનાનો માલીક હતો. તે બોલ્યોઃ "કોર્ડોવાના મૂર રાજાનો બધો ખજાનો મને તમે આપવા માંગો, તોપણ હું તમારી માંગણીનો સ્વીકાર કરી શકું તેમ નથી. તમારી સાથે એક સ્ત્રી છે અને તેને પણ આશ્રયસ્થાનની જરૂર છે, એ હું સમજું છું, તોપણ મારે બારણેથી તમને પાછાં વાળવાની જ મને જરૂર પડે છે, તે માટે મને દિલગીરી થાય છે; પણ શું કરૂં સાહેબ? મારૂં મુસાફરખાનું નીચેથી ઉપર સુધી ખીચોખીચ ભર્યું છે અને વળી આજની રાત્રે કોઇ અજાણ્યા મુસાફરને દાખલ કરવાની હિંમત હું બીડી શકું તેમ નથી."

કેવળ અકલ્પિત નિરાશા મળવાથી ચ્હીડાએલા બર્થોલ્ડે કહ્યુંઃ "તો પછી, આ ગામડામાં એવું કોઇ બીજું ઘર અમને બતાવો કે જ્યાં અમે રાતની રાત નિરાંતે ગાળી શકીએ."

માલીકે જવાબ આપ્યોઃ "આપની એ માંગણીનો જવાબ પણ ગાનપૂર્વક નકારમાં વાળ્યા વિના મારો છૂટકો નથી, સાહેબ! એકકે એક ઘરમાં આજની રાત્રે મ્હેમાનો આવી રહેલાં છે, અને ખરેખર, આવતી કાલસુધી આશ્રય માંગનારી આખી મંડળીનો સમાવેશ કરવાને આ ગામડું અશક્ત હતું; એટલે એક વૃદ્ધ રક્ષિકાની સાથે કેટલાંક મ્હેમાનો કિલ્લામાં રાતવાસો કરવા ગયાં છે—"

એ શબ્દો સાંભળતાં બર્થોલ્ડને આશા ઉત્પન્ન થઇ કે આ મુશ્કેલ સ્થિતિમાં પોતાને તથા પોતાની સહપ્રવાસિનીને આશ્રય મળે તેવું સૂચન એ મુસાફરખાનાના માલીકના શબ્દોમાં રહેલું છે. તે એકદમ બોલી ઉઠયોઃ "ઓહો! ત્યારે નજીકમાં એક કિલ્લો પણ છે કે? કદાચ અમને ત્યાં વધારે સારો આવકાર મળી શકશે."

માલીકે ટૂંકો જવાબ આપ્યોઃ "તમને ઠીક લાગે તો યત્ન કરી જુઓ મહેરબાન! પણ આપનો યત્ન સફળ થવા માટે મને શંકા છે. આજે સાંજે અમારા પડોશમાં જે પ્રવાસીઓ આવ્યાં છે તેના સરખાં પ્રવાસીઓ જ્યારે જ્યારે આ રસ્તે થઇને પસાર થાય છે, ત્યારે ત્યારે જે જે ઘરમાં તેઓ ઉતારો કરે છે તે દરેક ઘરવાળો બીજા કોઇ મ્હેમાનોને આશ્રય આપવાની જરા પણ હિંમત બીડી શકતો નથી."

વધતી જતી અધીરાઇથી બર્થોલ્ડે પ્રશ્ન કર્યોઃ "આવી રીતે બધીએ સગવડ પોતાને માટે દબાવી બેસનારાં એવાં પ્રવાસીઓ તે કોણ છે વળી?"

માલીકે જવાબ આપ્યોઃ "એક સો કુમારિકાઓ; બીજું વળી કોણ?" પછી આ લાંબા વાર્તાલાપનો અંત આણવાની આતુરતાથી માલીક ઉતાવળે ઉતાવળે બોલ્યોઃ "પણ જો કાલાત્રાવાના કિલ્લામાં આશ્રય શોધવાનો યત્ન કરી જોવાની તમારી ઇચ્છા હોય, તો વધારે વખત ખોયા વિના તમે આગળ વધો. અહીંથી અર્ધો-પોણો માઇલ દૂર ગયા પછી ડાબા હાથ તરફ પહેલાં વળજો અને તમે રસ્તો ભૂલી જાઓ એવો સંભવ નથી, કારણકે રસ્તો તુરત ધ્યાનમાં આવી જાય તેવો છે."

એ પ્રમાણે બોલીને મુસાફરખાનાના માલીકે બારી બંધ કરી અને પછી તુરત જ તે ઓરડામાંનો દીવો પણ તેણે હોલવી નાંખ્યો.

## પ્રકરણ ૨ જું.

### કાલાત્રાવાનો કિલ્લો.

મુસાફરખાનાના માલીકે જે અનાદરવૃત્તિ દર્શાવી હતી તેથી બર્થોલ્ડને ગુસ્સો તથા નિરાશા પ્રાપ્ત થયાં હતાં, પરન્તુ જોને એક પ્રેમાળ સુંદરીની સંપૂર્ણ ભાવના સાથે બર્થોલ્ડને આશ્વાસન આપી કેવળ નિરાશ થતો અટકાવ્યો.

બર્થોલ્ડ પુનઃ પોતાના ઘોડાપર સવાર થયો, એટલે બેઉ જણાં ગામડું છોડીને પુનઃ પોતાને માર્ગે આગળ વધ્યાં.

બર્થોલ્ડના મગજમાં જે વિચારો અત્યારસુધી ચાલી રહ્યા હતા, તેનું દર્શન કરાવતો તે બોલ્યોઃ "એક સો કુમારિકાઓ વળી કોણ છે? કોના સંબંધે એ મુસાફરખાનાવાળાએ આપણને કહ્યું?"

જોન બોલીઃ "એ ભેદ ઉકેલવામાં તમારી પેઠે હું પણ ગુંચવાઈ ગઇ છું. જ્યારે તેણે આપણને એ એક સો કુમારિકાઓ સંબંધે કહ્યું, ત્યારે આપણે સ્પેનમાં કેવળ અજાણ્યાં પ્રવાસીઓ છીએ અને એ કુમારિકાઓની વાતથી પણ કેવળ અજાણ્યાં જ છીએ તેનો તેણે વિચાર જ નહિ કર્યો હોય એમ સ્પષ્ટ જણાઇ આવે છે. તેણે આપણો અનાદર કર્યો તે માટે તેણે રજુ કરેલા કારણનું વાજબીપણું આપણે તુરત માન્ય કરી લઇશું એવું સમજીને જ તેણે આપણને એ કુમારિકાઓ વિષે કહ્યું હશે."

"હા, એમ જ. વળી તેણે એમ પણ માન્યું હશે કે જ્યાં જ્યાં એક સો કુમારિકાઓ રાતવાસો કરવાનું ઠરાવે છે, ત્યાં ત્યાં બીજા કોઈ પરોણાઓ દાખલ થવાની આશા રાખી શકતા નથી એવા તેના કથનને આપણે માન્ય કરી લઇશું. પણ તેણે આપણને ડાબે હાથ વળવાનું કહ્યું હતું તે વળવાનું સ્થાન આ જ છે; અહીં વળવાથી જે રસ્તો આગળ ચાલે છે તે કાલાત્રાવાના કિલ્લા તરફ જતો હોવો જોઇએ."

બની શકે તેટલા પ્રમાણમાં પોતાના સ્વરને આનંદી બનાવતી જોન બોલી: "હા, ચાલો, આપણે આશા રાખીશું કે તે સ્થળે જ આપણે વધારે ભાગ્યશાળી નીવડીશું."

હવે પ્રવાસીઓએ પોતાના અશ્વોને મુખ્ય રસ્તાની બહાર ચલાવ્યા અને એક સાંકડા રસ્તામાં દાખલ કર્યા. એ સાંકડે રસ્તે ચાલતાં તેઓ ઓક્ટા પર્વતોના વનમાં એકદમ પેઠાં. દૃષ્ટિ ભેદી પણ ન શકે તેવી પાંદડાંની ઘટાવાળાં મોટાં મોટાં વૃક્ષો એ રસ્તાની બન્ને બાજુએ ધીચોધીચ આવી રહેલાં હતાં. ચંદ્રનાં કિરણો એ ઘટાને ભેદીને રસ્તાપર પ્રકાશનાં કિરણો ફેંકવાને અસમર્થ થઇ પડયાં હતાં, તેથી લગભગ ગાઢ અંધકાર જ એ સાંકડા રસ્તા ઉપર ફેલાઇ રહેલો હતો.

બર્થોલ્ડ અને જોન આગળ વધ્યાં, એટલે તેઓને માલૂમ પડયું કે એ અંધકારવાળો રસ્તો ચઢાણમાં જતો હતો અને ચઢાણ ધીમે ધીમે વધારે ને વધારે આકરૂં થતું જતું હતું. ઘોડાઓ બહુ મુશ્કેલીથી એ ચઢાણ ચડી શકતા હતા. રસ્તામાં તેઓ માંહોમાંહે એક બીજાને સવાલ-જવાબ કરતાં હતાં અને આનંદોત્પાદક અનુમાનો બાંધતાં હતાં, જોકે તેઓ મનમાં એવું માની રહ્યાં હતાં કે એ શ્રમોત્પાદક પ્રવાસ હવે પૂરો થવા આવ્યો છે. એ પ્રમાણે તેઓએ લગભગ અર્ધો કલાક પ્રવાસ કર્યો. છેવટે તેમના ઘોડા અત્યંત થાકી ગએલા જણાવા લાગ્યા, ત્યારે તેઓએ થોડે છેટે ચંદ્રનો પ્રકાશ પડતો જોયો અને થોડી ક્ષણોમાં તેઓ એ ઘટાદાર સાંકડા રસ્તામાંથી બહાર નીકળ્યાં.

આસપાસ ગોળાકારે આવી રહેલા ઓક્ટા પર્વતોની શ્રેણી તેમની સંમુખ દેખાવા લાગી. પર્વતનાં ચઢાણો એક બીજાની ઉપર પગથીયાંની પેઠે દેખાઇ રહેલાં હતાં, તેમાંનાં પહેલા ચઢાણ પાસે તેઓ આવી પહોંચ્યાં હતાં. રસ્તાની બન્ને બાજુએ આવેલું વન એકાએક બંધ થઇ ગયું અને ચઢાણ ઉપરની ટેકરીઓ પણ એકકે વૃક્ષના અસ્તિત્વ વિનાની કેવળ ખુલ્લી દેખાવા લાગી. પરન્તુ એ ટેકરીઓની

પાછળ પુનઃ જંગલો આવી રહેલાં હતાં અને તે પછીના બીજા ચઢાણસુધી તે લંબાએલાં હતાં. જે પહેલા ચઢાણની ટોચે પ્રવાસીઓ આવી પહોંચ્યાં હતાં તે સ્થાને જમીન લગભગ સપાટ હતી, જોકે કોઇ કોઇ સ્થળે જરા ઉંચી-નીચી પણ હતી; પરન્તુ રસ્તો તો ઘોડાઓની સગવડને માટે સીધો અને સપાટ કરવામાં આવેલો જણાતો હતો.

આકાશમાં હવે વાદળાં એકઠાં થતાં જતાં હતાં, ચંદ્ર તથા તારાઓ ઝાંખા પડતા હતા અને વરસાદનાં મોટાં ફોરાં પડવા લાગ્યાં હતાં, એટલે કુદરતનો વિપ્લવ થવાનાં ચિન્હો દેખાતાં હતાં. પવન આસપાસનાં વનોમાં ઘોર શોર મચાવવા લાગ્યો હતો અને દરેક વસ્તુમાં ઉપદ્રવ થતો દેખાતો હતો. પરન્તુ પર્વતના આ વિશાળ ચઢાણ ઉપર આવી પહોંચ્યા પછી પા કલાક કરતાંએ ઓછા સમયમાં એ પ્રસરી રહેલા અંધકારાવરણને બીજે છેડે એક દીપક પ્રકાશી રહેલો પ્રવાસીઓના જોવામાં આવ્યો જેથી તેઓ આનંદ પામ્યાં. થોડી ક્ષણોમાં તો કેટલીક કૃષ્ણવર્ણીય ઘાટ વિનાની મોટી આકૃતિઓ દેખાવા લાગી, જે પાછળની વનપ્રદેશથી ઢંકાએલી ટેકરીઓના મોખરામાં છૂટી છૂટી ઊભેલી દૃષ્ટિગોચર થતી હતી. બર્થોલ્ડ અને જોન તે આકૃતિઓની વધારે નજીક પહોંચ્યાં, એટલે તે આકૃતિઓ ધીમે ધીમે મકાનોની એક નિયમિત હારનું સ્વરૂપ પકડતી દેખાવા લાગી, અને તુરત જ તેઓ પોતાની સમીપે કોટની દીવાલો, તેના કાંગરા, કોઠા અને એક વિશાળ કિલ્લાના બૂરજો આવી રહેલાં જોવા લાગ્યાં.

કિલ્લાની આસપાસ ખાઇ જેવું કશું નહોતું એટલે કિલ્લાના મુખ્ય દ્વારની પાસે પૂલ પણ નહોતો. ટુંક સમયમાં તો પ્રવાસીઓ કિલ્લાના જંગી દરવાજા પાસે પણ આવી પહોંચ્યાં.

જે દીપક જોઇને પ્રવાસીઓ આનંદ પામ્યાં હતાં અને જેથી આકર્ષાઇને તેઓ ત્યાં આવી પહોંચ્યાં હતાં, તે કિલ્લાના દરવાજા પરના ચોરસ બૂરજના એક નાના દ્વારમાંથી બહાર દેખાતો હતો. દરવાજાનાં જંગી બારણાંની બાજુએ લટકી રહેલો એક જાડો

લોખંડનો તાર ખેંચતાં જ તુરત તે દીવો પાછળ ખેંચાઇ ગયો.

પરન્તુ તે દીવો તુરત જ નીચેના બીજા દ્વારમાંથી હવે દેખાવા લાગ્યો અને પછી તુરત જ તે પુનઃ અદૃશ્ય થઇ ગયો. તે ઉપરથી પ્રવાસીઓને ખાત્રી થઇ કે તેમના આહ્વાનનો જવાબ આપવાને કોઈ નીચે ઉતરી રહ્યું હતું.

થોડી ક્ષણોમાં એક ચોરસ ફૂટ જેવડું એક નાનું દ્વાર દરવાજાના જંગી બારણામાંથી ઉઘડ્યું અને તેમાંથી દીવો બળતો પુનઃ દેખાવા લાગ્યો. પરન્તુ તુરત જ અંદરથી એક માણસે બહાર ડોકું કાઢ્યું અને અજવાળાને સ્થાને અંધારૂં દેખાવા લાગ્યું. એ માણસે સખ્ત અવાજે પૂછ્યું: "તમે અહીં કેમ આવ્યાં છો?"

**બર્થોલ્ડે** જવાબ આપ્યો: "આ સ્ત્રી અને મારે માટે, નહિતો છેવટે માત્ર આ સ્ત્રીને જ માટે એક રાતનો આશરો અમને જોઇએ છે. અમારો અનાદર નહિ કરવાની હું તમને વિનતિ કરૂં છું, કારણકે આજે અમે બહુ લાંબી મુસાફરી કરી છે અને પાસેના ગામડામાં અમે વિલક્ષણ અનાદર અનુભવ્યો છે. હવા ભયકારક થતી જાય છે, મારી સહપ્રવાસિની કેવળ થાકી ગઇ છે–"

એ માણસે પહેલાં કરતાં નમ્ર સ્વરે વચમાં કહ્યું: "હા, સાહેબ! એ ગામડામાં તમને કેમ આશ્રય ન આપવામાં આવ્યો તે હું સમજું છું અને એ જ કારણથી હું પણ તમોને કિલ્લામાં દાખલ ન કરવા કહી શકું; પરન્તુ તમે કહો છો કે પવન તથા વરસાદનું તોફાન થવાની તૈયારી છે; વળી તમે આશરો મેળવી શકો એવું કોઇ પણ બીજું સ્થળ પડોશમાં છે નહિ અને આ બિચારી સ્ત્રીને પર્વતોની વચ્ચે રાતવાસો કરાવવો એ બહુ નિર્દય કામ લેખાય."

અત્યંત આર્જવપૂર્વક **બર્થોલ્ડ** બોલ્યો: "પ્રિય બંધુ! ખરેખર તેમ જ છે. કૃપા કરીને અમારી વિનતિ માન્ય કરો અને ખાત્રી રાખજો કે તેનો બદલો તમને અમે જેવો તેવો આપીશું નહિ."

તે માણસ બોલ્યો: "અને તોપણ એ કામ મારી જીંદગીના

જોખમ જેવું છે." છતાં પ્રવાસીઓની તરફેણમાં જ તેની લાગણીઓ ખેંચાઇ જતી હતી. તે ઉતાવળે મનોનિશ્ચય કરતો બોલ્યો: "પણ પહેલાં મને એવું વચન આપો કે જે ઓરડામાં હું તમને ઉતારો આપું, તે ઓરડામાંથી હું તમને રજા ન આપું ત્યાંસુધી તમારે બિલકુલ બહાર નીકળવું નહિ અને વિશેષમાં એવું પણ વચન આપો કે તમે આજની રાત કાલાત્રાવાના કિલ્લામાં ગાળી હતી એ વાત તમારે બીજા કોઇને કહેવી નહિ."

"અમે પૂરા અંતઃકરણથી એવું વચન આપીએ છીએ." બર્થોલ્ડ બોલ્યો અને પાછળ જોને પણ એવું જ વચન આપ્યું.

"તો પછી હું તમારી માંગણી સ્વીકારૂં છું." તે માણુસ બોલ્યો અને તુરત જ કિલ્લાના દરવાજાનાં જંગી બારણાં ઉઘડવા લાગ્યાં.

પોતાની માંગણીનો આ પ્રમાણે સ્વીકાર થયો અને યત્નને સફળતા મળી તેથી પ્રવાસીઓ આનંદ પામ્યાં અને તેઓ ઘોડાપરથી ઉતરી ગયાં. તેમના ઘોડાને પેલા માણુસની સાથેનો એક પંદર વર્ષની વયનો છોકરો દોરી ગયો. એ છોકરો ઘોડાને કિલ્લાની અંદર લઇ જવાને બદલે કોટની બહાર આવેલા એક રસ્તાપર દોરી ગયો. પેલો માણુસ કે જે એ છોકરાનો બાપ થતો હતો, તેણે તેને આજ્ઞા કરી: "સંભાળજે, જે તબેલામાં કુમારિકાઓનાં ટટ્ટુને રાખ્યાં છે તેમાં એ ઘોડાઓને રાખતો નહિ."

"વળી પાછી કુમારિકાઓ!" બર્થોલ્ડ અને જોન મનમાં જ એ શબ્દો ઉચ્ચારીને એક બીજાની સામું આશ્ચર્યપૂર્વક જોઈ રહ્યાં. તુરત જ તેઓએ પોતાની નજર પાછી પેલા પુરૂષ તરફ કરી કે જેણે આટલું બધું જોખમ વેઠીને કાલાત્રાવાના કિલ્લામાં આવી રૂડી રીતે તેમનું સ્વાગત કર્યું હતું.

તે પુરૂષ મધ્યમ વયનો હતો અને બહુ આકર્ષક દેખાવવાળો નહોતો. તેના ચહેરામાં કાંઇક સખ્તાઈ અને નિર્દયતા દેખાતી હતી. પ્રવાસીઓ પણ મનમાં સમજી ગયાં હતાં કે તેઓને તેણે ત્યાં આશરો

આપ્યો હતો તેમાં તેની ઉદાર વૃત્તિ સમાએલી નહોતી પરન્તુ અસાધારણ બદલો મળવાની આશાએ તેણે તેમ કર્યું હતું.

તેણે ગંદા કપડાં પહેર્યા હતાં, તે ઉપરથી કિલ્લામાંનો તે એક મજુર કિંવા પહેરેગીર હોય એવું સમજી શકાતું હતું. તેનું મજબૂત અને જાડું શરીર, ટૂંકી ગરદન અને સ્થૂળ અવયવો ઉપરથી તેનું પાશવ બળ અને ઘાતકી સ્વભાવ પ્રતીત થતાં હતાં.

દરવાજાનાં બારણાં ઉઘડયાં એટલે તેઓએ એક કમાનવાળી વિશાળ દેઢીમાં પ્રવેશ કર્યો. પહેરેગીરના હાથમાંના ફડફડતા દીવાના પ્રકાશમાં એક ગમગીન બંદીખાનાનાં બારણાંમાં તેઓ પ્રવેશ કરતાં હોય એવો પ્રવાસીઓને ભાસ થયો; પરન્તુ પહેરેગીર તેમને એ બારણાં બંધ કરીને ઉતાવળે ઉતાવળે એ ગમગીન સ્થળેથી આગળ લઇ ગયો. દેઢીમાંથી આગળ વધતાં એક નાનો ચોક આવતો હતો તેમાં થઇને તે તમને દોરી ગયો અને બૂરજની છેક નીચે એક કમાનમાં ઉંડા બેસાડેલા નીચા દ્વાર આગળ તે થોભ્યો. તેના કમ્મરપટ્ટા સાથે લટકાવેલી કુંચીઓના ઝુમખામાંની એક કુંચી બેસાડીને કાંઇક મુસ્કેલીથી તેણે તે દ્વાર ઉઘાડયું અને ભાંગી-તૂટી ગએલી એક પત્થરની નીસરણીપર થઇને તે એક લાંબી તથા સાંકડી ચાલીમાં પ્રવાસીઓને લઇ ગયો. એ ચાલીમાં થોડે થોડે અંતરે લાંબાં પણ સાંકડાં જાળીયાં આવેલાં હતાં જેમાં બેસાડેલા સળીયા જાડા તથા મજબૂત હતા. બહાર ફુંકાતો પવન એ જાળીયાં વાટે જોરથી અંદર પ્રવેશ કરતો હતો અને તેથી પહેરેગીરના હાથમાંનો દીવો હોલવાઇ જવાની અણી પર આવી જતો હતો; પરન્તુ પહેરેગીર તેની આડે પોતાનો મોટો હાથનો પંજો ધરી રાખતો હતો એટલે દીવો હોલવાતો નહિ.

એ સાંકડી ચાલી ઓછામાં ઓછી સો વાર જેટલી લાંબી હશે; પરન્તુ છેવટે તે પૂરી થઇ અને એક બારણું આવ્યું, જેનું તાળું ઉઘાડતાં પણ પહેરેગીરને પહેલા તાળાના જેટલી જ મુસ્કેલી પડી.

એ ઉપરથી પ્રવાસીઓએ અનુમાન કર્યું કે તેઓને કિલ્લાના એક એવા ઓરડામાં ઉતારો મળવાનો છે કે જે બહુ વપરાતો નથી અને જેમાં રહેવાથી ભાગ્યે જ આનંદ ઉપજી શકે; પરન્તુ એ વિષે વિચાર કરવાને તેમને બહુ વખત મળ્યો નહિ, કારણકે છેવટે બહુ મુશ્કેલીથી એ દ્વાર ઉઘડ્યું અને પહેરેગીર તેમને તે ઓરડામાં લઈ ગયો, જેને પ્રવેશદ્વાર ઉપરાંત બીજાં પણ બે દ્વાર હતાં.

દોઢીથી અહીંસુધી આવતાં પહેરેગીર કેવળ ચૂપ જ રહ્યો હતો, તે હવે બોલ્યો: "આ આખી ઇમારતમાંના એક એકાંત ખૂણામાં જ હું તમને ખાસ ઇરાદાપૂર્વક લાવ્યો છું, કારણકે મેં તમને પહેલાં કહ્યું છે તેમ મેં તમને મારી જીંદગીને જોખમે આ કાલાત્રાવાના કિલ્લામાં દાખલ થવા દીધાં છે."

આતુરતાપૂર્વક બર્થોલ્ડે પૂછ્યું: "એમ કેમ? પેલા ગામડામાં પણ અમે એક સો કુમારિકાઓ વિષે સાંભળ્યું હતું; પરન્તુ સ્પેનમાં અમે કેવળ અજાણ્યાં હોવાથી—"

પહેરેગીર એકદમ શરમનો માર્યો નીચું જોતો બોલ્યો: "ઓહો! તો પછી એ વિષે આપ મને કશું પૂછશો જ નહિ, મહેરબાન!" એકાએક તેના વદન ઉપર ક્રોધની રેખાઓ તરી આવી અને પોતાના કમરપટ્ટામાં ખોસેલી કટારને મ્યાનમાંથી જરા બહાર ખેંચી અસ્પષ્ટ શબ્દોમાં કોઇને ગાળો દેતો તે ઉતાવળે આગળ બોલ્યો: "સાહેબ! તમે જો સ્પેનના વતની હોત, અથવાતો વસ્તુતઃ અસ્તુરીયાના જ વતની હોત, તો અત્યારે મારા દિલમાં કેવી લાગણીઓ ઉભરાઇ આવી છે તેનો ખ્યાલ તમોને આવત અને ખરેખર તેમના તરફ તમારી સહાનુભૂતિ આકર્ષાત. પણ બસ, હવે એટલું જ." અંદરના બીજા ઓરડાનું દ્વાર ઉઘાડતો તે બોલ્યો: "જુઓ, આ તમારો સૂવાનો ઓરડો છે, અને" બીજા ઓરડાનું દ્વાર ખોલતાં તે બોલ્યો: "જો તમારે જૂદા જૂદા ઓરડાઓમાં સૂવું હોય તો આ બીજો ઓરડો પણ ખાલી છે."

પહેરેગીર શા કારણથી એટલો બધો ઉશ્કેરાઇ ગયો હતો અને સો કુમારિકાઓના ભેદ સંબંધે જે અસ્પષ્ટ કથન તેણે કર્યું હતું તેનો શો અર્થ હતો તે વિષે પૃચ્છા કરવાની બર્થોલ્ડની બહુ ઇચ્છા હતી; પરન્તુ બર્થોલ્ડની ઇચ્છા પોતાના મનમાં જ સમજી જઇને પહેરેગીરે ઉતાવળે ઉતાવળે આગળના ઓરડામાંના એક મેજ ઉપર પોતાના હાથમાંનો દીવો મૂક્યો અને થોડી વારમાં પોતાની સ્ત્રી સાથે ભાણું મોકલી આપવાનું કહેતો તે એકદમ બહાર ચાલ્યો ગયો.

બર્થોલ્ડ અને જોન હવે એકલાં પડ્યાં. બર્થોલ્ડ બોલ્યો: " કુમારિકાઓની ભેદી વાત સંબંધે આપણે કેવળ અંધારામાં જ રહીએ એવું લાગે છે. પણ આપણને જે ઓરડા તેણે સોંપ્યા છે તે કેવા છે તે તો હવે આપણે જોઇએ. "

આમ કહીને બર્થોલ્ડે પોતાના હાથમાં દીવો લીધો. આગલા ઓરડાની ગોઠવણ સારી હતી, પરન્તુ તેની કશી સંભાળ લેવામાં આવેલી જણાતી નહોતી. તે ઓરડામાંથી તેઓ એક સૂવાના ઓરડામાં ગયાં. તે ઓરડો મોટો હતો અને તેમાં સુંદર રચના કરવામાં આવેલી હતી, પરન્તુ ત્યાં બહુજ ધૂળ ચડી ગએલી દેખાતી હતી. આખા ઓરડામાં ભેજવાળી હવા ફેલાએલી હતી અને ચોપાસથી દુર્ગંધ આવી રહી હતી, તે ઉપરથી જણાતું હતું કે એ ઓરડો લાંબા વખતથી અવાવરૂ જ પડી રહ્યો હોવો જોઇએ.

પલંગ કેવળ જૂની પદ્ધતિનો અને મોટા કદનો હતો. તે ઉપરની પથારી પણ મોટી હતી અને ચારે બાજુએ તેની લાંબી તથા જાડી કિનારીઓ ઠેઠ ભોંય સુધી લટકી રહી હતી.

દિવાલોને બનાતના પડદા વડે સુશોભિત બનાવવામાં આવી હતી, જે ઉપરનો રંગ અને ભાત એટલાં ઉડી ગયાં હતાં તથા તે ઉપર એટલો મેલ ચડી ગયો હતો કે એ બનાત નવી હશે ત્યારે કેવા દેખાવની હશે તેનો ખ્યાલ પણ આવી શકતો નહોતો. આરપાર ન જોઈ શકાય તેવા કાચની લોખંડના સળીઆ જડેલી બે નાની

બારીઓ ભોંયતળીયાથી એટલી બધી ઉંચી આવી રહેલી હતી કે એક ઉંચો માણસ હાથ લંબાવે તોપણ ભાગ્યે જ એ બારીના નીચેના ભાગને અડકી શકે. બારીનાં ચોકઠાં બહુ ઉંડાં બેસાડેલાં દેખાતાં હતાં અને તે ઉપરથી દીવાલોની અસાધારણ જાડાઈ માલૂમ પડી આવતી હતી.

સૂવાનો બીજો ઓરડો પણ એકસરખા માપનો, એકસરખી રચનાવાળો અને એકસરખા પ્રમાણમાં અવાવરૂ જણાતો હતો.

થોડી વારમાં તો પહેરેગીરની સ્ત્રી પોતાના હાથમાં ભાણાંની ટોપલી અને એક મોટી ઝાડની સુકાએલી ડાળી લઈને ત્યાં આવી પહોંચી. ઓરડાઓમાં ચોપાસ ગ્લાનિમયતા પ્રસરી રહી હતી અને દીવાલોપરના બનાતના પડદા તેમ જ બિછાનું ભેજવાળી હવાથી ઉદાસીનતા પ્રસરાવતાં હતાં, એટલે એ સુકાએલું લાકડું સળગાવીને ઓરડાની એ સ્થિતિ દૂર કરવાનું અને ક્ષુધાને શાંત કરવાને વાળુ કરી લેવાનું પ્રવાસીઓના ધ્યાનમાં તુરત જ આવ્યું.

એક પહોળા મ્હોંની ચીમનીવાળી સઘડીમાં તે સ્ત્રીએ એ લાકડું સળગાવ્યું અને તેથી ચોપાસ પ્રસરી રહેલી ઉદાસીનતા દૂર થતાં પ્રવાસીઓ પણ ઉત્સાહિત દેખાવા લાગ્યા. એ ઓરડા ભેજ-વાળા હતા એટલા માટે જ નહિ પણ ટાઢ પડવા લાગી હતી એટલે પણ એ સઘડીમાંનો અગ્નિ પ્રવાસીઓને બેવડો આવકારદાયક લાગ્યો.

મેજ ઉપર એક સફેદ કપડું પાથરી દેવામાં આવ્યું. પછી થોડાં પકવાનો, ઈંડાં, પનીર અને મદ્યથી ભરેલી એક બાટલી ટોપ-લીમાંથી બહાર કાઢવામાં આવી. એ બધું મેજપર ગોઠવાઇ ગયું, એટલામાં પહેરેગીર અગ્નિ ચાલુ રાખવા માટે કેટલાક લાકડાના કકડા, હાથ પગ અને મ્હોં ધોવા માટે પાણીનો એક હાંડો અને બિછાના માટે ધોએલી ચાદરો લઈને ત્યાં આવ્યો.

સો કુમારિકાઓનો ભેદ હજીસુધી આર્થોલ્ડના મનમાં રમી રહ્યો હતો, એટલે તેણે એ વિષે પેલી સ્ત્રીને પૂછવાનો ઇરાદો રાખ્યો

હતો, પરન્તુ તેનો પતિ ઓચિંતો આવી પહોંચ્યો એટલે એ સંબંધે તેને મૌન જ રહેવું પડયું કારણકે પહેરેગીરને એ વાતથી બહુ ખેદ થતો હતો એ બર્થોલ્ડના જાણવામાં હતું.

પહેરેગીર બોલ્યો: "લ્યો સાહેબ! આપને મારાથી બની શકે તેટલી સગવડ હવે હું આપી ચૂક્યો છું અને આપને તથા આ સુંદર બાઇને રાત્રિ સુખ–ચેનમાં જાય એવું હું ઇચ્છું છું. હું ધારૂં છું કે જે બીજા પરોણાઓ આ કિલ્લામાં રાતવાસો રહેલાં છે તેઓ આવતી કાલે સ્હવારમાં પહેલાં વિદાય થશે અને પછી આપ સાહેબને છૂટથી હરવા ફરવા દેવાને મને કશો વાંધો નથી; પરન્તુ જો તેઓ વધુ વખત રોકાય, તો જ્યાંસુધી તેઓ જાય નહિ ત્યાંસુધી બહાર નીકળવાનો વિચાર પણ નહિ કરવાનું મેં તમારી પાસેથી વચન લીધું છે એવી હું આપને ફરીથી યાદ આપું છું."

બર્થોલ્ડ બોલ્યો: "પ્રિય બંધુ! તમારી શરતો અમને સાંભરે છે, અને તે શરતોનો ભંગ કરવાનો યત્ન અમે કરીશું જ નહિ. વારૂ, તમારૂં નામ શું? તમે અમારી સેવા–ચાકરી માટે આટલું બધું જોખમ ઉઠાવ્યું છે તો અમારે હમેશાં તમારો આભાર માનવો એ અમારૂં કર્ત્તવ્ય છે."

"સાહેબ! આ આપના સેવકનું નામ રોડ્રીગો છે અને એક સાચા અસ્તુરીયન તરીકે તથા સ્પેનની રોટલી લુંટી લેનારા મૂર આક્રમણકારોનો સખ્ત ધિક્કાર કરનાર તરીકે મારી જાતને ઓળખાવવામાં હું અભિમાન ધરાવું છું. આ મારી સ્ત્રી જોસેફા છે અને તે પણ અસ્તુરીયન પર્વતોની જ વતની છે."

બર્થોલ્ડે પૂછ્યું: "અને ભાઇ રોડ્રીગો! આ કિલ્લો અત્યારે કોની માલેકીનો છે?"

"કિલ્લાના માલીક કાલાત્રાવાના ડ્યુક પોતે જ છે. પણ નામદાર ડ્યુક અહીં બીલકુલ રહેતા નથી. કેટલાંક વર્ષો પહેલાં તે આ કિલ્લાની માત્ર મુલાકાતે જ આવ્યા હતા અને થોડા કલાક થોભ્યા

હતા. તે મુખ્યત્વે કરીને ઓવીડો ખાતે જ રહે છે કે જ્યાં અસ્તુરીયાના રાજાનો દરબાર છે. હું, મારી સ્ત્રી જોસેફા અને પુત્ર તોરો જેને હમણાં આપે અહીં જોયો હતો તે, એટલા જણ માત્ર કિલ્લામાં રહીએ છીએ. કિલ્લાની સંભાળ રાખવાનું અમને સોંપવામાં આવેલું છે, પરન્તુ કિલ્લો તો ધીમે ધીમે ખવાતો જાય છે."

પુનઃ સો કુમારિકાઓની વાત ઉપસ્થિત કરવાના આશયથી બર્થોલ્ડ બોલ્યો: "એટલે આજે આવી પહોંચેલાં આટલાં બધાં પરોણાઓનો સમાસ એકી સાથે કરવાનું કામ તમને અણગમતું જ થઇ પડે તેવું છે."

રોડ્રીગોએ બર્થોલ્ડનો આશય કળી જઇને જવાબ આપ્યો: "જે પરોણાઓની તમે વાત કરો છો, તેઓ તો પોતાના પ્રવાસને માટે જોઇતો ખોરાક વગેરે સાધનો લઇને આવેલાં છે, એટલે તેમને માટે બીજી કશી સગવડ કરવાની મને ફરજ પડી નથી. હવે હું આપની રજા લઉં છું."

એમ કહેતો રોડ્રીગો ત્યાંથી ચાલ્યો ગયો અને તેની પાછળ તેની સ્ત્રી પણ ચાલતી થઇ.

## પ્રકરણ ૩ જું.

### સાહસની પ્રતિમા.

બર્થોલ્ડ અને જોને રાત્રિભોજન કર્યાને એક કલાક વીતી ગયો હતો. ઓરડામાં શાન્તિ પ્રસરી રહી હતી. બર્થોલ્ડ બિછાનામાં પડ્યો હતો અને સૂતાંની સાથે જ તે ઘસઘસાટ ઉંઘવા લાગી ગયો હતો. જોનને પણ થાક તો લાગ્યો હતો, પરન્તુ તેને ઉંઘ લેવાની જરાએ ઇચ્છા થતી નહોતી. ભવિષ્યમાં બનનારા કોઇ અજ્ઞાત બનાવના જાણે કે ભણકારા વાગતા હોય અને તેથી ભયનો વહેમ આવતો હોય, તે

સાથે કોઇ અકથનીય વૃત્તિ ઉભરાઇ આવતી હોય, તેથી જોનને આરામ લેવાની જરા પણ ઇચ્છા ઉદ્દ્ભવી નહિ.

સઘડીમાં અગ્નિ સળગાવવામાં આવ્યો હોવાથી ઓરડામાંથી ઉદાસીનતા દૂર થઇ હતી; તેથી જોને બીજાં લાકડાં સઘડીમાં નાંખીને આગ સળગતી ચાલુ રાખી હતી. મેજ ઉપર પડેલા દીવામાં તેલ પણ સારી પેઠે પૂર્યું હતું એટલે તે પણ હજી બળી રહ્યો હતો.

બર્થોલ્ડ પલંગ ઉપર પડ્યો, ત્યારપછી કેટલીક વારસુધી જોન સઘડીમાં બળતી આગ તરફ વિચારમાં લીન બનીને જોતી બેસી રહી; પરંતુ ધીમે ધીમે આસપાસ પ્રસરી રહેલી શ્મશાનવત્ શાંતિ તેના મન ઉપર અસર કરવા લાગી અને તેને ભય લાગવા માંડ્યો.

ભયની અસર પોતાના મન ઉપરથી દૂર કરવાને જોન એકદમ ઉઠી અને ઓરડામાં તેણે આમ તેમ એક-બે ફેરા માર્યા. પછી તે બર્થોલ્ડના પલંગ પાસે ગઇ અને પોતાના નિદ્રાવશ પ્રિયતમને એકી દૃષ્ટે જોતી ઊભી રહી.

માથાને બંધ બેસી રહેલી નાની કાળી ટોપી કે જેનું વર્ણન આગળ કરી જવામાં આવ્યું છે તે બર્થોલ્ડે અત્યારે પણ પહેરી રાખેલી હતી. એ ટોપીના કાળા રંગની સરખામણીમાં તેનો ચહેરો વધારે ફીકકો દેખાવા લાગ્યો.

આ પ્રમાણે જોકે તે ઉંઘમાં પડ્યો હતો અને તેની બંધ આંખો તેના આરસના જેવા ચહેરા ઉપર કાળી રેષાઓના જેવી દેખાઇ રહી હતી, તોપણ તેનો ચહેરો એક મૃત દેહના જેવો નિસ્તેજ કે ઉંઘમાં ઘોરતા મનુષ્યના જેવો ચૈતન્યહીન દેખાતો નહોતો. તેના પ્રતિભાયુક્ત મુખમંડળની આસપાસ બુદ્ધિમત્તાનું પ્રભામંડળ પ્રસરી રહેલું હતું.

અને જ્યારે જોન-એ સુંદર રમણી એ બુદ્ધિમાન્ વિદ્યાર્થી યુવક તરફ ટગર ટગર જોતી ઊભી, ત્યારે પહેલાં વિચારનિમગ્ન દેખાતું તેનું વદન ધીમે ધીમે તેની પ્રત્યેના પોતાના હૃદયમાંના ગહન, ઉત્સાહયુક્ત અને અમર્યાદિત પ્રેમની સ્ફુરણાથી તેજસ્વિતા ધારણ કરવા લાગ્યું.

"હા! બુદ્ધિમત્તાનું પ્રભામંડળ તારા વદનની ચોપાસ ચમકે છે, મારા હૃદયના પ્રિયતમ!" વૃદ્ધિંગત થતા જતા આતુર ભાવોથી, ઉંઘતા બર્થોલ્ડ તરફ આંખો ટેકવીને જોન બોલી: "પણ અફસોસ! તારા અંતઃકરણને ખાઇ જતો-તારી શક્તિનું ભક્ષણ કરી જતો તે એક અગ્નિ પણ નથી કે? તે જ્વાળામુખી પર્વતની એક જ્વાળા છે; જોકે તે જળહળતી અને તેજસ્વી છે, પરન્તુ તેના પ્રભામંડળમાં સાક્ષાત્ મૃત્યુ આવી રહેલું છે! હા-હું જોઉં છું કે તું શરીરે ધીમે ધીમે સુકાતો જાય છે, મારા પૂજ્ય પ્રિયતમ બર્થોલ્ડ! ખરેખર, તેમ જ છે અને છેવટે એક દિવસ એવો આવશે કે જ્યારે તારા વિનાની હું એકલી જ પાછળ પડી રહીશ! ઓહો! હું તારા વિના રહી શકીશ નહિ જ." તે માનસિક આવેગથી બોલી અને એ આવેગની ભરતી જેમ જેમ ચડવા લાગી તેમ તેમ તેની છાતી ઉછળવા લાગી: "તારા મૃત્યુથી એકલી-અટૂલી બની ગયેલી હું મારા જીવનને પણ ધારણ કરી શકીશ નહિ-ગહન અંધકારમાં પડેલા આત્માવાળો આ દેહ, નહિ શ્વાસોચ્છ્વાસ લઈ શકે, નહિ વિચાર કરી શકે કે નહિ હલન-ચલન કરી શકે!"

વિચારના આવેગમાં જોને એકાએક નિદ્રાધીન બર્થોલ્ડ તરફથી પોતાની દૃષ્ટિને પાછી ખેંચી લીધી અને તેણે બીજી તરફ જોયું: પણ તુરત જ તે ચમકી! ઓરડાને દૂરને ખૂણે તેણે એકાએક મનુષ્યાકૃતિ જોઇ અને તેથી ઉત્પન્ન થએલા ભયને લીધે તેના મુખમાંથી કારમો ચિત્કાર નીકળી ગયો!!

તે આકૃતિ દિવાલને અડકીને ઊભેલી હશે એવું લાગ્યું. તેના એક હાથે તેણે દિવાલપરનો પડદો ઉંચો કર્યો હતો અને જે ક્ષણે જોને એકાએક એ દિશાએ પોતાની દૃષ્ટિ કરી તે જ ક્ષણે તેણે પોતાનો હાથ પાછો ખેંચી લીધો અને બનાતનો પડદો પાછો હતો તેવો જ બની ગયો!

થોડીએક ક્ષણોસુધી જોન ભયચકિત બનતી સ્તબ્ધ ઊભી રહી અને જે જગ્યાએ એ આકૃતિ અકસ્માત્ દેખાવ દઇને અદૃશ્ય

બની ગઈ હતી તે જગ્યા તરફ તેની દૃષ્ટિ સ્થિર બની ગઇ. પછી સ્વભાવથી જ તેનું મન મજબૂત હોવાથી તે પૂરેપૂરી હોશિયારીમાં આવી. સૌથી પહેલો વિચાર તેને એ જ આવ્યો કે બર્થોલ્ડને જાગૃત કરવો અને પોતે જે જોયું હતું તે તેને કહેવું.

પરન્તુ તે ગાઢ તથા શાંત નિદ્રા લઇ રહ્યો હતો અને તેને પૂરતા આરામની અનિવાર્ય આવશ્યકતા હતી તે જોન જાણતી હતી, એટલે તેને જાગૃત કરતાં તેનું મન માન્યું નહિ. પછી તેના મનમાં એવો વિચાર આવ્યો કે જો એ દેખાવ દેનારનો ઇરાદો કાંઈ તોફાન કરવાનો હોત અથવા તો તેની પાછળ કોઇ અનિષ્ટ હેતુધારી તેના અનુચરો હોત, તો પોતાના જેવી લગભગ રક્ષકહીન સ્ત્રીની પાસેથી તે મનુષ્ય એવી આકસ્મિક રીતે પાછો હઠી ગયો ન હોત.

પોતાની કલ્પનાને કારણે ઉદ્ભવેલો તે એક આભાસ નહોતો જ, એવી તો જોનની ખાત્રી હતી.

તેણે બનાતનો પડદો ઉંચકી રહેલો મનુષ્યનો બાહુ જોયો હતો, તે પડદો નીચો પડતો પણ તેણે જોયો હતો, અને એ સંબંધી તેનો સંશય જરા પણ રહેવા પામે નહિ તેટલા માટે હજી એ પડેલો પડદો જરા ઝુલી પણ રહ્યો હતો, તે અત્યારે તે જોઇ રહી હતી. પરન્તુ એટલું જ શાને ? જે હાથે પડદો ઉંચક્યો હતો તે હાથવાળી આકૃતિની છાપ પણ તેના મગજમાં પડી ગઇ હતી અને તેને ખ્યાલ એવો હતો કે એ આકૃતિ એક વૃદ્ધ પુરૂષની હતી, જેણે લાંબો કાળો ઝભ્ભો પહેર્યો હતો અને જેની છાતીપર સફેદ દાઢી ઝૂલી રહી હતી

આ પ્રમાણે જોને પોતાના અવ્યવસ્થિત વિચારોને એકત્ર કર્યા અને પોતાને ચમકાવી મેલનારી એ ક્ષણિક દેખાવ દેનાર પુરૂષની આકૃતિ પોતાના મનમાં નિશ્ચિત કરી, એટલે તેનો ભય ઉડી ગયો અને તેના મનમાં કુતૂહલ જાગૃત થયું.

હાથમાં દીવો લઇને તે એ પડદા પાસે ગઇ અને પડદાનો એ ભાગ તેણે ઉંચો કર્યો, જોકે તે વખતે તે જરા કંપી ગઇ ખરી

દિવાલમાં એક નીચું નાનું દ્વાર તુરત જ તેની દૃષ્ટિએ પડ્યું! હવે તેની ખાત્રી થઇ કે બરાબર એ જ જગ્યાએ તેણે એ વૃદ્ધ પુરૂષની આકૃતિ જોઇ હતી.

છતાં ભય કરતાં વધારે બળવતી તેની કુતૂહલવૃત્તિ તેટલાથી શમી નહિ. જાગૃત થએલા કુતૂહલને શમાવવાને તેણે એ દ્વારને ધક્કેલ્યું. અડકતાંની સાથે જ તે ખસ્યું અને ઉઘડી ગયું. તત્ક્ષણ નીચે ઉતરવાનો અંધકારમય તથા ભીતિજનક માર્ગ માલૂમ પડ્યો.

પહેલાં જે અંધકારમય કાળો માર્ગ દેખાતો હતો તે તરફ વધારે તીવ્ર અને સ્થિર દૃષ્ટિથી જોતાં તેને એક પત્થરની સીડીનાં સાંકડાં પગથીયાં માલૂમ પડ્યાં. પગથીયાં લગભગ સીધાં માલૂમ પડતાં હતાં, એટલે ઉતરનારને બહુ સાવચેતી રાખવી પડે તેમ હતું.

એ સાહસની પ્રતિમાએ એ સીડી વાટે નીચે ઉતરવાનો નિશ્ચય કર્યો. દેખાવ દેનાર વૃદ્ધ પુરૂષ એ જ માર્ગદ્વારા અદૃશ્ય થયો હતો, તે સંબંધે તો તેને જરા પણ સંશય નહોતો. તે ઉપરથી તેણે ધાર્યું કે એ પગથીયાં ઉતરવામાં તો કશો ભય સમાએલો નથી.

તે નીચે ઉતરવા લાગી, પરન્તુ ધીમે ધીમે અને પૂરતી સાવધાનતાથી જ, કારણકે પગથીયાં લપસી જવાય તેવાં અને ભેજના થરવાળાં હતાં.

તુરત જ તેને માલૂમ પડ્યું કે પગથીયાં ગોળાકારે વળતાં હતાં, જાણે કે ગોળ કુવાની મધ્યમાં સીડી ઉતારવામાં આવી હોયની! તે લગભગ સાઠ પગથીયાં ઉતરી ત્યારે ભોંયતળીયું આવ્યું.

એ સ્થળે પ્રસરી રહેલી બંધીયાર હવાને લીધે દીવો એટલો ઝાંખો તથા નાનો બળવા લાગ્યો, કે તેના સ્વલ્પ પ્રકાશથી માત્ર ચોપાસ અંધકાર પ્રસરેલો જ દેખાતો હતો. જોન જ્યારે એ સાંકડા તથા પત્થરથી બાંધેલી ગલીના જેવા માર્ગમાં આગળ ચાલવા લાગી ત્યારે તે પોતાની આગળ માત્ર એક વાર જેટલી જગ્યામાં જ પોતાના હાથમાંનો દીવાનો પ્રકાશ પ્રસરતો જોઇ શક્તી હતી.

આ માર્ગે તે થોડી વાર ચાલી, પણ તે વખતે એવી બંધેજ અને મુંઝાવી નાંખે તેવી હવામાં તેને ચાલવું પડયું કે જેથી તેને પૂરો શ્વાસ લેવામાં પણ તકલીફ માલૂમ પડવા લાગી; પરન્તુ એ માર્ગ પૂરો થવા આવ્યો ત્યારે ધીમે ધીમે હવા તાજી થવા લાગી અને તે ઉપરથી જોનને ખાત્રી થઇ કે હવે એ સાંકડી ગલીનો બીજો છેડો નજીક આવ્યો છે.

તેની એ ગણત્રી બરાબર હતી, કારણકે થોડુંક આગળ ચાલતાં જ તે એકાએક એક મધ્યમ કદના ઓરડામાં આવી પહોંચી, જેમાંના મુખ્ય દેખાવ ઉપર તેની દૃષ્ટિ પડતાં જ તેના આખા શરીરમાં ભયસંચાર થઇ ગયો.

કોઇ જીવતું પ્રાણી તેની દૃષ્ટિએ પડયું નહિ, તેમજ તેની નસોમાંના રૂધિરવહનને સ્થંભાવી દેનારો અને તેના કપોલપરની લાલીને ઉડાવી દેનારો તે કોઈ ભયંકર આભાસ નહોતો; પરન્તુ પ્રથમ દૃષ્ટિએ જ જોતાં જોને જાણી લીધું કે એ મજબૂત ઓરડામાં ભયંકર અને હૃદયને કંપાવી નાંખે તેવી વસ્તુઓનો સંગ્રહ હતો.

જે વસ્તુઓ ત્યાં તેની દૃષ્ટિએ પડી તે વસ્તુઓના ભયાનક અને જુલ્મભર્યા ઉપયોગો જોન સારી પેઠે સમજતી હતી. જોનનું જીવન મોટે ભાગે જર્મનીમાં પસાર થયું હતું અને જર્મનીમાં આ પ્રકારની શોધો તથા યંત્રો તેણે જોયાં હતાં એટલું જ નહિ પણ તેણે પુષ્કળ અભ્યાસ કર્યો હતો અને એ અભ્યાસમાં આ પ્રકારનાં યંત્રો તથા તેને ઉપયોગમાં લેવાની રીતોનાં વર્ણનો તેના વાંચવામાં આવ્યાં હતાં. પરન્તુ મનુષ્ય જાતની બુદ્ધિની ભયાનક શોધોનો આવો મોટા સંગ્રહ તેણે આજ પહેલાં કદાપિ જોયો નહોતો, તેમ જ અત્યારસુધી તેણે આવી ભયાનક નવાઇઓનું સંપૂર્ણ સંગ્રહસ્થાન પણ ક્યાંય જોયું નહોતું.

એક વર્તુળાકારનું ચક્ર હતું અને તેમાં નાની કટારીઓના જેવા અણીદાર વાંકા દાંતા બેસાડેલા હતા. તે ચક્રની નીચે ક્રૂર યમ-

દૂત પોતાના ભોગના ગરીબડા પ્રાણીને ગોઠવે એટલે તેનાં અંગો-પાંગનું ચામડું ચીરીને તેમાંનાં માંસ, નસો તથા આંતરડાં છૂટાં પાડવાનું કામ કરવા માટે એનો ઉપયોગ કરી શકાય.

કાપડની કુંદી કરવા માટે હાલમાં જેવું યંત્ર વપરાય છે, તેવો એક લાંબો-સીધો સકંજો હતો અને તેમાં હરી ફરી શકે તેવાં ચોકઠાં, રોલર, દોરડાં વગેરે ગોઠવેલું હતું. એ બધાંનો ઉપયોગ શરી-રને કચરી, અવયવો ઉતારી નાંખી, અવ્યવસ્થિત કરવા માટે થઇ શકે એવી ગોઠવણ એ સકંજામાં કરવામાં આવી હતી.

એક શ્વાસનિરોધક ખુરશી હતી જેને તે ઉપર બેસનારના હાથ તથા પગ પકડી રાખવા માટે હાથકડી તથા બેડી લગાવેલી હતી. એ ખુરશી ઉપર માણસને બેસાડીને એક વાળેલા લોખંડના સળીયાવડે તેની ગરદનને જકડી લેવામાં આવતી. પછી એકદમ એ સળીયાને ગરદનની આસપાસ વધારે મજબૂત જકડવામાં આવતો અને એ રીતે માણસને ગુંગળાવીને મારી નંખાતો.

તે ઉપરાંત અંગોઠા જકડવાના પેચો, લોખંડના જોડા, હાથ જકડવાનાં સાધનો, વગેરે ત્યાં હતાં, જે બધાં મનુષ્યનાં અવયવોને જક-ડીને અપાર વેદના ઉપજાવવાની ભયાનક શક્તિ ધરાવતાં હતાં. વળી શરીરના જુદા જુદા ભાગોને ઉતારી નાંખવાનાં અવનવાં હથીયારો, બાળવા માટેની મોટી સઘડીઓ, ચીરવા માટેના ચીપીયા અને મનુ-ષ્યનું શરીર તથા તેનાં અવયવોને કચરીને ભાગી નાંખવા માટે હરે-ફરે તેવાં ભારે વજનો સાથેનાં યંત્રો પણ ત્યાં હતાં.

આસપાસની દિવાલો ઉપર બખ્તરના જૂદા જૂદા ભાગો તથા સંખ્યાબંધ શસ્ત્રો લટકાવવામાં આવ્યાં હતાં જેમાં કાંઇ અસાધારણ દેખાઇ આવતું નહોતું, પરન્તુ એ બધાં શસ્ત્રો પણ કોઇ ગુપ્ત અને દગાખોરીભર્યા ઉપયોગ માટેજ રાખવામાં આવેલાં હશે એવી જ કલ્પના જોને તુરત કરી નાંખી, કારણકે જો તેમ ન હોય તો જે સ્થાને નિયમિત ક્રૂરતાને માટે તથા કેવળ પશ્ચાત્તાપરહિત વૈર વાળ-

વાના હેતુને માટે અવનવી વસ્તુઓનો સંગ્રહ કરવામાં આવ્યો હોય તે સ્થાને એવાં શસ્ત્રો અને બખ્તરોનો સંગ્રહ ન જ હોય. ઉપર જણાવેલાં હથીયારો અને વસ્તુઓ ઉપરાંત એક મેજ ઉપર પાથરેલા કેટલાક અસાધારણ, વિલક્ષણ તથા કીંમતી કળાના નમૂનાઓનો જથો જોવામાં આવતો હતો. એ નમૂનાઓમાં વિચિત્ર છતાં સુંદર આકારવાળી સુગંધી પદાર્થો ભરવાની શીશીઓ, સુંદર કોતરકામવાળા સુગંધી ભરવાના સુખડ તથા હાથીદાંતના દાબડાઓ, સ્ત્રીઓએ પહેરવાના અલંકારો, સોનાના મજબૂત ગળેબંધ સાથેના મોતીના કંઠા, હાંથે પહેરેવાનાં મૂલ્યવાન્ કંકણો તથા વીંટીઓ અને નિર્મળ હીરાઓથી ચમકતા મુકુટોથી ભરેલી ઝવેરાતની પેટીઓ હતી; ટુંકામાં શરીરસૌંદર્યની વૃદ્ધિ માટે જે જે વસ્તુઓ તથા અલંકારોની જરૂર પડે તે બધી વસ્તુઓ તથા અલંકારો ત્યાં જોવામાં આવતાં હતાં.

આવા ઉદાસીન–અંધકારમય સ્થળે આ પ્રમાણે મૂલ્યવાન્ વસ્તુઓને પાથરી રાખવામાં આવેલી જોઇને જોન આશ્ચર્ય પામી. જોન વધારે આશ્ચર્ય પામી તેનું કારણ તો એ હતું કે જે વસ્તુઓ તે અત્યારે જોઇ રહી હતી તે વસ્તુઓ લાંબા વખતની જૂની કે ભેજવાળી હવાથી ઝાંખી પડી ગએલી જણાતી નહોતી, પરન્તુ તેથી ઉલટું જાણે કે કોઇ સુંદર માનિનીને ધારણ કરવા માટે એ વસ્તુઓ બરાબર સાફ અને ચમકદાર કરીને ગોઠવી તૈયાર રાખવામાં આવી હોય તેવી માલૂમ પડતી હતી. એ વિલક્ષણ સંગ્રહમાંની બીજી વસ્તુઓને વધારે સૂક્ષ્મ દૃષ્ટિથી તપાસી જોતાં જોનને માલૂમ પડ્યું કે બખ્તર બરાબર ઘસીને સાફ કરવામાં આવેલું હતું અને મનુષ્યપીડનનાં યંત્રો પણ જરાએ રજ વિનાનાં–સાફ હતાં. વળી એ સ્થળે આવવાની સીડી તથા સાંકડો માર્ગ ભેજને લીધે ગંધાતો તથા ગુંગળાઈ જવાય તેવી હવાવાળો હતો, તોપણ આ ઓરડાવાળું સ્થળ કેવળ ભીનાશ વિનાનું હતું અને તેથી એ સ્થળેથી ભેજ દૂર કરવાને વારંવાર આગ સળગાવવામાં આવતી હોવી જોઇએ એમ સમજી શકાતું હતું.

ત્યારે કેટલીક ભયાનક અને કેટલીક મનમોહક વસ્તુઓના આ સંગ્રહના રક્ષક તરીકે કામ કરનાર શું પેલો વૃદ્ધ માણસ જ હતો કે જેને જોને પડદો ઉંચકતો માત્ર એક જ ક્ષણસુધી જોયો હતો? પરન્તુ જે ક્ષણે જોને આ સવાલ પોતાની જાતને પૂછ્યો, તે જ ક્ષણે તેણે એ ઓરડાને દૂરને ખૂણે એક દ્વાર જોયું. દ્વાર અર્ધું ઉઘાડું હોવાથી જોને બની શકે ત્યાંસુધી વધુ શોધખોળ ચલાવવાનો નિશ્ચય કર્યો. એ દ્વાર પાસે પહોંચતાં જ તે એકદમ અટકી ગઇ, કારણકે પેલી બાજુએ દીવાનો ઝાંખો પ્રકાશ જોવામાં આવતો હતો. પોતાના હાથમાંના દીવાના પ્રકાશની આડે તેણે પોતાનો બીજો હાથ ધરી રાખીને એ બાજુએ ફેલાતા પ્રકાશને અટકાવ્યો અને ખરેખર પેલી બાજુએ દીવાનો પ્રકાશ હતો કે નહિ તેની ખાત્રી કરી જોઇ.

પ્રકાશ જોવામાં જોન ઠગાઇ નહોતી. એ અર્ધ ઉઘાડા દ્વારની પેલી બાજુએ આવેલા સ્થળમાં ખરેખર એક દીવો બળી રહ્યો હતો. જોન એકાદ ક્ષણ ત્યાં થોભી રહી. એ દીવાવાળે સ્થળે કોઇ મનુષ્યનું અસ્તિત્વ દર્શાવનારો કાંઇ ધ્વનિ સાંભળવાને તેણે પોતાના કાન સરવા કર્યા; પરન્તુ તેની આસપાસ જે સ્મશાનવત્ શાંતિ પ્રસરી રહેલી હતી તે તેવી ને તેવી જ ચાલુ રહી. વિશેષ ધૈર્ય ધારણ કરીને જોને એ દ્વારને ધક્કેલી ખોલી નાંખ્યું.

ઓ પ્રભુ! ત્યાં કેવું દૃશ્ય તેની દૃષ્ટિએ પડ્યું?–અત્યંત ભયાનકતાથી સ્તબ્ધ બનાવી મેલનારૂં, નસોમાં ફરતા રૂધિરને સ્થંભાવી દે તેવું અને શરીરના પ્રત્યેક અવયવને બહેરૂં બનાવી દે તેવું તે દૃશ્ય હતું! રખેને પોતાનાં ગાત્રો શિથિલ થવાથી હાથમાંનો દીવો નીચે પડી જશે એવી આશંકાથી જોને દીવાને એવી મજબૂતીથી પોતાના હાથમાં પકડી રાખ્યો કે તેથી તેના શરીરના બધા સાંધામાં પણ મજબૂતી આવી.

## પ્રકરણ ૪ થું.

### ત્રણ હાડપિંજરો.

પહેલા ઓરડાના જેવા જ ગોળ કમાનોની છતવાળા બીજા ઓરડામાં એક લોખંડનો દીવો છાપરાની સાથે લટકાવેલો હતો જેનાં કિરણો મનુષ્યનાં હાડપિંજરોપર પ્રકાશ ફેંકી રહ્યાં હતાં. એ હાડપિંજરો આંખો વિનાનાં બાંકોરાંમાંથી ભયચકિત બનેલી જોન ઉપર તાકી રહ્યાં હોય એવાં દેખાતાં હતાં. હાડપિંજરો સીધાં ઊભાં હતાં અને મેલા થઇ ગએલા પડદાઓ તેમની આડે ટાંગવામાં આવેલા હતા પરન્તુ અત્યારે એ પડદા એ સાફ કરેલાં–સફેદ હાડપિંજરોને દેખાડવાને જ હઠાવી દેવામાં આવેલા જણાતા હતા, નહિતો એ પડદાઓવડે જ એ હાડપિંજરોને પડદા પાછળ છુપાવી દઇ શકાય તેમ હતું.

જાણે કે એ ભયજનક અંધકારમય સ્થળની સંભાળ રાખવાને મૃત્યુદેવના પસંદ કરેલા પહેરેગીરોને ત્યાં ગોઠવવામાં આવ્યા હોયની, તેવી રીતે ત્રણે હાડપિંજરો એક હારમાં ઊભેલાં હતાં. વચમાંના હાડપિંજરના હાથની આંગળીઓ એક નાની બરછી પકડી રહી હતી તે તરફ જોનની નજર ગઇ, ત્યારે જોનની ભયચકિત કલ્પના-શક્તિનું એ સૂચન બળવત્તર થયું.

એક મિનિટસુધી ઉંબરામાં જ જોન ભયચકિતતાથી સ્થિર ઊભી રહી. લટકી રહેલા દીપકના પ્રકાશમાં ભયાનક દેખાતી એ વસ્તુઓ ઉપર તેની દૃષ્ટિ ચોંટી રહી હતી તે ત્યાંથી ખસતી નહોતી, પરન્તુ છેવટે તેની નસોમાં સ્થંભી ગએલું રૂધિર પુનઃ ધીમે ધીમે ફરવા લાગ્યું અને હવે તેના કાન કાંઈ ધ્વનિ સાંભળવાને તથા આંખો કોઈ ગતિમાન પદાર્થને જોવાને તૈયાર થઇ ગઇ. તેની ગભ-રાઈ ગએલી કલ્પનાશક્તિ તેને એવું મનાવી રહી હતી કે જાણે હમણાં જ એ હાડપિંજરો બોલશે અને ત્યાંથી ચાલવા લાગશે!

એ સ્થળની શ્મશાનવત્ શાંતિનો ભંગ કરનારો એ મૃત્યુનો ધ્વનિ સાંભળવાને તથા યમદૂતોની એ શ્વેત પ્રતિમાઓને આગળ ધપીને તેમના રક્તમાંસહીન બાહુઓને પોતાના દેહની આસપાસ વીંટી લેતાં જોવાને જોન હવે સંપૂર્ણ રીતે તૈયાર થઇ ગઇ હતી.

પરન્તુ એ શાંતિ ભગ્ન થઇ નહિં અને હાડપિંજરો એમ ને એમ સ્થિર જ રહ્યાં, એટલે જોનની સ્વાભાવિક હિંમત તેનામાં પાછી આવી. ઓરડામાં આગળ વધીને તેણે પોતાના હાથમાંનો દીવો એક મેજ ઉપર મૂક્યો, કારણકે જે ઓરડામાં પોતે બર્થોલ્ડને ઉંઘતો છોડીને આવી હતી તે ઓરડામાં પાછા ફરવા માટે એ દીવાની મદદની તેને અનિવાર્ય આવશ્યકતા હતી અને જો દીવાને તે હાથમાં જ પકડી રાખે તો કદાચ કોઇ નવો ભયપ્રસંગ ઊભો થતાં હાથમાંથી તે પડીને હોલવાઇ જાય એવો સંશય તેના મનમાં રહ્યા કરતો હતો.

તોપણ તુરતમાં જ બર્થોલ્ડની પાસે પાછા ફરવાનો તેનો વિચાર નહોતો, કારણકે ભયનું પહેલું આક્રમણ પસાર થઇ ગયું હતું અને જે કુતૂહલવૃત્તિથી ઉશ્કેરાઇને તે આ સ્થળે આવી હતી તે વૃત્તિ તેના ચિત્તમાં પુનઃ ત્વરાથી જાગૃત થતી જતી હતી; પરન્તુ કોઈ પણ વસ્તુ જોઈને આનંદ પામવો એવી નિર્માલ્ય કુતૂહલવૃત્તિ કે જે કેટલાકો સ્ત્રીજાતિમાં વિશેષ પ્રમાણમાં હોવાનો નિર્દય આક્ષેપ કરે છે, તે જોનમાં નહોતી. કેટલેક અંશે હરકોઇ પ્રકારનું જ્ઞાન મેળવવાની પિપાસામાંથી અને કેટલેક અંશે પોતાની ભાગ્યરેષાઓની પ્રેરણા પ્રમાણે પોતે વર્તી રહી છે એવી અનિશ્ચિત અને વહેમભરેલી લાગણી-માંથી તેની એ કુતૂહલવૃત્તિ જન્મ પામી હતી. અસાધારણ જ્ઞાન-પિપાસા તો જોનના સ્વભાવમાં જડાએલી જ હતી.

આવી ભયાનક રીતે એ ત્રણ હાડપિંજરોને શામાટે ગોઠવ-વામાં આવ્યાં હશે? તેઓ આમ બરાબર સીધાં અને લગભગ જીવતાં માણસની પેઠે કેવી રીતે ઊભાં રહી શકતાં હશે કે જેથી એક જ વાર પોતે એવા ભુલાવામાં પડી ગઇ હતી કે જાણે હમણાં

એ હાડપિંજરો જીવતા માણસની પેઠે બોલવા તથા હીંડવા માંડશે ? શ્મશાનભૂમિના જેવો ભય દર્શાવવાનો ખાસ હેતુ હોય તેમ અહીં દીવો શામાટે લટકાવવામાં આવ્યો હશે ? અને આ અદ્‌ભુત વસ્તુઓ, મૂલ્યવાન્ પદાર્થો તથા ભયોત્પાદક સાહિત્યોના ઓરડાનો રક્ષક ક્યાં હશે ?

આવા પ્રશ્નો જોનના મગજમાં થઇને પસાર થઇ ગયા. એ પ્રશ્નોના જવાબો મેળવવાને એ સાહસની પ્રતિમાએ પોતાની શોધ-ખોળ આગળ ચલાવવાનો નિશ્ચય કર્યો.

આગળ જણાવવામાં આવી ગયું છે તેમ દીવાને મેજ ઉપર મૂકીને જોન એ ત્રણ હાડપિંજરો તરફ ધીમા પણ દૃઢ પગલે આગળ વધી, પરન્તુ જે ક્ષણે તે તેની આગળના પડદા પાસે પહોંચી તે જ ક્ષણે વચમાંના હાડપિંજરે પોતાનો હાથ ઉંચો કર્યો અને હાથમાંની બરછી એ સુંદરીને આગળ વધતી અટકાવવાનું સૂચન કરવાની રીતે તેની તરફ ઉગામી.

જોનના મુખમાંથી એક કારમી ચીસ નીકળી ગઇ અને તે મૃત્યુની પ્રતિમા સમીપેથી તે પાછી હઠી ગઇ; પરન્તુ મોટા ભયની સાથે મનુષ્યમાં જે અસાધારણ જિજ્ઞાસાવૃત્તિનો પણ ઉદ્‌ભવ થાય છે, તેને લીધે જોને પુનઃ એ હાડપિંજરો તરફ એક ઉતાવળો દૃષ્ટિપાત કર્યો. હાડપિંજરનો એ રૂધિરમાંસહીન હાથ ધીમે ધીમે નીચે પડતો જતો હતો અને તેમાંની બરછીની અણી પણ નીચે વળતી જતી હતી !

જોન એકદમ સ્થંભી ગઇ. જોરથી થડકી રહેલા મગજ ઉપર તેણે પોતાનો હાથ દાબ્યો અને એ ભયાનક દૃશ્ય જોવાથી ગુંચવાઈ ગએલા વિચારોને પુનઃ સ્થિર કરવાનો તેણે પ્રયત્ન કર્યો. પોતાના મનની સાથે વિચાર કરીને છેવટે તેણે એવું માન્યું કે તેની કલ્પનાએ જ તેને ભૂલથાપ ખવરાવી હતી અને વસ્તુતઃ ત્યાં ટાંગેલા દીવાનાં ફરકી રહેલાં કીરણોને લીધે તેને માત્ર એવો આભાસ થયો હતો કે જાણે એ હાડપિંજરે હાથ ઉંચો કરીને બરછી પોતાની સામે ઉગામી.

ભયાનકતાનો અને ગભરાવી નાંખે તેવો જરા પણ ખ્યાલ પોતાના મગજ ઉપર રહી જવા પામે એવી જોનની ઇચ્છા નહોતી; તે પૂરી ખાત્રી કરીને પોતાનો ભ્રમ ટાળી નાંખવા ઇચ્છતી હતી; તેથી તે એક વાર ફરીથી એ હાડપિંજરો તરફ આગળ વધી અને ફરીથી એ જ હાડપિંજરે ધીમેથી પોતાનો હાથ ઉંચો કર્યો, હાથમાંની બરછી પૂર્વવત્ જોન તરફ ઉગામી અને તે સાથે જ જોને વધારે મોટી તથા ભયસૂચક ચીસ નાંખી નજીકમાં ઉઘાડા પડેલા એક બારણાં તરફ છલંગ મારી.

ભયથી ઉત્પન્ન થએલી પરવશ માનસિક સ્થિતિમાં તેણે ધાર્યું કે જે દ્વારમાંથી પોતે એ હાડપિંજરોવાળા ઓરડામાં આવી હતી, તે જ એ બારણું હતું; એ સંબંધે વધારે વિચાર કરવાને તે થોભી નહિ કે તે એ બારણું નહિ પણ બીજું બારણું હતું; તે વિષે તેને સંશય પણ આવ્યો નહિ; પરન્તુ જ્યારે તે એક બીજા વિશાળ ખંડની મધ્યમાં આવી અને એક બારીમાંથી આવતો ચંદ્રનો પ્રકાશ તેના જોવામાં આવ્યો ત્યારે તેનો ભ્રમ ભાગ્યો અને તેને લાગ્યું કે પોતે એક કેવળ નવા ઓરડામાં જ દાખલ થઇ હતી.

તે એકાએક અટકી ગઇ અને આશ્ચર્ય તથા ભયચકિત દૃષ્ટિ તેણે ચોમેર ફેરવી. હવે તેની પૂરી ખાત્રી થઇ કે હાડપિંજરોવાળા ઓરડામાંથી પોતે કેવળ ખોટી દિશાએ જ દોડી આવી હતી.

પરન્તુ તે તુરત જ પાછી ફરવાની હિંમત ચલાવી શકી નહિ. હાડપિંજરરૂપી મૃત્યુપ્રતિમાઓ અને તેમાંના એકના હાથમાંની અણીદાર બરછીની અસર હજી તેના મગજમાં તાજી જ હતી, એટલે ઉતાવળે એ ભયની સમીપે પુનઃ જઇ પહોંચવાનું તેને ગમ્યું નહિ. વિશેષમાં તેણે એવું પણ ધાર્યું કે કાલત્રાવાના કિલ્લાના ભેદોની શોધખોળ ચલાવવાના કાર્યમાં તે માત્ર અકસ્માતથી નહિ પણ કોઇ દૈવી પ્રેરણાથી દાખલ થઇ હોવી જોઇએ.

આગળ કહી જવામાં આવ્યું છે કે જે ખંડમાં જોન દાખલ

થઇ હતી તે ખંડ અતિવિશાળ હતો અને બારીમાંથી ચંદ્રનો જે ઝાંખો પ્રકાશ એ ખંડમાં દાખલ થતો હતો તેથી તેમાંની વસ્તુઓ ઓળખવાની ખાસ તકલીફ લેવી પડે તેમ નહોતું. એ ખંડમાં સુંદર રચના કરવામાં આવેલી હતી. તે સાવધાનતાથી અને ધીમેથી આગળ ચાલવા લાગી એટલે તેનો હાથ એક ખુરશીની નકશીદાર પીઠ સાથે અથડાયો. તે ઉપર તુર્કીની બનાવટની મખમલની ગાદી જડેલી હતી, પાસે એક આરસનું સફાઇદાર મેજ પણ હતું. તેના પગ એક નરમ ગાલીચા ઉપર જરા પણ અવાજ કર્યા વિના પડતા હતા. આ બધા ઉપરથી એ ખંડમાંની સુંદર રચના વિષે જોનને જરા પણ સંશય રહેવા પામ્યો નહિ.

એ ખંડમાં સર્વત્ર શાન્તિ વ્યાપી રહેલી હતી, પરન્તુ બહાર પવન સુસવાટા મારી રહ્યો હતો, તથા કોઈ કોઇ વાર પવન જાળીમાં વાટે અંદર પેસતાં જે ગંભીર અવાજ કરતો હતો તે મધ્યરાત્રિએ કરવામાં આવતા કોઇ મનુષ્યના ખૂન વખતે એ મરતો મનુષ્ય જેવી ચીસો પાડે તેને મળતો આવતો હતો.

એ અવાજ શ્રવણગોચર થતાં આપણી નાયિકા પહેલાં તો ચમકી ગઇ અને તેનું રૂધિર ફરતું સ્થંભી ગયું: પરન્તુ તુરત જ તેણે પવનનો એ અવાજ ઓળખ્યો એટલે નિર્ભય બનીને તે આગળ ચાલવા લાગી.

એ ખંડને બીજે છેડે આવેલું દ્વાર ખુલ્લું પડ્યું હતું, પરન્તુ તે દ્વારની પેલી મેર ગાઢ અંધકાર હતો, એટલે ત્યાંથી આગળ વધવું કે પાછા ફરવું તે સંબંધે નિશ્ચય કર્યા વિના જોન અટકી ગઇ.

તે જ ક્ષણે ત્યાંથી કેટલેક દૂર પ્રકાશ દેખાવા લાગ્યો. જોને જોયું કે એ પ્રકાશ એક લાંબી લાકડાની બનાવેલી ચાલીને સામે છેડેથી દેખાવા લાગ્યો હતો. તુરત જ તેના જોવામાં આવ્યું કે એક સ્ત્રીના હાથમાંના દીવાનો તે પ્રકાશ હતો અને એ સ્ત્રી ચાલીમાં થઇને પોતા તરફ આવી રહી હતી. જોન બારણા આગળથી જ ખંડમાં પાછી

ફરી, કારણકે તેણે ધાર્યું કે ઘણું કરીને એ સ્ત્રી પેલા પહેરેગીરની સ્ત્રી જોસેફા જ હશે.

એ કલ્પના તેના મગજમાં આવી કે તુરત, બર્ગોઈને તથા પોતે પોતાના ઉતારાના ઓરડાની બહાર રોડ્રીગોની પરવાનગી સિવાય નહિ નીકળવાનું તેને આપેલું વચન, જોનને સાંભરી આવ્યું.

જોનનો સ્વભાવ પ્રામાણિક હતો. પોતે પોતાના આતિથ્યકારની સાથે કરેલી ગંભીર કબૂલતનો ભંગ કર્યો હતો, એ વિચાર તેના મનમાં આવતાં તેને દુઃખ તથા શોક થવા લાગ્યો. પહેરેગીરે ભારપૂર્વક કહ્યું હતું કે આજની રાત્રે અજાણ્યા મહેમાનોને કિલ્લાના દરવાજામાં દાખલ કરવાનું કામ તેની જીંદગીના જોખમ સરખું હતું, એ વાત જ્યારે તેને સાંભરી ત્યારે તેને બહુ જ ધાસ્તી લાગવા માંડી.

આ બધાં સ્મરણો અને વિચારો એક પછી એક ઉતાવળે જોનના મગજમાં થઈને પસાર થઈ ગયાં, તે દર્મિયાન પેલી દીવાવાળી સ્ત્રી તે તરફ આવી રહી હતી. તેણે ધાર્યું કે જો તે સ્ત્રી જોસેફા જ હશે તો પોતે આપેલું વચન ભાગીને આ પ્રમાણે અહીં આવવાથી અને પોતે ખુલ્લી પડી જવાથી પોતાને જે અકળામણ થાય તે સિવાય બીજી કશી હાનિ થવાની નથી, પરન્તુ એ કોઈ બીજી જ વ્યક્તિ હોય, તો શી ખબર બીજો શો અનર્થ નહિ થાય? પોતે જે વચનભંગ કર્યો હતો તેને કારણે રોડ્રીગોએ કહી બતાવેલો અને અન્યથા સૂચિત કરેલો ભય કદાચ ખરો પણ પડે!

મનમાં અત્યંત અકળાઈ જવાથી અને દરેક ક્ષણે વધતી જતી ધાસ્તીનો ભોગ થઈ પડવાથી હવે કેવી રીતે વર્તવું તે જોનના સમજવામાં ન આવ્યું. એ ખંડમાંથી ચાલીમાં જવાના દ્વાર પાસે તે અત્યંત મુંઝવણમાં ઊભી રહી.

નજીક આવતી જતી સ્ત્રીનાં પગલાંનો અવાજ પણ પણ કયારનો તેના સાંભળવામાં આવી રહ્યો હતો. પોતાના શિકાર તરફ જેવી ઝડપથી ગરૂડ હવામાં તરાપ મારે છે, તેવી ઝડપથી જોનના મનમાં

વિચારનો ચમકારો થયો કે પોતા તરફ આવતી સ્ત્રીનું ડગલું બહુ જ ધીમું, ભીરૂતાવાળું અને લથડતું હતું, એટલે એ ડગલું એક મધ્યમ વયની સ્ત્રી કે જે બહુ જ નાજુક જોડા પહેરનારી નહોતી તેનું તો ન જ હોય.

જોનના મગજમાં એ વિચાર આવ્યો કે તુરત જ નજીક આવતા દીવાનાં કિરણો એ ખંડમાં ફેલાવા લાગ્યાં. જોન તત્ક્ષણ પાછળ હઠી ગઇ અને દીવાના પ્રસરી રહેલા પ્રકાશથી તેના જોવામાં આવ્યું કે પોતે એક ઘણા સુંદર પડદાની તદ્દન નજીકમાં ઊભેલી હતી.

પુષ્પોની અંદર ગુપચુપ સરી જતા સર્પના જેવી નીરવતાથી, પરન્તુ સર્પ પોતાના શિકારને ઝડપી લે એવી ત્વરાથી જોન એ પડદાની પાછળ સરકી ગઇ. જે ક્ષણે જોન આ પ્રમાણે છુપાઇ ગઇ, તે જ ક્ષણે એ દીવાવાળી સ્ત્રી ઉંબરો ઓળંગીને એ વિશાળ ખંડમાં દાખલ થઇ.

પોતાની છુપાવાની જગ્યાએથી જોને ડોકીઉં કર્યું. પ્રથમ દર્શને જ જોનની ખાત્રી થઇ ગઇ કે એ સ્ત્રી જોસેફા નહોતી, પરન્તુ અવયવો અને ચહેરાના અસાધારણ સૌંદર્યવાળી તે એક યુવતી હતી.

## પ્રકરણ ૫ મું.

## સ્પેનીશ સુંદરી.

પડદા પાછળથી ઉતાવળે ઉતાવળે દૃષ્ટિપાત કરવાથી જોનને આ સ્વર્ગીય સુંદરીના સૌંદર્ય તથા લાવણ્યનો સંપૂર્ણ ખ્યાલ જોકે આવી શક્યો નહોતો, તોપણ અત્ર એ સુંદરીનું સંપૂર્ણ વર્ણન આલેખવાને અમે જરા થોભીશું અને પછી તુરત જ આપણી વાર્તાના પ્રવાહને આગળ વહાવીશું.

જે સ્વર્ગીય મનુષ્ય પ્રાણીને અમે અમારા વાચકોની સમક્ષ રજુ કરવા ઇચ્છીએ છીએ તેની વય અત્યારે સત્તરેક વર્ષની હતી.

તે ઉંચી અને પ્રમાણપુરઃસર અવયવોવાળી હતી. તે સીધી સોટા જેવી હતી તોપણ તેની પીઠ જરા ખાડાવાળી અને ગરદન સહેજ કમાન સરખી નમેલી હતી, જે પ્રકારનાં અવયવો સુંદરીના ઘાટીલા શરીરની ખૂબીઓ તરીકે સામાન્ય રીતે ઓળખાય છે.

તેના દેખાવમાં સ્ત્રીત્વની મૃદુતા, કૌમાર્યનું ગૌરવ અને નૈસર્ગિક સૌંદર્ય ભરેલાં હતાં. તેના હાવભાવ તેની મુગ્ધાવસ્થાનું દર્શન કરાવતા હતા. તેના અપરિમિત લાવણ્યનું ઝળહળતું તેજ તેના અવર્ણનીય માધુર્યથી સહેજ દબાઇ જતું હતું, એટલે એ સુંદરીમાં એક નિર્મળ આત્માની પવિત્રતા તથા માયાળુ સ્વભાવની નમ્રતાનું એકીકરણ થવા પામ્યું હતું, એમ જ કહી શકાય.

તેના વાળ ઘેરા કાળા રંગના હતા. રેશમની પેઠે તે બહુ સુંવાળા હતા તેમજ અત્યંત ચમકતા હતા. જ્યારે તેનો કેશગુચ્છ વિશાળ કપાળપર ચળકતી કૃષ્ણવર્ણીય કમાનોની પેઠે ગોઠવાઇને તેની લાંબી છૂટી લટો તેના સ્કંધપ્રદેશપર પડતી ત્યારે તે મખમલના જેટલી સુકોમળતાનું ભાન કરાવતી હતી.

તેની આંખો તેના કેશની પેઠે જ અમાવાસ્યાની મધ્યરાત્રિના જેવી કાળી, સાગર સરખી ઉંડી અને હરિણની આંખોના જેવી ચપળ તથા મૃદુ હતી. આંખો મોટી અને તેજદાર હતી, પરન્તુ તેમાં અપવિત્ર વિકારની જ્વાળા સળગતી નહોતી તેમ જ એક પણ અપવિત્ર વિચારનો તણખો તેમાં માલૂમ પડતો ન હતો. દેવપૂજા વેળાએ એક સાધુ દેવની સમીપે ઘૃતનો દીવો કરે અને તેથી જેવું પવિત્ર તેજ ફેલાય તથા વાતાવરણ પવિત્ર થવાથી મનુષ્યમાં પવિત્ર વિચારોની પ્રેરણા થાય તેવું નિર્વિકાર તેજ એ સુંદરીનાં સુંદર ચક્ષુઓમાં ચમકી રહ્યું હતું.

તેનું વદન સુકુમાર હતું. તેની ચામડી પારદર્શક હતી અને તેથી તેના ગાલપરની લાલી ચામડીની આરપાર દેખાઇ આવતી હતી છતાં તેની નીલ રંગની નસો ચામડીની આરપાર દેખાતી નહોતી.

તેના દેખાવમાં તીવ્રતા તથા તેના સ્મિતમાં તેજદાર ચમક હતી, જે તેના કૌમાર્યના લજ્જાયુક્ત ભાવોના આવરણ હેઠળ પણ તેના પ્રત્યેક અંગની સુંદરતાને સ્ફુટ કરતી હતી અને ચોપાસ પ્રકાશ પ્રસારતી હોય એવો ભાસ કરાવતી હતી.

તેની ભ્રમરો ધનુષ્યાકૃતિ સમાન વળેલી હતી અને જોકે તે આછી હતી, તોપણ કાળા રંગની હતી, એટલે ભ્રમરની રેખાઓ ગાઢ નહિ હોવા છતાં ઘેરી કાળી દેખાતી હતી. તેની નાસિકા સીધી અને સરલ હતી. ઓષ્ઠદ્વય માણેકના જેવા ઘેરા લાલ અને તેની વચ્ચે શ્વેત દંતપંક્તિ તેજદાર મોતીની હાર પેઠે ચમકી રહી હતી. હડપચી સુંદર તથા ગોળાકાર હતી અને તેના સમગ્ર વદનમંડળની લંબવર્તુ-ળાકૃતિમાં સંપૂર્ણતા આણતી હતી.

આગળ કહી જવામાં આવ્યું છે કે તે સંપૂર્ણ રીતે સપ્રમાણ અવયવોવાળી સુંદરી હતી. તેના ઘાટમાં સાચી સુપ્રમાણતા દીપી રહી હતી. જોકે તેની વય હજી સ્ત્રીત્વના પૂર્ણ વિકાસકાળને પહોંચી નહોતી, તોપણ તે એવા પ્રદેશમાં ઉછરી હતી કે જ્યાં અંકુરિત થએલા લાવણ્યને પૂર્ણ વિકાસમાં આવતાં બહુ વાર લાગતી નથી. જે વયે સ્પેનીશ કુમારિકાઓ સુંદર સ્ત્રીત્વ પ્રાપ્ત કરવા લાગે છે અને સુકુમાર અવયવો વિકાસ પામીને વિશેષ સૌંદર્ય તથા ભભક ધરાવવા લાગે છે, તે વયમાં એ મનોહારિણી બાળા આવી પહોંચી હતી.

તેનાં આભૂષણોમાં સુંદરતા કરતાં રસિકતા વિશેષ દેખાતી હતી, પરન્તુ તેનાં વસ્ત્રો મૂલ્યવાન્ હતાં અને તે ઉપરથી તે સારી સ્થિતિના કુટુંબની–છતાં રાજવંશી કુટુંબની નહિ–બાળા હોય એવું માલૂમ પડતું હતું. તેથી ઉલટું તેનાં વસ્ત્રોનો દેખાવ મધ્યમ વર્ગના કુટુંબની સ્ત્રીઓના જેવો હતો.

તેનું બદન જાંબુડીયા રંગની મખમલનું હતું, જે ખભા આ-ગળથી જરા નીચું પડતું હતું અને આગળના ભાગમાં લગભગ કમર-સુધી ખુલ્લું હતું. કમર આગળ બન્ને પાસાં એકત્ર કરીને તેને એક

મૂલ્યવાન નીલમણિબંધથી બાંધી લેવામાં આવ્યાં હતાં. ઉમદા અને નકસીકામવાળા રેશમી વસ્ત્રથી સ્તનપ્રદેશને ઢાંકી લેવામાં આવ્યો. બન્ને હાથની બાંહ્યો તેને બરાબર બંધ બેસતી હતી એટલે તેના બાહુની સુપ્રમાણતા બહાર દેખાઇ આવતી હતી. તેનાં વસ્ત્રોની ફીનારીઓ કાળા રેશમની હતી અને તે ભોંયસુધી લટકતી હતી, પરન્તુ આગળના ભાગમાં તે એટલી લાંબી નહોતી એટલે તેના પગના પૂણા ઉપર જ પડતી હતી. તેના માથાપર ટોપી નહોતી પરન્તુ તેના ડાબા હાથપર સુંદર ફીનારીવાળી કાળા રેશમની ઉપરણી લટકી રહી હતી. તે સમયનં સ્પેનીશ સ્ત્રીઓ એવી ઉપરણી પોતાનાં વસ્ત્રો ઉપરાંત સાથે રાખતી કે જે કોઇ વાર બુરખાની પણ ગરજ સારતી.

જે ખંડમાં જોન પડદાની પાછળ છુપાઇ રહી હતી, તે ખંડમાં ભયભીત રીતિથી તથા લથડતે ડગલે પ્રવેશ કરનારી મનોહારિણી સુંદરી આ પ્રકારની હતી.

એ મધુરી અજ્ઞાત બાળા દેખીતી રીતે જ પોતાના મનમાં ગભરાએલી જણાતી હતી, કારણકે એ ખંડમાં થોડાં ડગલાં આગળ ચાલતાં જ તે અટકી ગઇ અને ભયસૂચક મુદ્રાથી ચોપાસ જોવા લાગી.

તે જ ક્ષણે બહાર વાયુએ વધારે જોરથી ઘોર શોર મચાવ્યો અને તે સુંદરીના મુખમાંથી ભયને લીધે ચિત્કાર નીકળી ગયો.

જે ચાલીમાં થઇને તે અત્ર આવી હતી તે ચાલીમાં તેના ચિત્કારનો પડઘો પડયો. ભયથી ઉત્પન્ન થએલી ગભરામણમાં તે સુંદરી એક ગાદીવાળા આસન તરફ ડગલાં ભરતી તુરત જ તે ઉપર બેસી ગઇ; પરન્તુ તેની હીંમત કેવળ નાબૂદ થઇ ગઇ નહોતી; પવનના સપાટાથી પોતાનો દીવો હોલવાઇ ન જાય તેટલા માટે તેની સંભાળ રાખવા જેટલી ખબરદારી તેનામાં હતી, એટલે તેણે પોતાના હાથમાંનો દીવો બાજુએ પડેલા એક મેજ ઉપર મૂક્યો.

દીવાનો પ્રકાશ એ સુંદરીના વદન તથા દેહ ઉપર પડવા લાગ્યો, એટલે જોનને તેના અસાધારણ સૌંદર્ય તથા માધુર્યનો પૂરેપૂરો

ખ્યાલ આવી શકયો. એક સ્ત્રી બીજી સ્ત્રીની અપાર સુંદરતા પોતાના મનમાં પણ કબૂલ રાખવામાં હમેશાં આનાકાની કરે છે, તોપણ એક સુંદર આસન ઉપર બેઠેલી એ રમણીની લગભગ દૈવી સુંદરતાનું અવલોકન કરતાં જોન સાનંદાશ્ચર્ય પામવા લાગી.

જોનના હૃદયમાં પ્રશંસક વૃત્તિ ઉભરાઇ આવી હતી એટલું જ નહિ પણ એ સુંદર અજ્ઞાત બાળા પ્રત્યે તેની સહાનુભૂતિ સત્વર ખેંચાવા લાગી હતી, કારણકે ગંભીર વિચારનિમગ્નતામાં થોડી ક્ષણો બેસી રહ્યા પછી તે એકાએક શોકાતુર બની ગએલી દેખાઈ અને એ શોકનો ઉભરો નિરંકુશ રીતે ઉભરાઇ નીકળ્યો.

મંજુલ પરન્તુ મનોવ્યથા દર્શાવતા ગદ્‌ગદ્ કંઠે અને પુનઃપુનઃ ત્રુટક પડતા સ્વરે તે પોતાની જાતને સંબોધીને બોલી: “ઓ દુઃખી અને દુર્ભાગી અલ્જીનોરા! તને વળી નાસી છૂટવાનો યત્ન કરવાની ઘેલછા ક્યાંથી સૂઝી? જે પગલું તું ભરે છે તે નિષ્ફળ જ નીવડે છે! ખરેખર ઘેલછા જ! પરન્તુ મારા પર જે આફત આવી પડી છે તે શું એક સબળ મનને પણ ઘેલું બનાવી મૂકે તેવી નથી? ઓરેલીઓ! ઓરેલીઓ! મારા પ્રિયતમ! તું કયાં છે? શું આપણે હમેશને માટે વિખૂટાં પડી ચૂક્યાં? તારી અલ્જીનોરાને પુનઃ જોવાની સઘળી આશાઓ શું તેં છોડી દીધી છે? અથવાતો આ અપકીર્તિ, અપમાન અને મૃત્યુ કરતાં પણ અધમ દશામાંથી તેને મુક્ત કરવાનો યત્ન શું તું કરશે? અરે! જ્યારે હું ભવિષ્યનો વિચાર કરૂં છું, ત્યારે મારૂં મગજ ભ્રમવા લાગે છે!” જાણે કે તેને ભયાનક યાતના થતી હોય, તેવી મનોવ્યથાથી તે રડવા લાગી અને એ વિલાપને અંતે તે ડુસકાં ભરવા લાગી, પરન્તુ એ ડુસકાં તેના હૃદયમાંથી ઉદ્‌ગમીને હૃદયમાં જ શમી ગયાં.

જોનની પોતાની જ આંખોમાંથી અશ્રુબિંદુ ઝમીને તેના ગાલ ઉપરથી વહી જતાં હોય એવું તેને લાગ્યું, કારણકે એ સુંદરીના શોકથી તેનું હૃદય ગળી જતું હતું. સંતાવાના સ્થળમાંથી બહાર

નીકળીને પોતાથી બને તેટલું આશ્વાસન એ સુંદરીને આપવા તે જતી હતી, એટલામાં રોડ્રીગોને પોતે આપેલું ગંભીર વચન તેને સાંભરી આવ્યું.

વળી, એ જ ક્ષણે એ મધુરી સ્પેનીશ સુંદરી જેનું નામ અલ્જીનોરા હતું અને જેનો ચહેરો અત્યંત સુંદર તથા સ્વર અત્યંત મધુર હતો તે એકદમ આસનપરથી ઊભી થઈ અને પોતાની નાજુક આંગળીઓવડે તેણે પેલો દીવો પકડ્યો.

"ભલે ગમે તે થાય, આ સાહસને હું છેવટસુધી વળગી રહીશ." સાહસિક અને ઉશ્કેરાએલી વૃત્તિ દર્શાવતા ગહન અને ત્વરિત સ્વરે તે મોટેથી બોલી ઉઠી.

પરન્તુ અલ્જીનોરા એ શબ્દો ઉચ્ચારી રહી, એટલામાં એ ખંડની એક બાજુનું દ્વાર ઉઘડ્યું અને એક વૃદ્ધ પુરૂષ ધીમે ધીમે આગળ આવ્યો.

એ સ્પેનીશ સુંદરીના મુખમાંથી ભયની કારમી ચીસ નીકળી ગઇ, પરન્તુ એ વૃદ્ધ પુરૂષ તત્ક્ષણ બોલ્યો: "ગભરાઇશ નહિ!" તેના સ્વરમાં સમાએલી નમ્રતાથી એ દુઃખી સ્રીના ચમકી ઉઠેલા મનને ધીરજ મળી.

જોને તુરત જ એ વૃદ્ધ પુરૂષને ઓળખી કાઢ્યો. ઉપરના ઓરડામાં પાછળથી પડદો ઉંચકીને દેખાવ દેનાર એ જ વૃદ્ધ પુરૂષ હતો. એ અકસ્માત્ બનેલા બનાવના સંબંધમાં અત્યારસુધી તેના મનમાં જે કાંઇ સંશય રહ્યો હતો તે હવે એ પુરૂષના પુનઃ દર્શનથી અદૃશ્ય થઈ ગયો.

જે આકૃતિ તેના મનમાં જડાઇ ગએલી હતી તે જ એ આકૃતિ હતી. તે અત્યંત ભવ્ય આકૃતિનો પુરૂષ હતો, લાંબો કાળો ઝબ્બો તેણે પરિધાન કર્યો હતો અને તેની સફેદ દૂધ જેવી લાંબી દાઢી તેના ચામડાના કમરપટાસુધી લંબાએલી હતી.

તેનું માથું ટાલવાળું હતું અને અત્યારે તે કેવળ ખુલ્લું

હતું. તે હાથમાં લાકડી લઇને ચાલતો હતો, પરન્તુ જયારે તે અલ્જીનોરા તરફ ચાલ્યો ત્યારે તેનાં પગલાંમાં રહેલી દઢતા દેખાઇ આવતી હતી. અલ્જીનોરા એ વૃદ્ધ પુરૂષને પૂજ્ય બુદ્ધિ અને આશાતુરતાથી અત્યારે જોઇ રહી હતી.

એ વૃદ્ધ પુરૂષ પુનઃ બોલ્યો: “ મારાથી જરા પણ ગભરાઇશ નહિ! પરન્તુ તરૂણ બાળા! હમણાં તેં જે અકળામણના ઉદ્ગારો કાઢ્યા છે અને જે મારે કાને આવ્યા છે તે બરાબર જ છે કે આ કિલ્લામાંથી તું નાસી છૂટે તે કેવળ અસંભવિત છે!”

“શું એમ જ ?” તે સુંદરી બોલી ઉઠી. પોતાની બધી આશા ઉપર પાણી ફેરવનારા એ વૃદ્ધ પુરૂષના શબ્દો સાંભળવાથી જાણે કે તેનું હૃદય તૂટી પડ્યું હોય એવા નિરાશ સ્વરે તે બોલી: “ અહો પૂજ્ય વૃદ્ધ પુરૂષ! તમે ગમે તે હો, પરન્તુ પોતાના ગૃહથી બળાત્કારે વિખૂટી પાડવામાં આવેલી એક ખ્રિસ્તી અબળા ઉપર તમે દયા કરો!”

વૃદ્ધ પુરૂષે કહ્યું: “હું તારી દુઃખી સ્થિતિ પૂરી રીતે જાણું છું; પરન્તુ તું હમણાં ઓરેલીઓ નામની કોઇ વ્યક્તિ વિષે બોલી હતી-”

એ તરૂણ કુમારિકા પોતાના પ્રેમની કથા જાણે કે ખુલ્લી પાડી રહી હોય એવા ભાવપૂર્વક લજ્જાવનત વદને બોલી: “ કાલાત્રાવાના ડ્યુકના પુત્ર—”

“બરાબર! હું પણ એ જ ધારતો હતો!” એ વૃદ્ધ પુરૂષ બોલ્યો. તેના વદન ઉપર કાંઇ વિલક્ષણ ભાવ તરી આવ્યો, પણ એ ભાવની ગહનતા માપવાનું કાર્ય કેવળ અસંભવિત હતું; પરન્તુ તુરત જ પુનઃ શાન્ત મુખમુદ્રા ધારણ કરીને નમ્ર સ્વરે તે બોલ્યો: “અને એ અભિમાની ડ્યુકના એકના એક પુત્ર-શૂરવીર તરૂણ-ઓરેલીઓ-લીઓંના માર્કવીસને તું ચાહે છે?”

સ્પેનીશ સુંદરીએ કશો જવાબ આપ્યો નહિ.

એ વૃદ્ધ પુરૂષને શત્રુ લેખવો કે મિત્ર લેખવો તે જાણે કે પોતે

ન સમજી શકતી હોય એવી રીતે ભયભીત નિર્દોષિતાથી તેણે એ વૃદ્ધ પુરૂષ ઉપર એક છૂપો દૃષ્ટિપાત કર્યો. પછી એ વૃદ્ધ પુરૂષ તરફથી પોતાની દૃષ્ટિને પાછી ખેંચી લઇને પુનઃ તેણે પોતાની આંખોને નીચી નમાવી દીધી.

તે બોલ્યો: "અલ્જીનોરા! મારા પર વિશ્વાસ રાખતાં તું ડરે છે, અને એ પ્રમાણે સાવધાનતાથી વર્તવા માટે હું તારો વાંક કાઢતો નથી તેમજ તું શંકાશીલ બને તે માટે હું આશ્ચર્ય પણ પામતો નથી. તારા પર આપત્તિ આવી પડી છે અને આપત્તિ એ એક એવું વિષ છે કે જે તરૂણ હૃદયોના વિશ્વાસનો નાશ કરે છે; પરન્તુ તને કાંઈ હાનિ કરીને મારે કશો સ્વાર્થ સાધવાનો નથી; તેથી ઉલટું તારા દુઃખથી મારા મન ઉપર બહુ અસર થઇ છે અને મારાથી બની શકશે તેટલી મદદ હું તને જરૂર કરીશ."

"ઓહો! ઉદાર હૃદયના બંધુ! મને ક્ષમા કરો!" આભારવૃત્તિથી પ્રકાશી ઉઠતા પોતાના વદનને ઉંચું કરીને અલ્જીનોરા બોલી: "તમારા પર વિશ્વાસ રાખતાં હું એક ક્ષણ પણ અચકાઇ હોઉં તો મને ક્ષમા કરશો?"

વૃદ્ધ પુરૂષ બોલ્યો: "હું તને ક્યારનો કહી ચૂકયો છું કે એ કારણથી મને માઠું લાગવાનું નથી. પરન્તુ નકામી વાતોમાં હવે વખત ગાળવો જોઇતો નથી. તારે મને થોડા પ્રશ્નોના જવાબ આપવા જોઇશે—"

"ખુશીથી—અત્યંત ખુશીથી!" એ સુંદરીએ ઉત્સાહ તથા આભાર દર્શાવતાં કહ્યું.

"સૌથી પહેલાં કહે કે તું કોણ છે?" એ વૃદ્ધે પ્રશ્નાવલિનો પ્રારંભ કરતાં કહ્યું.

સ્પેનીશ સુંદરીએ જવાબ આપ્યો: "મારૂં નામ અલ્જીનોરા ટચુડેલા છે. મારી માતા કેટલાંક વર્ષોથી મરણ પામી છે; પરન્તુ મારે પિતા છે અને હું તેની એકની એક પુત્રી છું. તે ઓવીડો ખાતે રહે છે."

"તારો પિતા શો ધંધો કરે છે?" એ વૃદ્ધે પૂછ્યું. તે સુંદરીના પોશાક ઉપરથી તે ધારતો હતો કે તે એક મધ્યમ સ્થિતિના કુટુંબની બાળા હોવી જોઇએ.

આંખોને નીચી નમાવતી અલ્જીનોરા બોલીઃ "તે સોના રૂપાનો વેપાર કરે છે." એ શબ્દો બોલતાં તેના કપોલ ઉપર લાલી ચડી આવી, પરન્તુ આ વખતે એ લાલી લજ્જાને લીધે ઉદ્‌ભવેલી દેખાઇ આવતી હતી.

"હું તારૂં કહેવું સમજ્યો, બાળા!" વૃદ્ધ પુરૂષ બોલ્યો. પુનઃ એક વાર તેના વદન ઉપર પૂર્વોક્ત અસાધારણ રેષાઓ તરી આવી. "સ્પષ્ટ રીતે કહીએ તો તારો પિતા ધનવાન છે અને નાણાંની વ્યાજુકી ધીરધાર કરે છે." થોડી વાર અટકીને તે આગળ બોલ્યોઃ "અને તેથી જ કદાચ લોકોમાં તે અળખામણો પણ હશે; ખરૂં કે નહિ?"

"હા, હા, તમે બરાબર ગણત્રી કરીને કહ્યું છે." એટલું બોલતાં એ બાળાની આંખોમાંથી અશ્રુરૂપી મૌક્તિકો ખરી પડ્યાં. પોતાના પિતાની ઓળખાણ આપ્યા પછી તેની કેવી અસર એ વૃદ્ધ પુરૂષના મન ઉપર થાય છે તે જોવાને તેણે ભીતિપૂર્વક પોતાની આંખોને ઉંચી કરી.

એ વૃદ્ધ અજ્ઞાત પુરૂષે માયાળુ સ્વરે કહ્યુંઃ "અલ્જીનોરા! તારા પિતાનો ધંધો ગમે તેવો ખરાબ કહેવાતો હોય, તોપણ તેમાં તારો કશો વાંક નથી; માત્ર તેટલા જ કારણથી તારા પ્રતિની મારી સહાનુભૂતિમાં ઘટાડો થયો નથી. હવે બીજા સવાલની વાત એ છે કે કાલાત્રાવાનો ડયુક પોતાના પુત્રના તારા પરના પ્રેમની વાત જાણતો નહિ હોય એવું હું ધારૂં છું."

"ખરી વાત; અમારો પ્રેમ હજી ડયુકના જાણવામાં આવ્યો નથી."

"પરન્તુ લીઓના માર્ક્વીસ-ઓરેલીઓએ તો તને પરણવાનું વચન ખરેખર આપ્યું છે, નહિ વારૂ?"

આ પ્રશ્ન સાંભળી અલ્જીનોરાની નસોમાં વહેતું સ્પેનીશ રૂધીર જોરથી વહન કરવા લાગ્યું અને તેથી તેના સુંદર વદન ઉપર લાલી ચડી આવી. તે ગર્વપૂર્વક મસ્તકને ઉંચું કરતી બોલી: "જોકે હું એક ગરીબ કુટુંબમાં જન્મી છું અને એક વ્યાજખાઉ તરીકે મારા પિતા નિંદાય છે, તોપણ માનભરી શરતો સિવાય–લગ્નની જ માંગણી સિવાય આખા યુરોપમાં ગમે તેવા શૂરવીર યોદ્ધાની કે ગમે તેવા ગર્વિષ્ઠ અમીર–ઉમરાવની પ્રેમયાચનાને મેં તિરસ્કારપૂર્વક ધુતકારી કાઢી છે."

વૃદ્ધ પુરૂષ બોલ્યો: "સુંદરી! તને માઠું લગાડવાનો કે તારી લાગણી દુખાવવાનો મારો આશય નહોતો."

સુંદરીએ જવાબ આપ્યો: "જી હા, આપનો એવો આશય નહોતો તે હું સમજું છું. તમે મને પિછાણતા નથી અને તેથી મારૂં ચારિત્ર્ય, મારા સિદ્ધાંતો તથા મારો સ્વભાવ એ સઘળું તમે સમજી શક્યા નથી."

"પરન્તુ હવે હું તારા જન્મસમયથી તને ઓળખતો હોઉં એવી રીતે હું એ સઘળું સમજું છું." એ વૃદ્ધ પુરૂષ સ્પેનીશ સુંદરીને પ્રશંસક દૃષ્ટિથી જોતાં બોલ્યો: "અને તારા આત્માની પવિત્રતાનું જે આંતર્જ્ઞાન મેં પ્રાપ્ત કર્યું છે તે ઉપરથી તારી સેવા બજાવવાની મેં રાખેલી ઇચ્છા નિશ્ચિત થવા પામી છે. પરન્તુ હવે હું એક વિશેષ પ્રશ્ન કરૂં છું: લીઓંનો માર્કવીસ શું જાણે છે કે તને તારા પિતાના ઘેરથી વિખૂટી પાડીને આમ ઉંચકી જવામાં આવી છે?"

અલ્જીનોરાએ શોકાકુલ સ્વરે જવાબ આપ્યો: "તેણે બરાબર એ વખતે જ એ વાત જાણી નથી. આજથી ત્રણ દિવસ અગાઉ એ ભયાનક દુષ્કૃત્ય કરવામાં આવ્યું હતું; પરન્તુ આજસુધીમાં તો મારા પિતા તરફથી ઓરેલીઓને એ દુઃખદાયક સમાચાર મળી ચૂક્યા હશે એ નિર્વિવાદ છે."

"ઓહો! ત્યારે તારો પિતા તમારો પ્રેમપ્રસંગ જાણે છે?"

વૃદ્ધ પુરૂષે એ ઉદ્ગાર કાઢ્યો, પરન્તુ પ્રત્યુત્તરની રાહ જોયા સિવાય તે બોલ્યોઃ "જે જૂદી જૂદી વિગતો તેં મને કહી છે તે ઉપરથી મારે કેવી રીતે વર્તવું તેનું સૂચન હું મેળવી શકીશ. અકસ્માત્ આજે તારો નિવાસ કાલાત્રાવાના કિલ્લામાં થવા પામ્યો છે અને આ કિલ્લો તારા પ્રિયતમના અભિમાની પિતાનો જ છે; પરન્તુ જે પ્રવાસે તમે નીકળ્યાં છો અને જે પ્રવાસમાં તમે આ સ્થાને આરામ લીધો છે, તે પ્રવાસ કાંઇ આહ્લાદજનક નથી. ગરીબ બાળા! તેં આ પ્રમાણે નાસી છૂટવાનો યત્ન કર્યો છે તેમાં કશું આશ્ચર્ય નથી, પરન્તુ હું તને જણાવી ચૂક્યો છું તેમ તારો યત્ન કેવળ નિષ્ફળ છે. જ્યારે આ કિલ્લાના ગુંચવણવાળા રસ્તાઓ, ચાલીઓ અને સાંકડી ગલીઓમાં તેં પ્રવેશ કર્યો અને છેવટે તું આ ખંડમાં આવી પહોંચી, ત્યારે તું કેવી આશાથી દોરવાઇ હતી? કોઇ ખાસ મદદને આધારે તું ચાલી જતી હતી કે માત્ર સાહસ ઉપર વિશ્વાસ રાખીને આગળ વધતી હતી?"

અલ્જીનોરા બોલીઃ "લીઓના માર્કવીસ સાથેના વાર્તાલાપમાં અનેક વાર તેણે મને કાલાત્રાવાના કિલ્લાની વાત કહી છે, પરન્તુ તે વખતે આ કિલ્લાની મુલાકાત તુરતમાં જ લેવાનું મારા નસીબમાં લખાયું હશે એવું હું ધારતી નહોતી." એક ઉંડો નિઃશ્વાસ નાંખીને તે આગળ બોલીઃ "એ સુખદ સમયે ઓરેલીઓ આ કિલ્લા સંબંધે અનેક વિચિત્ર તથા અદ્ભુત દંતકથાઓ મને કહી સંભળાવતો. એ કથાઓમાં ભોંયરાના ગુપ્ત માર્ગોનું, જમીનની અંદર અંધારી વાંકીચુંકી ગલીઓ આવતી હોવાનું અને એ ગલીઓનાં મ્હોં પડોશના બીજા કિલ્લાઓમાં નીકળતાં હોવાનું વર્ણન અનેક વાર આવતું હતું."

વૃદ્ધ પુરૂષે દયાસૂચક સ્મિત કરતાં કહ્યુંઃ "ગરીબ બાળા! એ દંતકથાઓ ઉપર વિશ્વાસ રાખીને તને તથા તારી સહપ્રવાસિનીઓને ઉતારા માટે આપેલા ઓરડાઓમાંથી તું ગુપચુપ નાસી છૂટી છે અને કિલ્લામાંથી બહાર નીકળવાનું બીજું કોઇ મ્હોં શોધી કાઢવાની

આશાએ અવિચારપૂર્વક આ વાંકીચુંકી ગલીઓની ગુંચવણમાં તું ઉતરી આવી છે. પરન્તુ કિલ્લામાંથી બહાર નીકળવા માટેની એ ભોંયરાની ગલીઓ માત્ર આ કિલ્લા સંબંધી દંતકથાઓમાં જ રહેલી છે, અને હું પોતે પણ એવી ગલીઓ કદી શોધી કાઢી શક્યો નથી. અલ્જીનોરા! જો મને એવી ગલીઓ મળી આવી હોત, તો આજની રાત્રે તને અહીં મારો મેળાપ થવા પામ્યો ન હોત!"

"શું! ત્યારે તમે એક કેદી છો?" આશ્ચર્ય અને દયાની લાગણીથી પોતાના એ વૃદ્ધ મિત્ર તરફ જોતી અલ્જીનોરા બોલીઃ "ઓહો! તમને પોતાને જ મદદની અત્યંત અગત્ય છે, તો શું તમે મને મદદ કરી શકશો?"

તે વૃદ્ધ પુરૂષે ગંભીર સ્વરે કહ્યુંઃ "બાળા! એ સંબંધે તું મને પ્રશ્ન કરીશ નહિ, એટલું જ નહિ પણ આ કિલ્લામાં મારા જેવા કોઇ મનુષ્યને તું મળી છે એ સંબંધી કશી પણ વાત કોઇને તારે કહેવાની નથી એ ધ્યાનમાં રાખજે. જા, હવે જે સ્થાનેથી તું અહીં આવી હોય, તે જ સ્થાને પાછી ચાલી જા અને ખાત્રી રાખજે કે જોકે હું મજબૂતમાં મજબુત સાંકળોવડે આ કિલ્લાની દિવાલોની વચ્ચે જકડાએલો છું, તોપણ તને મુક્ત કરવાના ઉપાયો હું જરૂર શોધી કાઢીશ."

"આહા! જો એમ બની શકે તો બહુ સારૂં!" અલ્જીનોરા બોલી. આભારવૃત્તિની પ્રેરણાથી તેની મુખમુદ્રા ચમકવા લાગી જાણેકે તેના સુંદર વદનની આસપાસ પ્રભામંડળ વિસ્તરી રહ્યું હોયની!

પોતે માથે લીધેલું કાર્ય પાર ઉતારવાનો પૂર્ણ વિશ્વાસ તે ધરાવતો હોય એવા ભાવપૂર્વક એ વૃદ્ધ પુરૂષે જવાબ આપ્યોઃ "તે બની શકે તેવું છે અને જરૂર બનશે જ. મારી આંગળીપરની આ વીંટી તું જુએ છે? તેમાં જડેલા માણેક ઉપર મૂરીશ ભાષાના અદ્દભુત અક્ષરો કોતરેલા છે. અલ્જીનોરા! તું ધારે છે કે આ વીંટી તું ફરીથી ઓળખી શકશે?"

તેણે જવાબ આપ્યો: "સાધારણ સંયોગોમાં પણ તે ભૂલી જવાય તેવી નથી; પરન્તુ ભવિષ્યમાં મને માર્ગ દર્શાવવા માટેની નિશાની તરીકે એ વીંટીનો ઉપયોગ થવાનો છે એમ હું તમારા પ્રશ્ન ઉપરથી સમજી શકું છું એટલે તે સંભારી રાખવાનું મારે માટે ખાસ કારણ રહેલું છે."

"તારૂં અનુમાન બરાબર છે. આ કિલ્લો અને મૂરોના નગર કોર્ડોવાની વચ્ચેના તારા પ્રવાસમાં કોઇ એક સ્થળે તારી પાસે એક વ્યક્તિ આવી પહોંચશે અને તે તને આ વીંટી બતાવશે. એ વ્યક્તિ ઉપર તારે પૂરો વિશ્વાસ રાખવો એવું દર્શાવવા માટે જ એ નિશાની છે, એમ તારે સમજવું. એ વ્યક્તિ પુરૂષ હોય કે સ્ત્રી હોય પણ એ તને જે સૂચના આપે તે સૂચના પ્રમાણે તારે બરાબર વર્તવું."

અલ્જીનોરાના હૃદયમાં હવે આશા પુનઃ જાગૃત થવા લાગી હતી. તે બોલી: "માયાળુ વૃદ્ધ પુરૂષ! હું બરાબર તેમ જ કરીશ. પરન્તુ અહીંથી બહાર ગયા પછી તમારે માટે હું કરી શકું એવું શું કાંઇ નથી?"

વૃદ્ધ પુરૂષે ઉતાવળે જવાબ આપી દીધો: "કશું નથી, સુંદરી! કશું નથી! જા, હવે જા, સુખી થજે, નિરાશ થઇશ નહિ, પણ વીંટી ઓળખી રાખજે."

આ પ્રમાણે કહીને એ વૃદ્ધ પુરૂષે એકાએક પોતાનું મ્હોં બીજી દિશાએ ફેરવ્યું અને જે દ્વારેથી તે એ ખંડમાં આવ્યો હતો, તેજ દ્વારમાં પુનઃ અદૃશ્ય થઇ ગયો.

અલ્જીનોરાએ તેના કલ્યાણ માટે આશીર્વાદનો ઉચ્ચાર કર્યો. પછી તે પાછી ફરીને તે ખંડમાંથી બહાર નીકળી અને જે ચાલીમાં થઇને તે ત્યાં આવી હતી તે જ ચાલીમાં ચાલતી થઇ.

# પ્રકરણ ૬ ઠું.

## ગોથીક હસ્તલેખ.

જોન હવે પડદા પાછળથી બહાર નીકળી. પોતાના સંતાવાના સ્થળે તે કેવળ મૌન રહી હતી, પરન્તુ પેલો વૃદ્ધ પુરૂષ અને સ્પેનીશ સુંદરી વચ્ચેનો વાર્તાલાપ તેણે બહુ રસપૂર્વક સાંભળ્યો હતો.

એ ખંડમાં હવે ગાઢ અંધકાર ફેલાઇ રહ્યો હતો. ચંદ્રનો પ્રકાશ વાદળાંના આવરણથી દૂર થઇ ગયો હતો, પવન તદ્દન બંધ થઇ ગયો હતો, ક્વચિત્ ક્વચિત્ મેઘગર્જના સંભળાતી હતી અને આસ-પાસના ભોંયરામાં પડઘો પાડતી હતી.

હવે કયે માર્ગે જવું તે સંબંધે અનિશ્ચિત મનવાળી જોન એ વિશાળ ખંડની મધ્યમાં થોભી.

તેણે શું એ વૃદ્ધ પુરૂષને મળવું અને મધુરી અલ્જીનોરા ટચુડેલાની મદદને માટે પોતાની સેવા અર્પણ કરવી—કે જ્યાં બર્થોલ્ડ નિદ્રા લઇ રહ્યો હતો ત્યાં તેણે ઉતાવળે પાછા ફરવું?

એ સ્પેનીશ મૃગનયની પ્રત્યે તેની સહાનુભૂતિ આકર્ષાવા પામી હતી, તેથી તે તેની મદદ માટે પોતાની સેવા અર્પણ કરવા તત્પર બની; પરન્તુ રોડ્રીગોને આપેલા વચનનો વધારે ભંગ થવાથી તે બિચારાની સલામતી જોખમમાં આવી પડે એવા ભયને કારણે તે બર્થોલ્ડ પાસે પાછી જવાને તત્પર બની.

પરન્તુ પછી વધારે વિચાર કરતાં તેને સાંભર્યું કે પોતે અને બર્થોલ્ડ કિલ્લામાં આવ્યાં હોવાની વાત એ વૃદ્ધ પુરૂષ ક્યારનો જાણી ચૂક્યો હતો, કારણકે ઉપરના ઓરડામાંનું બધું દૃશ્ય દિવાલ-પરનો પડદો ઉંચકીને તેણે જોયું હતું. એ કારણથી જોન તેને મળીને કાંઈ વાતચીત કરે કિંવા ન કરે તોપણ સત્ય વસ્તુસ્થિતિ એ વૃદ્ધ પુરૂષના જાણવામાં આવી હોવાથી જે કાંઇ અનર્થ થવાનો હોય તે તો ઘણું કરીને થશે જ એમ જોને માન્યું; પરન્તુ પુનઃ જોનના

મનમાં એવું આવ્યું કે રોડ્રીગોએ પોતાને માટે જીંદગીનું જોખમ હોવાનો જે ભય ભેદભરી રીતે દર્શાવ્યો હતો તે ભય કદાચ એ વૃદ્ધ પુરૂષને અતિથિઓ શોધી કાઢે તેમાં જ સમાએલો હોય અને વૃદ્ધ પુરૂષ અતિથિઓને શોધી કાઢે તેમાં તેવો ભય ન હોય તો? એ બાબતનો આ પ્રકારનો અર્થ જોને તુરત માન્ય કરી લીધો, કારણ-કે એ વૃદ્ધ પુરૂષે અલ્જીનોરાને જે ચેતવણીના શબ્દો કહ્યા હતા તે અત્યારે તેના સ્મરણમાં તરી આવ્યા કે: "આ કિલ્લામાં મારા જેવા કોઈ મનુષ્યને તુ મળી છે એ સંબંધી કશી પણ વાત કોઇને તારે કહેવાની નથી એ ધ્યાનમાં રાખજે."

જે ઓરડામાં બર્થોલ્ડને ઉંઘતો મૂકીને જોન આવી હતી, તે ઓરડામાં પાછા જઈ પહોંચવાનો આ ઉપરથી જોને નિશ્ચય કર્યો; પરન્તુ એ વિશાળ ખંડની મધ્યમાં અત્યારે તે ઊભી હતી અને ખંડમાં ગાઢ અંધકાર ફેલાઇ રહેલો હતો, એટલે હાડપિંજરોવાળા ઓરડામાં જવાના દ્વારસુધી પહોંચવાને કઈ દિશાએ ચાલવું તે તેના સમજ-વામાં આવી શક્યું નહિ.

પોતે જે પડદાની પાછળથી હમણાં બહાર નીકળી હતી, તે પડદાની જગ્યા ક્યાં આવી તેની ગણત્રી કરી જોવાનો તેણે યત્ન કર્યો: પરન્તુ ઉપર દર્શાવેલા તેના મનોગત વિચારો કરતી વેળાએ તેણે પોતાના શરીરની સ્થિતિ એક અથવા બીજી દિશાએ બદલી હતી અને તે ઉપરથી પોતાના મ્હોંની સમીપે પેલો પડદો આવેલો હતો, જાળીઉં આવેલું હતું, જે બારણું તે શોધતી હતી તે જ આવી રહ્યું હતું કે જે બારણામાં થઇને પેલો વૃદ્ધ પુરૂષ અદૃશ્ય થયો હતો તે બારણું આવેલું હતું તે તેના જાણવામાં આવી શક્યું નહિ.

આ પ્રમાણે તે મોટી ગુંચવણમાં આવી પડી હતી, એટલામાં બહાર વિજળીનો એક મોટો ઝબકારો થતો જાળીયામાંથી દેખાયો અને થોડીએક ક્ષણો એ આખા ખંડમાં આંજી નાંખે તેવો પ્રકાશ વિસ્તરી રહ્યો.

પુનઃ સર્વત્ર ગાઢ અંધકાર ફેલાઇ ગયો અને તે અંધકાર થોડી ક્ષણો પૂર્વે પ્રસરેલા પ્રકાશની તુલનામાં વધારે ગાઢ અને પોતાનો હાથ પણ ન સૂઝે તેવો દેખાવા લાગ્યો.

પરન્તુ જાળીઉં કઇ દિશાએ આવેલું હતું તે તો જોને હવે શોધી કાઢ્યું હતું અને હાડપિંજરવાળા ઓરડાનું દ્વાર ક્યાં હતું તે નક્કી કરવાને માટે એ એક સારૂં દિશાસૂચન હતું. એ ઉપરથી તે પોતાની પાછળની દિશાએ ચાલવા લાગી અને થોડી વારમાં પોતાની ધારણા મુજબ તે એક દ્વાર પાસે આવી પહોંચી.

કદાચ પોતાની કાંઇ ભૂલ તો નહિ હોય, એવી આશંકા સાથે તેણે તે દ્વાર ઉઘાડ્યું, પરન્તુ તેની અંદર એક દીવો બળતો જોઇને અને ખૂણાવાળી કમાનના એક ભાગ ઉપર સ્હેજ નજર નાંખીને તેણે ખાત્રીપૂર્વક માની લીધું કે તે હાડપિંજરોવાળો ઓરડો જ હતો.

તેથી કરીને તે હિંમતપૂર્વક આગળ વધી, પરન્તુ તેણે આટલી બધી સાવધાનતા રાખ્યા છતાં પુનઃ ભૂલ કરી હતી, કારણકે જ્યાં દ્વાર ઉઘાડ્યું, ત્યાં તો ત્રણ ભયાનક હાડપિંજરોવાળા ઓરડાને બદલે એક નાનું ભક્તિમંદિર જ તેની દૃષ્ટિએ પડ્યું !

કેથોલીક ધર્મનાં સામાન્ય નિશાનો સાથેની એક કબર પાસે એક દીવો બળી રહ્યો હતો; અને જોનના શરીરનો લાંબો પડછાયો જે બાજુની ઝાંખી પડી ગએલી દીવાલ ઉપર પડ્યો હતો તે બાજુએ જ્યાં દીવાનો પ્રકાશ પડ્યો, ત્યાં જોન એકદમ ચમકી ઉઠી.

પરન્તુ ચોમેર શાંતિ હતી અને એ પડછાયા તરફ બીજી વાર નજર કરતાં જોનની ખાત્રી થઇ કે એ સમયે એ ભક્તિમંદિરમાં પોતા સિવાય અન્ય કોઇ પણ મનુષ્યપ્રાણી ન હતું.

એ ભક્તિમંદિર બહુ નાનું હતું અને તેના સ્થંભોમાં શિલ્પવિદ્યાની કાંઇ ખાસ ખૂબીઓ નહોતી, એટલે એક જ દૃષ્ટિપાતની સાથે બધું દૃશ્ય સહેલાઇથી જોઇ લઇ શકાય તેવું હતું. એમાંની

મુખ્ય વસ્તુઓમાં માત્ર પેલી કબર, ભીંતમાં બેસાડેલી એક તખ્તી અને તેની નીચે પડેલું એક મોટું મેજ એટલાં વાનાં હતાં.

એ ભીંતમાં બેસાડેલી તખ્તીને સૂક્ષ્મ દૃષ્ટિથી અવલોકતાં જોનને માલૂમ પડ્યું કે તેના ઉપર *ગોથીક અક્ષરોમાં કાંઇ લખાણુ કોતરેલું હતું, અને જોન અનેક ભાષાઓ બહુ સારી રીતે જાણતી હોવાથી એ લખાણુ વાંચતાં તેને મુશ્કેલી પડી નહિ.

તેમાં કોતરેલા અક્ષરોમાં નીચે પ્રમાણે ઉલ્લેખ કરવામાં આવ્યો હતોઃ--

આ હેઠળના ભૂમિગૃહમાં
અસ્તુરિયા તથા **લી**ઓંનો પાંચમો રાજા
**મોરીગેટો**
કે જેને
**એક સો કુમારિકાઓ**
વાળા અપકીર્તિયુક્ત કરારનામાની કબુલાત કરવાને કારણે
ઇ. સ. ૭૯૦ માં પદભ્રષ્ટ કરીને કાલાત્રાવાના કિલ્લામાં
કેદ કરવામાં આવ્યો હતો અને ત્યાં જ ઇ. સ.
૭૯૩ માં મરણુ પામ્યો હતો, તેનાં દેહાવશેષો
દાટવામાં આવ્યાં છે.

“વળી પાછી એક સો કુમારિકાઓ ! !” એ શિલાલેખ વાંચી રહેતાં જ જોન પોતાના મનમાં બોલી ઉઠીઃ “ત્યારે એક સો કુમા-

---

* જર્મનીમાંના ગોથ લોકોએ ત્રીજા તથા ચોથા સૈકામાં ફ્રાન્સ, ઇટાલી અને સ્પેનપર હલ્લા કરી એ દેશોમાં પોતાનાં રાજ્ય સ્થાપ્યાં હતાં. તેઓની ભાષા, લિપિ, શિલ્પવિદ્યા, નીતિ-રીતિ ઈત્યાદિને 'ગોથીક' અર્થાત્ 'ગોથ લોકોની' એવું વિશેષણુ લગાડવામાં આવે છે. સ્પેનમાં ગોથીક રાજ્ય ઇશુના આઠમા સૈકાના પ્રારંભનાં થોડાં વર્ષો સુધી હતું. ગોથ રાજાઓ જુલ્મી લેખાતા.

રિકાઓમાંના હોવું એ કાંઇક ભયંકર અથવાતો અપકીર્તિયુક્ત હોય એવું તો સ્પષ્ટ જણાઈ આવે છે અને સુંદર અલ્જીનોરા ખરેખર એ જ દશામાં આવી પડી છે!"

જ્યારે આ પ્રમાણે તે મનમાં ગણગણી રહી હતી, ત્યારે તેનો હાથ પેલા મેજની કિનારી ઉપર રહેલો હતો અને તેની આંગળીઓ અડકવાથી કાંઇક ખસ્યું એટલે તેણે વિશેષ તપાસ કરી તો તે એક ખેંચી શકાય તેવું ખાતું માલૂમ પડયું.

જોનની કુતૂહલવૃત્તિએ તેને એ ખાનું ઉઘાડવાનું સૂચન કર્યું અને તેણે તેમ કર્યું તો તેમાંથી એક ભૂંગળું હાથ લાગ્યું. જોન ઉતાવળે એ ભૂંગળું તપાસવા લાગી.

તે ભૂંગળું એક વીંટાળેલા જાડા તથા મજબૂત કાગળનું હતું, જે કાગળ સારી સ્થિતિમાં હતો અને જેના ઉપર જરા પણ ધૂળ ચડેલી નહોતી. એ કાગળની ઉપર એક મોટા યુદ્ધનું ચિત્ર હતું જેમાં ખ્રિસ્તી અને મૂર યોદ્ધાઓ લડી રહ્યા હતા. તેમાંનું લખાણ પેલી તખ્તીમાંના અક્ષરોની પેઠે ગોથીક લિપિમાં જ કરેલું હતું.

એક જૂનો હસ્તલેખ જોઇને જોનને આનંદ થયો. જ્ઞાનપ્રાપ્તિ કરવાની તેની પિપાસા અપરંપાર હતી. કોઇ પુરાતન દંતકથા કિંવા વર્તમાન સમયની વિદ્યા માટેના પોતાના શોખને પૂરો કરવાને ગમે તેવા ભયાનક પ્રસંગોમાં પણ તે શોધખોળ કર્યા કરતી અને ગમે તેવાં જોખમો માથે લેવાની હિંમત બીડતી. આ પ્રમાણે અકસ્માત્ તેના હાથમાં આવેલા એ કાગળની તપાસ કરવાની ઉત્સુકતામાં, રોડ્રીગોને આપેલા વચનનું અને તેથી નીપજતાં સર્વ પરિણામોનું ભાન તે પુનઃ ભૂલી જાય તેમાં કાંઇ આશ્ચર્ય જેવું નથી. તે હસ્તલેખમાં નીચે પ્રમાણે લખેલું હતું:--

"ઇ. સ. ૭૦૮ માં છેલ્લો વીઝીગોથીક* રાજા રોડરીક સ્પે-

---

* ગોથ જાતિના જંગલી લોકોએ જૂદા જૂદા દેશોપર રાજ્યો સ્થાપ્યાં, તેમાંના આસ્ત્રા ગોથે ઇટાલી ઉપર પોતાનો અમલ સ્થાપ્યો અને તેના

નની ગાદીપર બેઠો. તે કાઉન્ટ જુલીઆનોની સ્વરૂપવતી પુત્રી ડોના ફ્લોરિન્ડા ઉપર મોહમુગ્ધ થયો અને તેણે તેની સાથે વ્યભિચાર કર્યો, એ સંબંધથી એક પુત્ર ઉત્પન્ન થયો, જેને તેણે એક ભરવાડ તથા તેની સ્ત્રીની સંભાળ હેઠળ સોંપ્યો. એ ભરવાડ તથા તેની સ્ત્રી એ બાળક સાથે પાછળથી અસ્તુરિયામાં આવી રહ્યાં. રાજા રોડરીકે ફ્લોરિન્ડાની સાથે લગ્ન કરવાની ના કહી તેથી પોતાની પુત્રીના અપમાનનું વૈર વાળવા માટે કાઉન્ટ જુલીઆનો આફ્રિકા ગયો અને ત્યાંથી મૂર લોકોને સ્પેનપર આક્રમણ કરવા માટે તેણે આમંત્રણ કર્યું. પોતાના ખૂરા કાર્યમાં તે ફાવ્યો અને મૂર સરદાર તારીક પોતાના અધિકાર હેઠળ એક મોટું લશ્કર લઇને સ્પેનમાં દાખલ થયો. કાઉન્ટ જુલીઆનો તેની સાથે જ હતો. રોડરીકે પોતાનું લશ્કર એકઠું કર્યું. ઇ. સ. ૭૧૧ માં બારબેટ નદીના કિનારાપર એક ભયંકર યુદ્ધ થયું.

" સ્પેનનું લશ્કર સંપૂર્ણ રીતે હારી ગયું, વીઝીગોથીક લશ્કરના ચુનંદા લડવૈયાઓ કપાઇ ગયા અને રોડરીક સખ્ત રીતે ઘાયલ થવાથી ફ્લોરિન્ડાની સાથે અસ્તુરિયાના પર્વતોમાં નાસી ગયો. એક ભરવાડના નેસમાં તેઓ છુપાયાં. એ જ ભરવાડની સંભાળ હેઠળ તેમણે પૂર્વે પોતાના બાળક પુત્રને સોંપ્યો હતો. પછી તુરત જ તેઓ ત્યાંથી નાસીને કાલાત્રાવાના કિલ્લામાં આશ્રય મેળવી રહ્યાં.

" દર્મિયાનમાં કાઉન્ટ જુલીઆનોને પોતાની જન્મભૂમિની પાયમાલી કરવાના પોતાના કાર્યનો પસ્તાવો થયો તેથી તે વેશબાદલો કરીને મૂર લોકોની છાવણી છોડી ગયો અને જે દેશને મુસલમાન હલ્લો કરનારાઓના હાથમાં સોંપવાનો સાધનભૂત પોતે બન્યો'

---

એક સગા વીઝી ગોથે સ્પેન ઉપર (પાંચમા શતકમાં સ્વાબી લોકોને જીતીને) અમલ સ્થાપ્યો; એટલે તેના વંશમાં થએલા રાજાઓ સામાન્ય રીતે વીઝીગોથીક રાજાઓ લેખાતા હતા. રોડરીક એ વંશનો છેલ્લો રાજા હતો.

હતો તે જ દેશમાં દયાજનક રીતે તે ભટકતો ફર્યો. ફરતો ફરતો તે અસ્તુરિયાના પર્વતોમાં આવી પહોંચ્યો. એ પ્રદેશ તે વખતસુધી મૂર લોકોના આક્રમણથી મુક્ત રહ્યો હતો. ત્યાં આગળ કાઉન્ટ જુલીઆનો ઓળખાઇ ગયો અને તેને કેદ કરીને કાલાત્રાવાના કિલ્લામાં લઇ જવામાં આવ્યો.

"આ પ્રમાણે પદભ્રષ્ટ થએલો રાજા, દેશદ્રોહી કાઉન્ટ અને તેની પુત્રી એ ત્રણે જણાં એક જ સ્થળે એકઠાં થવા પામ્યાં ! જુલીઆનોને મારી નાંખવામાં આવ્યો અને ફ્લોરિન્ડા કે જે અશ્રુપાત અને આજીજી કરવા છતાં પોતાના પિતાની જીંદગી બચાવી શકી નહિ તે પોતાના પિતાના દુર્દૈવી મૃત્યુના આઘાતથી મરણ પામી.

"ત્યારપછી થોડે જ વખતે રોડરીક પોતાને વાગેલા જખમોથી મરણ પામ્યો. જેઓની નિર્બળતાથી અને અપરાધોથી તેઓની પિતૃભૂમિના બૂરા હાલ થવા પામ્યા હતા, તેઓના જીવનની આ પ્રમાણે પૂર્ણાહુતિ થઇ."

એટલામાં કોઇ દ્વાર ઉઘડવાથી થતા અવાજના જેવો મંદ ધ્વનિ જોનને કાને આવ્યો અને તે ચમકી. એ નાના ભક્તિમંદિરના પ્રવેશદ્વાર તરફ તે ભયભીત વદને નિહાળી રહી.

પરન્તુ કોઇ દેખાયું નહિ, દ્વાર સ્થિર જ રહ્યું અને તેણે માન્યું કે પોતાની કલ્પનાથી પોતે ઠગાઇ હતી; એટલે તેણે ગોથીક હસ્તલેખ પૂરેપૂરો વાંચી નાંખ્યોઃ—

"જે અમીરો અને તેમના અનુયાયીઓ બારએટની ભયાનક લડાઇમાંથી જીવતા બચ્યા હતા તેઓ કેટલાક વખતસુધી સ્પેનના વાયવ્ય કોણ તરફના વિભાગમાં આવેલા પર્વતોમાં પોતાનો નિર્વાહ ચલાવી રહ્યા; પરન્તુ મૂર લોકોએ સઘળાં અગત્યનાં નગરો કબજે કરી લીધાં અને માત્ર થોડા છૂટા છવાયા કિલ્લાઓ જ તેઓની સામે ટકાવ કરી રહ્યા.

"આ અજીત્ય કિલ્લાઓમાંનો એક કાલાત્રાવાનો કિલ્લો હતો

અને ત્યાં વીઝીગોથીક દેશભક્તો પોતાના રાજાની પસંદગી કરવાને એકત્ર થયા. એક બળવાન યોદ્ધો પેલેયો કરીને હતો તેને સૌએ રાજા તરીકે પસંદ કર્યો. તેના નેતૃત્વ હેઠળ થોડા સમયમાં ખ્રિસ્તીઓ મૂર લોકોને અસ્તુરિયા, લીઓં અને ઓલ્ડ કેસ્ટીલના પ્રાંતોમાંથી હાંકી કાઢવાને શક્તિમાન્ થયા.

"આ પ્રાંતોને અસ્તુરિયાના એક જ નામ હેઠળ એકત્ર કરીને તેનું એક રાજ્ય સ્થાપવામાં આવ્યું અને રાજમુકુટ પેલેયોને શિરે આરોપવામાં આવ્યો. તે ઇ. સ. ૭૩૭ માં સંપૂર્ણ માન સાથે મરણ પામ્યો. તેની પાછળ તેનો પુત્ર આલોન્ઝો ગાદીપર બેઠો. તેણે પોતાના પિતાએ જીતેલો પ્રદેશ જાળવી રાખ્યો અને તેમાં વધારો પણ કર્યો.

"આલોન્ઝોની પછી ઇ. સ. ૭૫૭ માં ફુએલા ગાદીએ બેઠો અને ઇ. સ. ૭૬૮ માં ફુએલાની પછી ઓરીઓલ ગાદીએ આવ્યો.

"દર્મિયાનમાં રોડરીક અને ફ્લોરિન્ડાનો પુત્ર મોટો થયો હતો અને જે ભરવાડ તથા ભરવાડણે તેને ઉછેર્યો હતો તેમની જ પુત્રી વેરે પરણ્યો હતો. એ દંપતીને એક પુત્ર ઇ. સ. ૭૫૦ માં જન્મ્યો જેનું નામ મોરીગેટો રાખવામાં આવ્યું.

"મોરીગેટો એક મોટો લડવૈયો થયો અને શૂરા અસ્તુરિયન લોકોનું એક ટોળું એકઠું કરીને તેણે મૂર લોકોના મુલકમાં વારંવાર આક્રમણો કરવા માંડયાં, પરન્તુ છેવટે તે કેદ પકડાયો અને તેને મૂર રાજાની તે સમયની રાજધાની ટોલીડો ખાતે લઇ જવામાં આવ્યો. ત્યાં મોરીગેટોને કેટલાંક વર્ષોસુધી બંદીખાનામાં રાખવામાં આવ્યો, પરન્તુ વખત જતાં તે ત્યાંથી નાસી છૂટયો; અથવાતો મૂર રાજા સાથે તેણે કાંઇ છૂપી ગોઠવણ કરી અને તેથી તેણે મોરીગેટોના નાસી છૂટવા તરફ ચશ્મપોશી બતાવી. તે ઇ. સ. ૭૮૩ માં અસ્તુરિયામાં પાછો ફર્યો અને બરાબર તે જ વખતે રાજા ઓરી-

બોલ પોતાની પાછળ વંશ વિસ્તાર મૂક્યા વિના મરણ પામ્યો. મોરીગેટોનાં પહેલાંનાં બહાદુરીનાં કાર્યોથી તથા ટોલીડોમાં લાંબા વખતની તેની પરહેજગારીથી તેનું નામ એકદમ લોકપ્રિય થઇ પડ્યું હતું, તે ઉપરથી અસ્તુરીયાની ખાલી પડેલી ગાદી ઉપર બેસવાનું તેને સર્વાનુમતે આમંત્રણ કરવામાં આવ્યું. મોરીગેટો ગાદીએ બેઠા પછી તુરત જ મૂર લોકોએ પોતાના રાજા અબ્દુલ રહેમાનની આગેવાની હેઠળ અસ્તુરિયાપર હલ્લો કરવાને એક બળવાન લશ્કર એકઠું કર્યું; પરન્તુ મોરીગેટોએ મુસલમાન શત્રુની સામે થવાનાં પગલાં ભરવાને બદલે 'એક સો કુમારિકાની સંધિ'ને નામે જાણીતી થએલી શરતે અપકીર્તિયુક્ત સુલેહ કરી. આ ભયંકર દેશદ્રોહને કારણે ઇ. સ. ૭૯૦ માં તેને તેની પ્રજાએ પદભ્રષ્ટ કર્યો અને કાલાત્રાવાના કિલ્લામાં કેદ કર્યો, જ્યાં તે ઇ. સ. ૭૯૩ માં મરણ પામ્યો."

જોને એ ગોથીક હસ્તલેખ પૂરો કર્યો તેજ ક્ષણે તેણે પહેલાંના જેવો મંદ ધ્વનિ પુનઃ સાંભળ્યો. આ વખતે તે ધ્વનિ સ્પષ્ટ રીતે અને જરા પણ ભૂલ થવાના સંભવ વિના તેના સાંભળવામાં આવ્યો અને તે ધ્વનિ પેલા મોટા ખંડમાં થતો જણાયો; પરન્તુ તે થોડી ક્ષણ સંભળાયો અને પુનઃ સર્વત્ર શાંતિ વ્યાપી રહી.

હસ્તલેખનું ભૂંગળું પેલા મેજના ખાનામાં ઉતાવળે પાછું મૂકી દઇને જોન નીરવ પગલે તે ખંડમાં પાછી ફરી. હવે તો તેણે પોતાના ઉતારાવાળા ઓરડામાં જરા પણ વિલંબ કર્યા વિના પાછા જવાનો જ નિશ્ચય કર્યો હતો: પરન્તુ આ સંસ્મરણીય રાત્રિની ભેદભરી શોધો આ પ્રમાણે ઉતાવળે પૂરી થાય તેવું તેના ભાગ્યમાં લખાયું નહોતું, કારણકે જ્યાં તેણે એ ભક્તિમંદિરનો ઉંબરો ઓળંગ્યો, ત્યાં તેણે એ મોટા ખંડમાંના એક બીજા દ્વારમાંથી અજવાળું આવતું જોયું.

જ્યારે જોન પેલો ગોથીક હસ્તલેખ વાંચી રહી હતી, ત્યારે

કોઇએ આ દ્વાર ઉઘાડયું હતું અને તે જ કારણથી દ્વાર ઉઘડવા જેવો અવાજ સંભળાયો હતો, એવું જોનના સમજવામાં હવે આવ્યું. પણ એ દ્વાર કોણે ઉઘાડયું ? શામાટે એ દ્વાર ઉઘાડવામાં આવ્યું હશે અને એ દ્વારમાં થઇને ક્યાં જવાતું હશે ?

અંદરથી આવતા અજવાળાથી, ભક્તિમંદિરના ઉંબરા પાસે ઊભેલી જોને જોયું કે એ હાડપિંજરોવાળા ઓરડા તરફ જતા માર્ગનું દ્વાર નહોતું, તેમજ જે દ્વારમાં થઇને પેલો વૃદ્ધ પુરૂષ અલ્જીનોરાની પાસે આવ્યો હતો તે દ્વાર પણ એ નહોતું.

જોન આ પ્રમાણે વિચાર ચલાવી રહી હતી, એટલામાં કોઇ પ્રેરણાની પેઠે તેના મગજમાં એવો વિચાર આવ્યો કે જે દ્વારમાંથી અત્યારે અજવાળું આવતું હતું અને જે દ્વાર ઉઘડવાનો અવાજ તેણે સાંભળ્યો હતો તે કાંઇ નવા ભેદો તેની દૃષ્ટિ સમીપે ખુલ્લા કરવાને જ ઉઘડયું હોવું જોઇએ. એ ધૈર્યશીલ તરૂણ સુંદરીને પોતાની અદ્ભુત શોધો પાર પાડવા માટે જોઈતી હિંમત પ્રેરવા સારૂ માત્ર આટલો જ વિચાર બસ હતો.

જરાએ વધુ આનાકાની સિવાય જોન એ ખુલ્લા દ્વાર તરફ આગળ વધી; અને હવે તેણે એક એવો દેખાવ જોયો કે જેણે તેને ભયથી સ્તબ્ધ તથા ત્રાસથી જડ બનાવી દેવાને બદલે આશ્ચર્યચકિત અને વિસ્મયાકુળ બનાવી દીધી.

## પ્રકરણ ૭ મું.

### માયાવી મસ્તક.

આપણી નાયિકાએ જે ખૂણાદાર કમાનોવાળા ઓરડાઓ અત્યારસુધીમાં જોયા હતા તેના જેવા જ મજબૂત રીતે બાંધેલા એક બીજા ઓરડામાં એક કાળા આરસના કકડામાંથી કોતરી કાઢેલી એક મોટી પ્રતિમા દેખાઇ રહી હતી.



એ વિકરાળ મસ્તક–પ્રતિમા ઉપર થોડીએક ક્ષણો જેન નિહાળી રહી અને તે વખતે તેને એવું લાગ્યું કે જાણે હમણાં એ મસ્તક ......પોતાને કાંઈ કહેશે ! પૃષ્ઠ ૫૯

કોઇ પાદરીના મસ્તકની તે એક જંગી પ્રતિમા હતી એવું ખુલ્લું જણાઇ આવતું હતું. તેની બેઠક જોકે પ્રમાણમાં નાની હતી, તોપણ તે પ્રતિમા ઠેઠ છાપરાસુધી પહોંચતી હતી અને તેથી તે જોન કરતાં ઘણી ઉંચી દેખાતી હતી.

પ્રતિમાની કોતરણી એવી કળાકુશળતાથી કરવામાં આવી હતી કે તેમાં બુદ્ધિમત્તાની સાથે ત્રાસજનક ઉગ્રતા અને અચલ સખ્તાઇની રેખાઓનું દર્શન થતું હતું.

ખરેખર જે શિલ્પીએ આ પ્રતિમા કોતરી હતી તેણે પ્રતિમાના ચહેરાપર ઉપર જણાવેલા ભાવોની રેષાઓ એવી હિંમતપૂર્વક દર્શાવી હતી કે તે ઉપરથી તેના એ બાબતના ઉંડા અભ્યાસની અને તે કાર્ય કરતી વેળાએ તેણે પોતાના વદનપર ધારણ કરેલા સખ્ત વિકારની પ્રતીતિ થતી હતી. એ કારણથી જ શિલ્પીના કાર્યનું એકંદર પરિણામ જીવંત પ્રતિમાના જેવું અને મનુષ્યને વિસ્મયાકુળ બનાવી દે તેવું દેખાઈ આવતું હતું.

જો એ મસ્તક-પ્રતિમા કોઇ ખરેખરા માણુસની મોટી બનાવેલી પ્રતિકૃતિરૂપ હોય, તો પછી એ મૂળ માણુસ કોઇ સાધારણ ચરિત્રવાળો માણુસ તો ન જ હોય; પરન્તુ જો એ અત્યંત ભાવ-સૂચક અને ઉગ્ર રેષાઓનો ભાવ ભયાનક રીતે દર્શાવનારી આરસની પ્રતિમા માત્ર કલ્પિત જ હોય તો તે કોતરનાર શિલ્પી પોતે જ વિકરાળ અને અદ્દભુત પ્રકૃતિના ભાવો પોતાના મગજમાં ધરાવતો હોવો જોઇએ.

એ વિકરાળ મસ્તક-પ્રતિમા ઉપર થોડીએક ક્ષણો જોન નિહાળી રહી અને તે વખતે તેને એવું લાગ્યું કે જાણે હમણાં એ મસ્તક પોતાના અત્યંત મોટા મુખના પ્રમાણના જ મોટા સ્વરે પોતાને કાંઇ કહેશે! આવી માન્યતાના ભ્રમમાં તે પડી એટલે તેણે પોતાની દૃષ્ટિને મસ્તક-પરથી પાછી ખેંચી અને એ ગુપ્ત ઓરડામાં આસપાસ જોયું.

એક બાજુએ સળીયા જડી લીધેલી બારી હતી. બીજી

બાજુએ એક મોટી ખુરશી હતી, તેના ઉપર એક ઝભ્ભાને મળતું કાળું કપડું બેદરકાર રીતે ફેંકવામાં આવેલું દેખાતું હતું. એક મેજ ઉપર એક લોખંડનો દીવો, એક મોટું પુસ્તક તથા એક માણસની ખોપરી એટલાં વાનાં પડેલાં હતાં.

એ વસ્તુઓમાં માણસની ખોપરી જોતાં જ જોનને આખે શરીરે કંપારી છૂટી; પરન્તુ એ રીતે તેને થએલી ભયની લાગણી કેવળ ક્ષણિક હતી. સત્વર સ્વસ્થ બનીને તેણે એ ખુલ્લા પુસ્તક તરફ પોતાની દૃષ્ટિ કરી કે જેના ઉપર માણસની ખોપરી પુસ્તક-માંના ભેદોના ભયાનક પહેરેગીરરૂપે મૂકવામાં આવી હતી.

પુસ્તકનાં પૃષ્ઠો ઉપર જે અક્ષરો જણાયા તે ગોથીક હતા; અને જે માણસે પેલો ઇતિહાસવાળો હસ્તલેખ લખ્યો હતો, જે લેખ પેલા ભક્તિમંદિરમાં જોને અત્યાર પહેલાં વાંચ્યો હતો, તે જ માણસે આ પુસ્તકમાંનું લખાંણુ પણ કરેલું હોય એવું જણાતું હતું.

પુસ્તક ખુલ્લું પડયું હોવાથી બે બાજુનાં બે પૃષ્ઠો જોનના જોવામાં આવતાં હતાં જે બન્ને પૃષ્ઠોને મથાળે "**માયાવી મસ્તકનું જ્ઞાન**" એવા શબ્દો લખેલા હતા અને એ શબ્દો એ પુસ્તકનું નામ સૂચવતા માલૂમ પડતા હતા.

આથી જોનનું કુતૂહલ હવે વધારે ઉશ્કેરાયું અને રોડ્રીગોને આપેલા વચનનો ભંગ કરવાની બાબતનો વિચાર પણ કર્યા વિના તથા એ ભોંયરામાંના ઓરડાઓમાં તેણે જે જે શોધો કરી હતી તેની બધી વિગતોને પણ વિસરી જઇને તથા એ મોટા ગ્રંથમાં જ અત્યંત રસ ધરાવીને તેણે પુસ્તકનાં ખુલ્લાં પડેલાં બે પૃષ્ઠો વાંચી જોવાનો વિચાર કર્યો.

તેને આ કુતૂહલવૃત્તિ ઉત્પન્ન થઈ હતી, તોપણ તેની સાથે ઉંડો ભય મિશ્રિત થએલો હતો, તેથી પુસ્તક ઉપરની સફેદ ખોપરી તે દૂર ખસેડી શકી નહિ. ખોપરી તો જાણે પોતાનાં ચક્ષુહીન બાકો-રાંમાંથી જોનની સામે જ તાકી રહી હોય તેવી રીતે પુસ્તકની ઉપર

એમ ને એમ પડી રહી અને જોન એ પૃષ્ઠોના નીચેના ભાગમાં આવેલાં થોડાં વાક્યો વાંચવા લાગી; પરન્તુ જે રસ તેનામાં અત્યાર-સુધી ઉત્પન્ન થઈ રહ્યો હતો તે હવે વધવા લાગ્યો અને જ્યારે તેણે નીચે આપેલી પંક્તિઓ વાંચી ત્યારે તે આશ્ચર્ય, વ્હેમીપણું અને ભયની મિશ્રિત લાગણીનો અનુભવ કરવા લાગી:—

"માયાવી મસ્તક આ પ્રમાણે બોલ્યું: 'જો જ્ઞાન જ્ઞાનીને માટે શક્તિ ઉત્પન્ન કરી આપે નહિ તો પછી એ જ્ઞાન શા કામનું? જે પુરૂષ ઇતિહાસકથામાં ઉંડો ઉતર્યો હોય અને જે પુરૂષે ઘણી ભાષાઓ ઉપર કાબૂ મેળવ્યો હોય તથા એ રીતે ઘણું જ્ઞાન તથા વિશાળ અનુભવ સંપાદન કર્યો હોય, તે પુરૂષ ઉચ્ચ પંક્તિની વિખ્યાતિ પ્રાપ્ત કરવાની અભિલાષા ધારણ કરે: અને જો તેના જ્ઞાનના જેટલી જ તેનામાં હિંમત હોય તો તે જરૂર પોતાની ધારણાઓમાં સફળતા મેળવે. પરન્તુ જે સ્ત્રીએ ઇતિહાસકથાનું ઉંડું જ્ઞાન ધરાવ્યું હોય અને ઘણી ભાષાઓનો પૂરો અભ્યાસ કર્યો હોય તથા એ રીતે વિશાળ જ્ઞાન તથા ભારે અનુભવ પ્રાપ્ત કર્યો હોય, તે સ્ત્રી સર્વથી ઉચ્ચ પંક્તિની વિખ્યાતિ મેળવવાનો અભિલાષ કરે; અને જો તેની સુંદરતા તેના જ્ઞાનના જેટલી જ હોય તો તે જરૂર પોતાની આકાંક્ષાને સફળતાપૂર્વક પાર પાડી શકે.'"

આ અદ્‌ભુત શબ્દોનો ભાવાર્થ એક દૈવી પ્રેરણા તથા એક ગંભીર ભવિષ્યકથનની પેઠે જોનના અંતરાત્મા સુધી ઉંડો ઉતરી ગયો.

એ શબ્દો કેવળ નિઃસંશય રીતે પોતાના પ્રિયતમ બર્થોલ્ડને અને પોતાની જાતને લાગુ પડતા હોય એવું જોનને જણાયું અને એક અજ્ઞાત ભયની સાથે વહેમી મનોવૃત્તિ તેના ઉપર ચડી બેઠી. પોતાની જીંદગીમાં પહેલી જ વાર તે એવી માન્યતા ધરાવતી બની કે દૈવી ચેતવણીઓ, પ્રેરણાઓ અને સૂચનાઓ અસ્તિત્વ ધરાવતી હોય એ સંભવિત છે; અને તેમ છતાં તે જ વખતે એ બાબત સંબંધી તેની અશ્રદ્ધા હજી ટકી રહી હતી અને એ અદ્‌ભુત અશ્ર-

હાથી તે અકળાઇ ગઇ હતી. જેવી રીતે સમુદ્રની મોટી ભરતીની વચ્ચે પણ એક જૂદો જ સ્પષ્ટ પ્રવાહ વહી જતો દેખાય છે તેવી રીતે જોનની વહેમભરી માન્યતાની સાથે સાથે તેની અશ્રદ્ધાની અસર પણ તરી આવતી હતી.

પરન્તુ કાંઈ નહિ તો હાલ તુરતને માટે અટકળો કરવાનું છોડી દઇને જોન ત્યારપછીનું બીજું વાક્ય વાંચવા લાગી, જે નીચે મુજબ હતું:—

"માયાવી મસ્તક આ પ્રમાણે બોલ્યું: ' મારા પાષાણના ઓષ્ઠોમાંથી અગ્નિયુક્ત શબ્દો નીકળે છે. મારી જિહ્વા જોકે બરફના જેવી શીતળ છે તોપણ તે એવા શબ્દો ઉચ્ચારે છે કે જે શબ્દો વિદ્યુતની પેઠે તેજસ્વી અને જ્વલંત હોય છે. જે વાણી હું બોલું છું અને જે શબ્દો હું ઉચ્ચારૂં છું તે એક પુસ્તકમાં લખી રાખવામાં આવે છે કે જેથી તે બધી ઋતુઓમાં ટકી રહે અને બધો વખત ચાલુ રહી શકે. જ્ઞાનવાણી ઉચ્ચારનારૂં હું પહેલું જ પાષાણ-મસ્તક છું અને બીજી કોઇ પણ પાષાણ-પ્રતિમા વાણીની આવી શક્તિ ધરાવી શકશે નહિ. જેવી રીતે હું પહેલું જ આવું મસ્તક છું તેવી રીતે હું છેલ્લું પણ છું."

જ્યારે જોને એ બીજો વાક્યસમૂહ પૂરો કર્યો, ત્યારે આશ્ચર્ય તથા ગાંભીર્યપૂર્વક પરન્તુ વધતા જતા ભય સાથે તેણે પુનઃ પોતાની આંખો ઉંચી કરી. એ મસ્તકમાં બોલવાની શક્તિ હોય એ શું સંભવિત હતું ?

સામાન્ય સંયોગોમાં એવો વિચાર સરખો પણ હાસ્યોત્પાદક જણાઇ આવે; પરન્તુ સ્થળ, સમય અને જોને આજની રાત્રે જોએલી વસ્તુઓ, એ બધાથી તેના મગજ ઉપર એવી છાપ પડી હતી કે જેથી એવી હાસ્યોત્પાદકતાના વિચારો તેના મગજમાંથી દૂર ખસી ગયા.

ખરેખર, જોનની સ્થિતિ ગહન ગાંભીર્યયુક્ત તથા અદ્દ્ભુત રસયુક્ત બની હતી. ભેદો, ભયો અને વ્હેમયુક્ત આશ્ચર્યજનક વસ્તુઓથી ભરપૂર એ પુરાતન કિલ્લાના ભોંયરાના ઓરડાઓમાં જોન એકલી હતી, અને તે પણ રાત્રિના એવે સમયે કે જ્યારે મનુષ્યની વહેમી વૃત્તિ આવાં જ પૈશાચિક સ્વરૂપો ધારણ કરે છે અને જ્યારે કબરોમાંથી મુડદાં પણ બહાર ઉછળી આવે એવું મનાય છે!

આવી અસર હેઠળ એક બહુ મજબૂત મન પણ ગભરાઈ જાય અને થરથરી ઉઠે, અથવાતો પોતાના મુંઝવી નાંખે તેવા વિચારોને અશ્રદ્ધાસૂચક સ્મિતવડે હસી કાઢવાની વૃત્તિ ધરાવી શકે નહિ, તો પછી પોતાના વહેમમિશ્રિત ભયોને બેદરકારીથી હસી કાઢવાનો યત્ન તો ક્યાંથી કરી જ શકે?

સેંકડો પરસ્પર વિરૂદ્ધ લાગણીઓથી અકળાએલા મગજ સાથે અને ભીતિની બળવાન લાગણીથી કાંઇક તિરોહિત થએલા તીવ્ર આવેશ સાથે જોને દીવો મેજપરથી હાથમાં લીધો અને એ જંગી મસ્તક-પ્રતિમાને પહેલાં કરતાં વધારે બારીકીથી તપાસવાને તે તેની નજીક ગઇ.

જોનના શરીરનો દેખાવ ઉંચો, ચિત્તાકર્ષક અને રૂઆબદાર હતો, તોપણ તે એક રાક્ષસના માથાનું અવલોકન કરતી એક વ્હેંતીયા માણસ જેવી સ્ત્રી દેખાવા લાગી. જે હાથે તેણે દીવો પકડ્યો હતો તે હાથ તેણે દીવા સાથે પૂરેપૂરો ઉંચો લંબાવ્યો એટલે તેનો પ્રકાશ એ મસ્તક-પ્રતિમાના સખ્તાઇભર્યા વદન ઉપર તેમજ જોનના પોતાના કુતૂહલ વૃત્તિયુક્ત તથા ભયચકિત વદન ઉપર પડવા લાગ્યો. પહેલાં જ્યારે તેણે એ પ્રતિમાનું અવલોકન કર્યું હતું ત્યારે તેણે એવું માન્યું હતું કે હમણાં એ મૂર્તિ પોતાને કાંઇ કહેશે, પરન્તુ અત્યારે તેની એ માન્યતા વધારે પ્રમાણમાં સ્પષ્ટ થવા પામી હતી. તે વખતે એવો વિચાર કોઇ પણ પ્રકારના દશ્ય કારણ કે ખરેખરા પાયા વિનાની ભયભીત કલ્પનાના સ્પષ્ટ સૂચનરૂપ હતો, પરન્તુ

અત્યારે પેલા પુસ્તકના પુરાવાથી તેના મગજની એ પ્રકારની કલ્પના ઉત્તેજિત થવા પામી હતી તથા તે તેને વાજબી જણાતી હતી કારણકે એ પુસ્તકમાંના લખાણપરથી તેણે જાણ્યું હતું કે પાષાણની મસ્તક-પ્રતિમામાં જાદુ ભર્યું હતું અને તેથી તે ખરેખર વાચાની શક્તિ ધરાવતી હતી.

થોડી વાર જોન એ પ્રતિમાને મૌન આશ્ચર્ય તથા ભયભીત ધારણાથી નિહાળી રહેતી ઊભી.

તેની સુંદર આંખો ઉપસી આવી હતી, તેની નેણો અસ્વાભાવિક રીતે ઠરડાઇ ગઈ હતી, તેના ઓષ્ઠ અણુભીડાયલા-ખુલ્લા પડી ગયા હતા, તેના ગાલની ગુલાબી લાલી ઉડી ગઇ હતી અને તેનું હૃદય શ્વાસાવરોધથી ઉછળેલું જ રહી ગયું હતું.

જે પદાર્થને તે અત્યારે આટલી બધી ભયભીત રસવૃત્તિથી નિહાળવામાં મશગુલ બની ગઇ હતી, તે પદાર્થ-માયાવી મસ્તકના જેટલી જ જડ-ગતિહીન તે પોતે પણ બની ગઇ હતી. વિષાદવાળી છતાં દુઃખ ઉપજાવનારી મુંઝવણની જાણે એક જડ પ્રતિમા હોય તેના સરખી તે દેખાતી હતી.

એકાએક મંદ ધ્વનિ બહાર નીકળવા લાગ્યો, જાણે કે એક ભૂંગળામાંથી વાયુનો પ્રવાહ નીકળી રહ્યો હોયની! પરન્તુ ધ્વનિ એટલો મંદ હતો કે જો જોનના કાન અત્યંત ઉત્સુકતાને કારણે પોતાની સંપૂર્ણ શક્તિ જેટલા બન્યા ન હોત તો એ ધ્વનિ કદાચ તેના સાંભળવામાં પણ ન આવ્યો હોત.

એ માયાવી મસ્તકના ઓષ્ઠ અને નાસિકામાંથી જાણે કે જીવતા મનુષ્યના જેવો શ્વાસ વહન કરી રહ્યો હોય એવો તે ધ્વનિ હતોઃ અને પછી ઉંડી ગુહામાંથી અવાજ થતો હોય એવી રીતે તેનું નામ ઉચ્ચરાયું.

"જોન!" ઉંચા અને ભયાનકને બદલે ઉંડા અને ગંભીર સ્વરે એ પ્રતિમા બોલી.

જોનના આખા શરીરમાં કંપારી છૂટી, પરન્તુ મનઃશક્તિને દૃઢ રાખવાના ઉમદા અભ્યાસને લીધે તે પોતાની સ્ત્રીત્વની લાગણીઓને દૃઢ સંયમમાં રાખી શકી. એક પુરૂષના જેવી શક્તિ ધારણ કરીને તથા લગભગ દૈવી ધૈર્ય સાથે તે એ પ્રતિમાની સમીપે ઊભી રહી શકી.

"જોન!" એ પાષણ-પ્રતિમા પુનઃ બોલી: "એ મોટા ગ્રંથમાં તેં શું જોયું?"

જોને દૃઢ સ્વરે અને સવિનય રીતે ઉત્તર આપ્યો: "મેં એવા શબ્દો જોયા છે કે જેનો ભાવાર્થ તથા સૂચન મેં મારા અંતર્માં ઉતાર્યું છે."

પ્રતિમા બોલી: "એ શબ્દોનો પુનઃ ઉચ્ચાર કર!"

"જે સ્ત્રીએ ઇતિહાસકથાનું ઉંડું જ્ઞાન ધરાવ્યું હોય અને ઘણી ભાષાઓનો પૂરો અભ્યાસ કર્યો હોય તથા એ રીતે વિશાળ જ્ઞાન તથા ભારે અનુભવ પ્રાપ્ત કર્યો હોય, તે સ્ત્રી સર્વથી ઉચ્ચ પંક્તિની વિખ્યાતિ મેળવવાનો અભિલાષ કરે; અને જો—"

પણ જોન એકાએક આગળ બોલતી અટકી ગઈ અને તેના વદન ઉપર ગાઢ રક્તતા ચમકવા લાગી, જે રક્તતા અત્યાર પહેલાં ઉડી ગઇ હતી.

માયાવી મસ્તક-પ્રતિમા દૃઢ સ્વરે બોલી: "આગળ બોલ!" અને એ શબ્દો એ ભોંયરામાંના ઓરડામાં ગંભીર તથા ભયાનક પડઘો પાડી રહ્યા.

"અને જો તેની સુંદરતા તેના જ્ઞાનના જેટલી જ હોય," જોન આગળ બોલી. અત્યારે તેનાં નેત્રો ચળકતાં હતાં અને તેનું વદન સગર્વ આત્મવિશ્વાસની પ્રભા ધારણ કરતું હતું: "તો તે જરૂર પોતાની આકાંક્ષાને સફળતાપૂર્વક પાર પાડી શકે."

પ્રતિમા બોલી: "અને જોન! તું સુંદર છે તથા તારૂં જ્ઞાન વિશાળ છે: શું તને કશી મહત્ત્વાકાંક્ષા નથી?"

જોન બોલીઃ "મેં હમણાં જે શબ્દો ઉચ્ચાર્યા તે શબ્દો જ્યાં-સુધી મેં વાંચ્યા નહોતા, ત્યાંસુધી મહત્ત્વાકાંક્ષા એટલે શું તે હું સમજતી નહોતી; એ શબ્દોએ જ મારા અંતર્માં એકાએક મહત્ત્વા-કાંક્ષાની જ્યોત સળગાવી છે. આ મહદ્ ગ્રંથ કહે છે કે 'જો જ્ઞાન જ્ઞાનીને માટે શક્તિ ઉત્પન્ન કરી આપે નહિ તો પછી એ જ્ઞાન શા કામનું?' એ પ્રશ્નમાં સમાએલું સત્ય મારા મનમાં એક તેજસ્વી દીપકની પેઠે સળગી ઉઠ્યું છે. જેવી રીતે આજસુધી હું જ્ઞાન સંપાદન કરવાને માટે ઉત્સુકતા ધારણ કરી રહી છું, તેવી રીતે હવે પછીથી હું શક્તિને માટે મહત્ત્વાકાંક્ષા ધારણ કરીશ."

માયાવી મસ્તક બોલ્યું: "જે નિશ્ચય તેં હમણાં કહી બતાવ્યો છે, તે તારા ભાગ્યમાં જ લખાએલો છે. તારો જન્મ જ જ્ઞાન તથા સત્તાની પ્રાપ્તિ માટે થયો છે. જ્ઞાનનો જો ખરી રીતે ઉપયોગ કર-વામાં આવે તો તે શક્તિ પ્રાપ્ત કરાવે છે. તેથી કરીને તેં સંપાદન કરેલા બધા જ્ઞાનને ઉચ્ચમાં ઉચ્ચ મહત્ત્વાકાંક્ષાને શિખરે ચઢવા માટે ઉપયોગમાં લેવા સારૂ તારા બધા વિચારો તથા ઉત્સાહનું તું એકીકરણ કરજે."

તેની કલ્પના સમીપે સુંદર ભવિષ્ય જે દેખાવ આપી રહ્યું હતું તે જોકે ઝાંખો અને અનિશ્ચિત હતો તોપણ તેથી હિંમત ધારણ કરીને જોન બોલીઃ "આવું મહદ્ ભાગ્ય પ્રાપ્ત કરવા શું તું મને યોગ્ય માર્ગમાં દોરી શકે નહિ?"

એ પાષાણપ્રતિમા બોલીઃ "તે મહાન્ ગ્રંથમાં લખેલું છે કે જેઓ તને દોરવાને શક્તિમાન્ છે તેઓની ડહાપણભરી સલાહ જો તું લઇશ અને જે કાંઈ કાર્ય માથે લે તે કાર્યમાં જો તું ઉત્સાહ, શાણપણ અને હિંમત દર્શાવીશ, તો તને જરૂર વિજય મળશે. વળી તારી મહત્ત્વાકાંક્ષાની પ્રગતિને અનુકૂળ એવા હજારો બનાવો તારા જીવનના પ્રસંગોમાં બનશે અને સમય આવ્યે એવા પ્રસંગોનો લાભ કેવી રીતે લેવો તેનું સૂચન તને તારૂં ચાતુર્ય તુરત જ કરશે. અને

જોન! હવે તું મારી પાસેથી ચાલી જા. હું હવે વધારે બોલીશ નહિ."

સ્વર બંધ થઇ ગયો. તેના છેલ્લા શબ્દોના પડઘા એ ઓર-ડાની અંદર જ શમી ગયા અને પુનઃ પૂર્ણ શાંતતા પ્રસરી રહી.

એ માયાવી મસ્તકના ભવિષ્યકથનથી જે હર્ષ, વિજયનો આનંદ તથા ઉચ્ચ અભિલાષો જોનના મગજમાં ઉદ્‌ભૂત થયા હતા તે કરતાં તેની વિસ્મયવૃત્તિ વિશેષ બલવતી રહેવા પામી હતી. જોને વિસ્મયાકુળ વદને મેજ ઉપર દીવો પાછો મૂક્યો અને પ્રતિમાની સમીપેથી તે ચાલી ગઇ.

પરન્તુ ઉંબરો ઓળંગીને પૂર્વોક્ત વિશાળ ખંડમાં જતાં જ તેણે પ્રકાશ જોયો અને જે દિશાએથી એ પ્રકાશ આવતો હતો તે દિશા તરફ નજર કરતાં તેણે એક મેજ ઉપર એક દીવો બળતો જોયો જેની પાસે એક ગાદીવાળા આસન ઉપર પેલો સન્માન્ય વૃદ્ધ પુરૂષ બેઠો હતો.

## પ્રકરણ ૮ મું.

### વયોવૃદ્ધ પુરૂષ.

આ વિશાળ ખંડની વાત અગાઉ કહેવામાં આવી છે. આ ખંડ એ જ હતો કે જેમાં એ વયોવૃદ્ધ પુરૂષ તથા સ્પેનીશ સુંદરી અલ્જીનોરાનો મેળાપ થયો હતો. એ ખંડને સુંદર રીતે સજાવેલો હતો, છતાં કહેવું જોઇએ કે ગોથીક સુંદરતાની જૂનામાં જૂની પદ્ધતિ એ ખંડને સજાવવામાં ઉપયોગમાં લેવાઇ હતી.

નીચે પાથરેલો ગાલીચો, દીવાલોપર ટાંગેલા પડદા અને આસનોપરના ગાદી તકીયા મખમલના હતા. ખુરશીઓ, મેજો અને વિરામાસનો અબનુસ જેવા કોઇ કાળા લાકડાનાં હતાં અને ઉપર જડેલી છતને ભુખરો રંગ લગાડવામાં આવેલો હતો.

માયાવી મસ્તકવાળા ઓરડામાંથી જોન બહાર નીકળી, તે જ ક્ષણે તેણે પોતાની પાછળ તેનું દ્વાર બંધ કર્યું. એ વૃદ્ધ પુરૂષની સમીપે આવતાં તેણે એ પુરૂષની વયોવૃદ્ધતાને ઘટતા માનપૂર્વક નીચા નમીને વંદન કર્યું. તે પુરૂષની વય એંશી વર્ષ કરતાં ઓછી જણાતી નહોતી.

પોતાની બેઠકપરથી ઊભા થઇને તેણે જોનને નજીક આવવાનો ઇશારો કર્યો અને જ્યારે તે નજીક આવી, ત્યારે તેણે તેને આસનપર બેસવા ફરમાવ્યું. જોન બેઠી એટલે તે વૃદ્ધ પુરૂષ પણ પોતાની જગ્યાએ પાછો બેઠો, અને પછી જાણે કે જોનના અંતરનાં ઉંડાં રહસ્યો જાણવાને તે મથન કરતો હોય, તેવી રીતે તેણે તેની તરફ કેટલીક વારસુધી આતુરતાપૂર્વક જોયા કર્યું.

છેવટે તે બોલ્યોઃ "જોન !" જોન તેના મુખમાંથી પોતાના નામનો ઉચ્ચાર થએલો સાંભળીને ચમકી. તે આગળ બોલ્યોઃ "આજની રાત્રે તેં ઘણી અદ્ભુત વાતો જોઇ તથા સાંભળી છે."

જોને જવાબ આપ્યોઃ "પૂજ્ય પુરૂષ! એ ખરૂં છે. પરન્તુ આ બધા ભેદોનો ખુલાસો તમારા મુખેથી સાંભળવાની હું આશા રાખું?"

"ના!" એ વયોવૃદ્ધ પુરૂષે ગંભીરતાથી જવાબ આપ્યોઃ "એવા ખુલાસા માટેનો સમય હજી આવી પહોંચ્યો નથી. પરન્તુ ખાસ કરીને કયા ભેદોનો ખુલાસો જાણવાની તને બહુ જ ઇચ્છા છે? ખુલ્લા દિલથી સાચે સાચું કહે. તેં જે કાંઇ જોયું છે અને સાંભળ્યું છે તે બધું હું જાણું છું, એટલે એ અદ્ભુત વાતો પુનઃ કહેતાં જ્યાં જ્યાં તારી ભૂલો થશે ત્યાં ત્યાં તે ભૂલો હું સુધારીશ."

પોતાને સાંભરતી બધી વાતોને એકત્ર કરીને તેમને ક્રમાનુસાર ગોઠવીને જોન બોલીઃ "સૌથી પહેલાં હું એક સો કુમારિકાઓ સંબંધે જે કાંઇ બાબતો સંબંધ ધરાવતી હોય તે જાણવા માંગું છું, અને વિશેષમાં એટલું પણ જાણવા માંગું છું કે કાલાત્રાવાના કિલ્લામાં

મને તથા મારા સોબતીને આજની રાત્રે આશ્રય આપવામાં પોતાની જીંદગીનું જોખમ સમાએલું હોવાનું શામાટે રોડ્રીગોએ કહ્યું. બીજું, પેલા ભયંકર પદાર્થો, અદ્ભુત વસ્તુઓ અને મૂલ્યવાન્ અલંકારોનો સંગ્રહ આ ભેદભર્યા ઓરડાઓમાંના પહેલા ઓરડામાં કરી રાખવામાં આવ્યો છે તેનો હેતુ શો છે એ જાણવા હું બહુ આતુર છું. ત્રીજું, બીજા ઓરડામાં જે ત્રણ હાડપિંજરો ગોઠવવામાં આવેલાં છે તેનું કારણ શું છે અને તેમાંનું વચલું હાડપિંજર પોતાના રક્તમાંસહીન હાથની આંગળીઓમાં પકડેલી બરછી ઉગામી શકે છે તે કેવી રીતે, એ સંબંધે મને ખુલાસો જોઇએ છે. ચોથું આજસુધીમાં મેં જાદૂ ઉપર કદાપિ વિશ્વાસ રાખ્યો નથી, છતાં જાદૂની શક્તિથી જ પેલી પાષાણની મસ્તકપ્રતિમામાં વાચાશક્તિ આવી છે તેનો જ્યારે હું વિચાર કરૂં છું ત્યારે હું ઉંડી અકળામણમાં પડી જઉં છું અને વિસ્મયથી ચકિત બની જઉં છું. અને છેલ્લું," જોને કાંઇક સંકોચ સાથે ઉમેર્યું: " તમે કોણ છો અને આ અંધકારમય એકાન્ત સ્થળે તમે શું કાર્ય કરી રહ્યા છો તે જાણવાને મને કુતૂહલ ઉત્પન્ન થયું છે, કારણકે કિલ્લાના આ વિભાગમાં તો તમે એકલા જ એક જીવતા મનુષ્ય રહેતા હો એવું માલૂમ પડે છે, વયોવૃદ્ધ પૂજ્ય પુરૂષ! "

જોનનું કથન પૂરેપૂરી ધીરજથી સાંભળી રહીને વૃદ્ધે કહ્યું: " હું પુનઃ કહું છું કે પૂરેપૂરા ખુલાસા માટેનો યોગ્ય સમય હજી આવ્યો નથી. તેં જે પ્રશ્નો મને પૂછ્યા છે તેમાંના એક સો કુમારિકાઓ અને રોડ્રીગોની બીતિ સંબંધી પ્રશ્નો સિવાયના બીજા પ્રશ્નોનો ઉત્તર હું આપી શકીશ નહિ, અને આ બાબત સંબંધી પણ તને કાંઇ વિગતો જણાવવામાં હું તને બીજે ક્યાંયથી મળી શકે તેવી માહિતી કરતાં કાંઇ વધારે માહિતી આપવાનો નથી." તેના વદન ઉપર આકસ્મિક રીતે ગમગીનીની છાયા ફરી વળી અને તેણે નીચું જોઇ ઉમેર્યું: " કારણકે અસ્તુરીયાના વતનીઓ એ બાબત સંબંધે વધારે વાતચીત કરવાની ઇચ્છા ધરાવતા હોતા નથી."

જોન બોલી: " ખરેખર, એ સંબંધે જ્યારે રોડ્રીગોને પૂછવામાં આવ્યું ત્યારે તે પણ બહુ ઉશ્કેરાઇ ગયો હતો."

જાણે કે એ બાબત એ વૃદ્ધને પોતાને પણ અરૂચિકર જ લાગતી હોય તેવી રીતે પોતાના દેખાવ તથા વાણીમાં અકળામણ તથા અધીરાઇ ધારણ કરીને તે બોલ્યો: " ઓહ ! પહેરેગીરને પણ તેથી બહુ લાગી આવે છે ! " પછી એ વિષય ઉપર વાતચીત કરવા માટેની પોતાની તિરસ્કારવૃત્તિને સંયમમાં રાખીને તે બોલ્યો: " જોન ! ભક્તિમંદિરમાંનો ગોથીક હસ્તલેખ તેં વાંચ્યો છે કે ? "

તેણે જવાબ આપ્યો: " જી હા ! અને એ હસ્તલેખમાં તેમ જ મોરીગેટોના સ્મરણમાં ચોડેલી પાષાણની તખ્તી માંહેના લેખમાં એક સો કુમારિકાઓનો ઉલ્લેખ આવે છે."

વધતા જતા ગંભીર સ્વરે તે વૃદ્ધ પુરૂષ બોલ્યો: " સાંભળ ! રાજા રોડરીક અને સુંદરી ફ્લોરિન્ડાના વંશજ મોરીગેટોને કેવી રીતે અસ્તુરીયાની ગાદીએ બેસાડવામાં આવ્યો તે તું ગોથીક હસ્તલેખમાં વાંચી ચૂકી છે, અને તેં એ પણ જાણ્યું છે કે મૂર લોકો વારંવાર અસ્તુરીયાપર હલ્લો કરતા હોવાથી તેણે મૂર લોકો સાથે બહુ શરમભરેલી શરતોવાળી સુલેહ કરી હતી."

જોન બોલી: " હા, અને તેથી જ એક સો કુમારિકાવાળી સુલેહ નક્કી થઈ; પરન્તુ એ સુલેહની શરતોનો અમલ વાસ્તવિક રીતે કેવા પ્રકારે થાય છે ? "

વૃદ્ધ પુરૂષે જવાબ આપ્યો: " તે હવે હું સમજાવીશ. કોર્ડોવાના રાજા અબ્દુલ રહેમાનનું લશ્કર જયારે અસ્તુરીયાની સરહદ ઉપર આવી પહોંચ્યું, ત્યારે મોરીગેટોએ સુલેહની શરતો પુછાવી. મૂર રાજાએ એવી સુલેહ ઉપર સહી કરવાનું મોરીગેટોને કહ્યું કે જ્યાં-સુધી ખંડણીના રૂપમાં ઉંચા ખાનદાનની એક સો કુમારિકાઓ દર વર્ષે અસ્તુરીયા તરફથી મોકલવામાં આવતી રહે, ત્યાંસુધી પોતે અસ્તુરીયાના મુલકને જરા પણ ઇજા કરે નહિ. મોરીગેટોએ આ



“ અસ્તુરીયાનો રાજા મૂર રાજાને મોકલવાની ખંડણી માટે એક સો કુમારિકાઓ પસંદ કરવા સારૂ બે અધિકારીઓની નીમણુંક કરે છે......આ સુકુમાર બાળાને વૃદ્ધ રક્ષિકાઓની સંભાળ હેઠળ સોંપવામાં આવે છે.”

પૃષ્ઠ ૭૧

શરત કબુલ રાખી અને અબ્દુલ રહેમાન લશ્કર સાથે પોતાના મુલકમાં પાછો ફર્યો.

"આ બનાવ ઈ. સ. ૭૯૦ માં બન્યો અને તેથી જ મોરીગેટોને પદભ્રષ્ટ થવું પડયું. જોકે અસ્તુરીયાના લોકો પોતાના રાજા તથા તેના અંગરક્ષકોની સામે સબળ રીતે બળવો ઉઠાવવા જેટલા મજબૂત હતા અને પૂરેપૂરા ઉશ્કેરાએલા હતા, તોપણ મૂર રાજાને ખંડણી આપવાની ના કહેવાથી જે વૈર ઉત્પન્ન થાય તેથી તો તેઓ ડરી ગયા; એટલે ઈ. સ. ૭૯૦ ના દુઃખદાયક વર્ષથી અત્યારસુધી દર વર્ષે એ સુલેહનો અમલ થયા કરે છે.

"પણ મારે તને કહેવું જોઇએ કે અબ્દુલ રહેમાન પહેલાના મરણ પછી તેના પુત્ર અબદુલ રહેમાન બીજા પાસે અસ્તુરીયાની પ્રજાએ પોતાની બહુ બહુ વિરૂદ્ધતા પ્રકટ કરી, એટલે તેણે એટલી છૂટછાટ મૂકી કે હવે પછીથી સો કુમારિકાઓની વાર્ષિક ખંડણીમાંની પચાશ કુમારિકાઓ ઉંચા ખાનદાનની હોવી જોઇએ અને બીજી પચાશ કુમારિકાઓ સાધારણ વર્ગમાંની હોવી જોઇએ. આ પ્રમાણે દરેક વર્ષના સપ્ટેમ્બર માસમાં અસ્તુરીયાનો રાજા મૂર રાજાને મોકલવાની ખંડણી માટે એક સો કુમારિકાઓ પસંદ કરવા સારૂ બે અધિકારીઓની નીમણુક કરે છે અને દર વર્ષે એક સો કુટુંબોમાંથી એક સો લાવણ્યવતી કુમારિકાઓને નિર્દયતાપૂર્વક ઝુટવી લઇને તે કુટુંબોને દુર્દશામાં ડુબાવી દેવામાં આવે છે.

"આ સુકુમાર ભોગોને વૃદ્ધ રક્ષિકાઓની સંભાળ હેઠળ સોંપવામાં આવે છે. એ રક્ષિકાઓ તેમના પર દેખરેખ રાખે છે અને તેમને મૂર રાજધાની કોર્ડોવા ખાતે પહોંચાડતાં તેમની સાથે સાથે જાય છે. ઓવીડોથી કોર્ડોવાસુધીના તેમના પ્રવાસ દર્મિયાન જે નગરો, ગામડાં અને કસ્બા ખાતે એ કુમારિકાઓનું સરઘસ રાતવાસો કરવા માટે થોભે તે તે સ્થળે ઘણા સખ્ત નિયમો પાળવામાં આવે છે.

"જે જે સ્થળે તેઓ આ પ્રમાણે ટુંક સમયને માટે થોભે તે તે

સ્થળે અજાણ્યા માણસો, મુસાફરો અને વટેમાર્ગુઓ, પછી તે ગમે તેવી સ્થિતિનાં હોય અને સ્ત્રી હોય કે પુરૂષ હોય તોપણ તેમને દાખલ કરવામાં આવતાં નથી, કારણકે એક વાર કુમારિકાઓની પસંદગી થઈ ગઈ એટલે તે જ ક્ષણથી તેના ઉપર કોર્ડોવાના રાજાની માલકી ગણાઇ ગઇ, અને તેથી કરીને મિત્રો, સગાંઓ અથવા પ્રિયતમો સાથે તેમને જરા પણ સંબંધ રાખતી અટકાવવાના બની શકતા ઉપાયો યોજવામાં આવે છે.

"આ કારણથી જે નિયમોની મેં તને વાત કરી તે નિયમો આટલા સખ્ત ઘડાયા છે અને એનો ભંગ કરનાર વ્યક્તિ ગમે તેટલા મોટા અધિકારવાળી હોય તોપણ તેને મોતની સજા જ ફરમાવવામાં આવે છે. સો કુમારિકાઓ અથવા તેમાંનો થોડો ભાગ કાલાત્રાવાના કિલ્લામાં રાતવાસો કરવા માટે રોકાવાનો પ્રસંગ આ પહેલવહેલો જ છે: પરન્તુ એમ જણાય છે કે આ વર્ષે એવડી મોટી આખી મંડળીને માટે પૂરતી સગવડ પાસેના ગામડામાં થઈ શકી નહિ હોય કારણકે એ સ્થળનાં કેટલાંક મોટાં મકાનો થોડા વખત પહેલાં ત્યાં લાગેલી આગથી ભસ્મીભૂત થઇ ગયાં છે.

"આ રીતે એ કુમારિકાઓના એક ભાગને એક વૃદ્ધ રક્ષિકાની સંભાળ હેઠળ આ કિલ્લામાં આશ્રય આપવાની જરૂર પડી છે; અને રોડ્રીગોએ જે તને કહ્યું હતું કે તને તથા તારા સાથીને આ સ્થળે આશ્રય આપવામાં તેની જીંદગીનું જોખમ સમાએલું હતું, તેનો ભાવાર્થ હવે તું સમજી શકીશ."

જોન બોલી: "ખરેખર, કિલ્લાના પહેરેગીરે તથા તેની સ્ત્રીએ અમારા ઉપર જે મોટો ઉપકાર કર્યો છે તે હવે હું સમજું છું અને તેની કદર કરૂં છું. પરન્તુ અલ્જીનોરા-લીઓના માર્કવીસની એ સુંદર તથા નિર્દોષ પ્રિયતમા—"

વૃદ્ધ પુરૂષ ભાર દઇને બોલી ઉઠયો: "તેને બચાવવી જ જોઇએ! અલ્જીનોરા અને મારી વચ્ચે થોડા વખત પહેલાં જે કાંઇ વાતચીત

થઇ હતી તે તેં ગુપ્ત રહીને સાંભળી છે એ હું જાણું છું અને તેની દુર્દશાએ તારા હૃદયમાં દયા ઉપજાવી છે એવું જોઇને મારા હૃદયનો આનંદ સમાતો નથી, જોન!" થોડી ક્ષણો થોભીને એ વૃદ્ધ પુરૂષ આગળ બોલ્યો: "તું હવે કીર્તિ, માન અને વિખ્યાતિમય જીવનમાં પ્રવેશ કરે છે, એટલે તારે યોગ્ય રીતે જ તેનો પ્રારંભ પણ કરવો જોઇએ. હાલની તક ગુમાવવા જેવી નથી."

જોન બોલી: "મારા હૃદયમાં નવા હુતાશનને જન્મ આપનારા શબ્દો માયાવી મસ્તકે ઉચ્ચાર્યા તે પહેલાં, જ્યારે હું અલ્જીનોરાના દુઃખોદ્ગાર તથા તમે તેને દુઃખમુક્ત કરવાનાં આપેલાં વચનો સાંભળી રહી હતી, ત્યારે પણ તેની સેવા બજાવવાની તીવ્ર ઇચ્છા મારા હૃદયમાં જન્મ પામી હતી." જોન ઉત્સાહપૂર્વક બોલી ઉઠી: "તેટલા માટે તમે મને માર્ગ બતાવો અને આજ્ઞા કરો."

વૃદ્ધ પુરૂષ બોલ્યો: "આ બાબત સંબંધી મારા વિચારો અને ઇચ્છાઓ આટલી ત્વરાથી અને તુરતમાં જ હું સમજાવી શકું તેમ નથી. એટલું ધ્યાનમાં રાખજે કે એક સો કુમારિકાઓમાંની એક કુમારિકાને મુક્ત કરવા જેટલું ગંભીર કાર્ય બજાવવાનો આપણે વિચાર ચલાવી રહ્યાં છીએ, અને એવું કાર્ય પકડાઈ જાય તો તેની સજા મોત સિવાય બીજી કશી નથી! એટલે આ કાર્યમાં માત્ર ચોક્કસ જોખમ રહેલાં છે એટલું જ નહિ પણ તેની ગોઠવણ પૂરતી ચોખવટ, નાજુકાઇ અને સાવધાનતાથી કરવી જોઇએ. આ બધાં જોખમો તારે પોતાને જ શિરે ઉઠાવવાનાં છે, જોન! એ પૂર્ણ કાર્યકુશળતા, ઉત્તમ પ્રકારનું ચાતુર્ય અને સંભાળભર્યું ડહાપણ પણ તારે જ જાળવવાનાં છે. પણ જો હું એકદમ મારી ગોઠવણો અમલમાં મૂકી દઉં અને જે જોખમોની સામે તારે થવાનું છે તે જોખમો તારી પાસે ખુલ્લાં કરી દઉં, તો તારૂં હૃદય ભયથી ધડકી જાય, તું આ સાહસમાંથી પાછું પગલું ભરે અને છેવટે તું તે છોડી દે!"

"ના, કદી નહિ!" પોતાની હિંમત તથા ખત ઉપર આ

પ્રમાણે સંશય ધરાવવામાં આવતો જોઇને અર્ધદગ્ધ થએલી એ ધૈર્યશીલ તરૂણી બોલી ઉઠી અને જ્યારે તેને માયાવી મસ્તકની શિખામણ સાંભરી કે 'જેઓ તને દોરવાને શક્તિમાન્ છે તેઓની ડહાપણભરી સલાહ તારે લેવી' ત્યારે ધીમો સ્વર કરીને તથા વદન ઉપર નમ્રતા ધારણ કરીને તે આગળ બોલી: "તોપણ મારી સાથે એટલી સંભાળપૂર્વક વર્તવામાં તમે કદાચ ખરા પણ હો."

એક વૃદ્ધ વડીલને છાજે તેવી માયાળુતાથી એ વૃદ્ધ પુરૂપ બોલ્યો: "હું તારા પર અવિશ્વાસ ધરાવતો નથી, જોન! નહિતો આ અગત્યનું સાહસ પાર પાડવાનું કામ તારા હાથમાં સોંપવાનું સ્વપ્ને મેં ધાર્યું ન હોત. પણ યાદ કર કે તને ધૈર્યશીલ અને સહનશીલ બનાવવાને વર્ષોના અનુભવની જરૂર પડે, તેને બદલે તારા અંતરાત્મામાં વિખ્યાતિ પ્રાપ્ત કરવાની ઇચ્છા પહેલી જ વાર પ્રકટ થયાને હજી પૂરો કલાક પણ થયો નથી! સત્કીર્તિ અને શક્તિ તરફ તને દોરવાને માટે જે જીવન હવે તું શરૂ કરવાની છે તેનું પ્રાથમિક પગલું આરંભવાને તું યોગ્ય બને તે પહેલાં તારા આ ઉત્સાહને બળવાન્ કરવાને, આ કાર્યની સાથે તારા દિલને એકતાર બનાવવાને અને તેને તારા સ્વભાવનો જ એક ભાગ બનાવી દેવાને, તને થોડો આરામનો સમય મળવો જોઇએ! જે મહત્ કાર્યમાં તું થોડા સમયમાં પ્રવેશ કરવાની છે અને અલ્જીનોરાને મુક્ત કરવાનું કામ તો જે મહત્ કાર્યનો એક માત્ર ભાગ છે-પહેલી કસોટી જ છે, તે કાર્યને માટે તને તૈયાર કરવા સારૂ, શાન્ત વિચારણાની અને તારી સાથે સ્પષ્ટ રીતે વિચારવિનિમય કરવાની જરૂર પડશે. વળી એક બીજો વિચાર કરવાનો છે, અને તે એ કે જે તરૂણ પુરૂષ તારો સાથી છે-તારો પ્રિયતમ છે—"

જોનના સુંદર વદન ઉપર લાલ તેજ ચમકી આવ્યું અને તેણે પોતાનાં નેત્રોને નીચાં ઢાળી દીધાં, કારણકે તે એ વૃદ્ધ પુરૂષની તરફ સગર્વ દૃષ્ટિથી જોઇ શકે તેમ નહોતું અને એમ કહી શકે તેમ

નહોતું કે બર્થોલ્ડ તેનો પ્રિયતમ નહિ પણ પતિ હતો. તેમના લગ્નનો કશો ધાર્મિક વિધિ કરવામાં આવ્યો નહોતો !

વૃદ્ધે સત્વર કહ્યું: "ગભરાઇશ નહિ, જોન! મારી સમીપે તું જરા પણ શરમાઇશ નહિ! પ્રેમ એ એક એવો વિકાર છે કે જે મજબૂતમાં મજબૂત મનોને પણ ઝુકાવે છે; એ એક એવી મનોવૃત્તિ છે કે જે હિંમતવાનને બ્હીકણ અને બળવાનને નિર્બળ બનાવી દે છે. તેની અસરથી જેઓ ઝુકી પડે છે તેઓ સહાનુભૂતિને પાત્ર છે, પરન્તુ કદી ઠપકાને પાત્ર તો નથી જઃ તેમના પર દયા કરવી ઘટે, પણ તિરસ્કાર તો નહિ જ. બર્થોલ્ડ--"

પોતાના શરમાતા વદનને હવે ઉંચું કરીને તથા વૃદ્ધ પુરૂષ તરફ સભયાશ્ચર્ય વદને જોઇને જોન બોલી ઉઠી: "શું! તમે તેનું નામ પણ જાણો છો?" થોડી ક્ષણો થોભીને તે આગળ બોલી: "પરન્તુ આજની રાત્રે મેં એટલી બધી ચમત્કારિક વાતો જોઇ તથા સાંભળી છે કે મારે હવે કોઇ બાબતથી આશ્ચર્ય જ પામવું જોઇતું નથી: અહો! પૂજ્ય વૃદ્ધ પુરૂષ! જો અમારી ગુહ્ય વાત તમે ખરેખર જાણી હોય, તો તે વાતને જેવી પવિત્ર રીતે હું તમારી વિશ્વાસુ વાતોને ગુપ્ત રાખું તેવી પવિત્ર રીતે તમે પણ તે વાત ગુપ્ત રાખશો એવી હું તમને વિનતિ કરૂં છું."

જોન પ્રતિની પોતાની માયાળુતાની પુનઃ પ્રતીતિ કરાવવાને તેની તરફ જોઇને વૃદ્ધે કહ્યું: "જોન! તારી ગુહ્ય વાત મેં જાણી છે અને હું તેને ગુપ્ત રાખવાના શપથ લઉં છું. માયાવી મસ્તકને મુખેથી મેં તારા તથા બર્થોલ્ડના સંબંધમાં સઘળું જાણ્યું છે. હું તમારી તે બધી બાબતો પરિપૂર્ણ રીતે જાણું છું અને તેમાંની એક જ બાબત જો હું કહી બતાવું, તો તે તું એટલા માટે ન સમજીશ કે હું તને બ્હીવડાવવા માંગું છું કિંવા તારી લાગણી દુખવવા માંગું છું, પરન્તુ એ કહીને હું તારી ખાત્રી કરી આપવા માંગુ છું કે એ પાષાણની મસ્તકપ્રતિમા જેવી રીતે વર્તમાનકાળની વાત

કહી શકે છે તેવી રીતે ભવિષ્યકાળનું કથન પણ કરી શકે છે."

જોન બોલી: "અને જે બાબત વિષે તમે કહો છો તે બાબત શી છે?" તેનું હૃદય ગુંચવણને લીધે ઉતાવળે થડકી રહ્યું હતું.

"બર્થોલ્ડ જે કાળી નાની ટોપી પહેરે છે—"

"બસ! બસ!" રખેને દિવાલોને પણ કાન હોય અથવા બારી પછવાડે છુપાઇ રહીને કોઇ સાંભળતું હોય એવા ભયથી જોન ચોતરફ આંખો ફેરવતી બોલી: "હા, તમે દરેક વાત જાણો છો; ખરેખર તમે એક અદ્દ્ભુત પુરૂષ છો!"

નમ્ર અને શોકભર્યે સ્વરે વૃદ્ધ બોલ્યો: "મારી જાત સંબંધી હું કશી વાત જાણતો નથી. મેં અલ્જીનોરાને કહ્યું હતું કે હું અહીં એક કેદી છું અને આ કિલ્લાની અંદર કે બહાર કોઇ પણ મનુષ્યને મારા સંબંધી કશી વાત તારે કહેવી નહિ, એ તેં સાંભળ્યું હશે. પરન્તુ એ પાષાણની મસ્તકપ્રતિમાના મુખમાંથી હું જ્ઞાનામૃત એકઠું કરૂં છું અને અદ્દ્ભુત વાતો સાંભળું છું, જોકે એ જે કાંઈ વાતોનું કથન કરે છે તેને પણ ચોક્કસ હદ રહેલી હોય છે. જોન! હવે મેં ખુલ્લા દિલથી તારી સાથે બહુ લંબાણથી વાતો કરી છે એટલે આપણે ઉતાવળે છૂટાં પડવું જોઇએ. પરન્તુ આપણે છૂટાં પડીએ તે પહેલાં જે વાત મેં શરૂ કરી છે અને જે મારે તને કહ્યા વિના રહેવું જોઇતું નથી તે વાત હું પૂરી કરીશ."

જોને ઉત્સુકતાથી વચમાં કહ્યું: "તમે બર્થોલ્ડ સંબંધે કહેવા માંગો છો?"

"હા." વૃદ્ધ પુરૂષે કહ્યું: "હું એમ કહેવા માંગતો હતો કે આજની રાતનાં તારાં સાહસકર્મોની વાત તથા અલ્જીનોરાને મુક્ત કરવાનું માથે લેવા જે વચન તેં આપ્યું છે તે વિષેની વાત તારે ધીમેધીમે તેની પાસે ખુલ્લી કરવી. બર્થોલ્ડને એકદમ બધી વાતો કહી દેવી અને ખાસ કરીને તેં માથે લીધેલું કામ પૂરૂં કરવામાં જે જોખમો રહેલાં છે તે વિષેની વાત એકી સાથે ખુલ્લી કરવી એ

ઠીક થઇ પડશે નહિ. પરન્તુ તારા જેવી ચતુર અને પ્રેમાળ સ્ત્રીને એવું સૂચન કરવાની જરૂર નથી કે જ્યારે એક સ્ત્રીની ભક્તિની વસ્તુ પ્રેમવશતાથી તેને પગે પડેલી હોય અથવા તે તેને હૃદયાલિંગન કરી રહેલી હોય, ત્યારે તેણે તેની પાસે સ્વીકાર કરાવવા જેવા થોડા શબ્દો કહી નાંખવા જોઇએ અને પછી ધીમા-મૃદુ પગલે-થોડે થોડે તેને પોતાના બધા ગુપ્ત મનોરથો તથા યોજનાઓનું જ્ઞાન કરાવવું જોઇએ એટલું જ નહિ પણ એ રીતે તેની પાસેથી બધી બાબતોની કબૂલાત મેળવી લેવી જોઇએ."

જોન બોલી: "હું તમારૂં કહેવું સમજું છું; આપ કહો છો તેવી સંભાળભરી અને મૃદુતાયુક્ત રીતિ જ હું બર્થોલ્ડ પ્રત્યે ધારણ કરીશ. એકદમ બધી વાતો તેને કહેવાથી તેનું મગજ ચમકી ઉઠશે તેમ જ ભય પામી જશે, એટલે તેની ઉદાર વૃત્તિઓને ધીમે ધીમે, કાર્યની વિગતોને થોડેથોડે ડહાપણપૂર્વક ખુલ્લી કરીને આ કાર્ય પ્રત્યેની સહાનુભૂતિ તરફ આકર્ષવાનું ઠીક થઇ પડશે."

વૃદ્ધ બોલ્યો: "આ કાર્યને સફળતાપૂર્વક પાર કેવી રીતે ઉતારવું તે તું સમજી શકીશ એવું હું જોઇ શકું છું. હવે જોન! હું જે સૂચનાઓ તને આપવા માંગું છું, તે તું સાંભળી જા. કાલે સ્હવારે તું આ સ્થળેથી વિદાય થાય, ત્યારે બર્થોલ્ડ ન જોઈ શકે તેવી રીતે, જે સ્થળે તેં મને આજે સાંજે જોયો હતો તે સ્થળના દિવાલપરના પડદા પાછળ તપાસ કરવાની તક તારે લેવી. ત્યાં આવેલા ગુપ્ત દ્વારના ઉંબરા પાસેથી જ તને એક બરાબર બંધ કરેલું પરબીડીયું જડશે. એ પરબીડીયું તારે તારી પાસે બરાબર જાળવી રાખવું અને તારા પ્રવાસમાં જ્યાં તું થોભે ત્યાં આગળ કોઇ આડે અવળે સ્થળે તે પરબીડીયું મુકાઇ ન જાય કિંવા ખોવાઇ ન જાય તે માટે તારે સાવધાન રહેવું. પરન્તુ તું માડ્રીડ પહોંચે ત્યાંસુધી તારે એ પરબીડીયું ખોલવું નહિ.

"એ નગરમાં પહોંચતાં તારે તે પરબીડીયા ઉપર બાંધેલી રેશમી પટી તોડી નાંખવી અને પરબીડીયું ખોલી નાંખવું. પરબીડી-

યામાંથી તને એક કોરો કાગળ હાથ લાગશે. તે કાગળને અગ્નિ સામે ધરી રાખજે એટલે તેના ઉપર જે કાંઇ લખેલું હશે તે ખુલ્લા હર્ફોમાં તુરત જ કાગળપર દેખાઇ આવશે. અલ્જીનોરાને મુક્ત કરવાનું જે કાર્ય તેં માથે લીધું છે તે કાર્ય માટે તારે કેવી રીતે વર્તવું તે સંબંધી બધી સૂચનાઓ તેમાંથી તને મળી આવશે. પરન્તુ એ સૂચનાઓ જાણી લઇને, જોન ! જો તું તારી સલામતી તથા જીંદગીનું મૂલ્ય સમજતી હોય તો તારે એ સૂચનાઓને સંપૂર્ણ રીતે તાબે થવામાં જરા પણ સંકોચ ધરાવવો નહિ, એવું હું તને ફરમાવું છું. તારી આશ્ચર્યયુક્ત દૃષ્ટિની સમીપે તને મોટાં જોખમો ઉપસ્થિત થતાં દેખાશે, પરન્તુ જો તું તે જોખમોની સાથે ધૈર્યપૂર્વક કામ લઇશ, તો તારા યત્નોને અભિમાન લેવાયોગ્ય વિજય મળશે.

"બીજી બાજુએ, જો તું તને સોંપવામાં આવેલા કામમાંથી પાછી હઠીશ, તો તારી માનસિક નિર્બળતાથી એવા ભયંકર પ્રકારનાં જોખમ ઉત્પન્ન થશે કે જે જોખમ તારી ભીરૂતાને લીધે તું દૂર રહેવા માંગે તેવા ભયો કરતાં પણ વધારે આકરાં નીવડશે. પણ જોન ! મારે તને બ્હીવડાવવી-તને ભયભીત કરવી જોઇતી નથી, કારણકે એક સ્ત્રીમાં કદાપિ ન હોય તેવું ધૈર્યરૂપી બળ તારી પાસે રહેલું છે, અને તારી ડહાપણભરેલી હિંમત તને વિજયપૂર્વક નિભાવી રાખશે. વળી, તેં માથે લીધેલાં તારાં બધાં મહાન્ કાર્યોમાં એક અદૃશ્ય શક્તિ તારી સહાયમાં ઊભી રહ્યાં કરશે. જોકે એવા પ્રસંગો ઊભા થશે કે જ્યારે તું ભય તથા ગભરામણને તાબે થઇ જઇશ અને આવી અદ્ભુત શક્તિના અસ્તિત્વ માટે તારૂં મન શંકાશીલ બની જશે, તોપણ તે શક્તિની અદૃશ્ય ઢાલ બધો વખત તારા દેહનું રક્ષણ કર્યાં કરશે અને જ્યારે તને તારા સંયોગો કેવળ અસાધ્ય થઇ પડેલા જણાશે તે જ વખતે બરાબર તારે માટે સહાય આવી પહોંચશે.

"અને હવે, જોન-શાણી, સ્વરૂપવતી, ઉદાર અંતઃકરણની અને શૂરવીર રમણી-જોન !" પોતાની બેઠકપરથી ઉઠતાં તથા જોનને

ઉંડા આનંદથી અને પૂર્ણ ઉત્સાહથી નિહાળી રહેતાં એ વૃદ્ધ પુરૂષ બોલ્યો: "જોન! પ્રેમાળ તથા સત્યનિષ્ઠ, વિશ્વાસુ તથા ધૈર્યશીલ જોન! જેને હું એક મનોરંજક પુત્રીપરના પિતાના વત્સલભાવથી નિહાળી રહું છું એવી વ્હાલી જોન! તને મારો આશીર્વાદ!"

જાણે કે જોનના આત્માને તે ઉપદેશદાન કરતો હોય તેવા ગંભીર સ્વરે ઉપરના શબ્દો બોલીને એ વૃદ્ધ પુરૂષે તેનો હાથ સ્વાભાવિક આતુરતાથી દબાવ્યો અને પછી એકાએક પાછા ફરીને, જાણે કે તે પોતાના ઉભરાઇ નીકળેલા આવેગને છુપાવવા ઇચ્છતો હોય તેમ, તે ઉતાવળે એ ખંડમાંથી ચાલ્યો ગયો.

તે માયાવી મસ્તકના ઓરડામાં પાછો ફર્યો હતો. જોન માન તથા ભક્તિની મિશ્રિત લાગણીથી તેની પાછળ દ્વાર બંધ થયું ત્યાંસુધી તેને નિહાળતી ઊભી રહી.

પછી, ધીમે પગલે તથા ગહન વિચારમાં ડૂબેલી સ્થિતિમાં તે તે ખંડમાં થોડું ચાલી; પણ હાડપિંજરોવાળા ઓરડાના ઉંબરા પાસે આવતાં તે થોડી ક્ષણો થોભી.

પોતાને કશાથી બ્હીવાનું નથી એવો વિશ્વાસ હવે તેને ઉત્પન્ન થયો હતો અને કોઇ અદૃશ્ય શક્તિ પોતાનું રક્ષણ કરી રહી હતી એવી માન્યતાથી અપૂર્વ ધૈર્યનો તેનામાં આવિર્ભાવ થયો હતો, એટલે તેણે દૃઢતાપૂર્વક દ્વાર ઉઘાડ્યું અને મજબૂત પગલે-જરા પણ લથડ્યા વિના એ ઓરડામાં પ્રવેશ કર્યો.

હાડપિંજરોવાળા સ્થાન તરફ તેણે દૃષ્ટિપાત કર્યો અને તે દૃષ્ટિપાતમાંએ નિર્ભયતા હતી, પરન્તુ આ વખતે તેની આડેના પડદા પાડી દેવામાં આવેલા હતા એટલે હાડપિંજરો દેખાતાં નહોતાં.

જે મેજ ઉપર તેણે પોતાનો દીવો મૂક્યો હતો તે મેજ ઉપર હજી તે એમનો એમ જ બળી રહ્યો હતો. દીવો હાથમાં લઇને તે ત્યાંથી ભયાનક તથા અદ્દભુત વસ્તુઓવાળા ઓરડામાં પેઠી. એ ઓરડો પણ તે વટાવી ગઈ અને પત્થરની બાંધેલી ચાલીમાં પેઠી.

એ ચાલી ઉલ્લંઘીને લાંબી ગોળ સીઢી ઉપર તે ચડી અને તે પર થઇને તે પોતાના ઉતારાવાળા ઓરડામાં આવી પહોંચી.

બર્થોલ્ડ હજી એ ને એ જ સ્થિતિમાં નિરાંતે ઉંઘ લઈ રહ્યો હતો. બહુ સંભાળભરી ગણત્રી કરતાંએ જોન ઓછામાં ઓછા બે કલાક એ ઓરડાથી બહાર રહી હતી; અને અહો! તેટલા વખતમાંએ કેવી કેવી અદ્‌ભુત વાતો તેના જાણવામાં આવી?!

માત્ર થોડા જ વખતમાં તેના વદનમંડળ ઉપર વર્ષોના અનુભવની રેખાઓ દોરાઇ ગએલી દેખાવા લાગી, અને તેથીએ વધારે મોટું પરિવર્તન એક રાત્રિના થોડા જ સમયમાં તેના મગજનું થવા પામ્યું હતું. સામાન્ય સંયોગોમાં એવું પરિવર્તન કાંઇ નહિ તો દશ વર્ષમાં થવા પામે.

એક અંધકારમય વિશાળ ગુહામાં ખોદકામ કરતાં જેવી રીતે એક પછી એક તેજદાર હીરાઓ નીકળી આવે અને તેથી એ સ્થળે એક પછી એક એક હજારો મશાલો બળવા લાગી હોય તેનું તેજ દેખાઈ આવે, તેવા પ્રકારનો અનુભવ અત્યારે જોનનું મગજ કરી રહ્યું હતું.

તેને એટલો બધો આનંદ થયો હતો, તેનું ચિત્ત એટલું બધું આવેગયુક્ત બની ગયું હતું અને તેના અંતરમાં એટલો બધો ઉત્સાહ પ્રસરી ગયો હતો કે તેને ઉંઘ લેવાની જરા પણ ઇચ્છા થતી નહોતી. આખા દિવસનો પરિશ્રમ હજી તેનાં સુકોમળ અવયવોમાં જ ભરાઇ રહેલો હતો, છતાં તેને જરાએ થાક લાગ્યો હોય એવું માલૂમ પડતું નહોતું. તેની કલ્પના નભઃપ્રદેશમાં અત્યાનંદપૂર્વક વિહાર કરતાં ઉચ્ચગામી ગરૂડોની પાંખોપર ઉડી રહી હતી અને અગાધ ગગનમંડળમાં અદૃશ્ય થઇ જતી હતી, કારણકે પૂર્ણ રીતે રમણ કરવા માટે એ જ સ્થાન તેને માટે પૂરતું થઇ પડે તેવું હતું. તે પ્રમાણે તેની કલ્પનાશક્તિ હજી પૂરેપૂરી ચંચળ રહી હતી.

પણ તેને સાંભરી આવ્યું કે અત્યારે બહુ મોડું થઈ ગયું હતું અને આવતી કાલે પ્રવાસ આગળ લંબાવવા માટે સ્હવારે તાજા બનીને ઉઠયા વિના ચાલે તેમ નથી; એટલે જોને પોતાનાં વસ્ત્રો કાઢી નાંખ્યાં, છૂટા વાળને સમા કરીને બાંધ્યા અને જે પલંગ ઉપર તેનો પ્રિયતમ ગાઢ નિદ્રા લઇ રહ્યો હતો તે ઉપર પોતે સૂઇ રહી.

## પ્રકરણ ૯ મું.

### પૂર્વ પ્રસંગોનાં સ્મરણો અને હૃદયનાં નિવેદનો.

ઓકા પર્વતોની ટેકરીઓની પાછળથી પ્રભાત ઉદય પામવા લાગ્યું અને ધુમસમાંથી બહાર નીકળતા મોટા સૈન્યની પેઠે કાલાત્રાવાના કિલ્લાના બૂરજો ગાઢ અંધકારમાંથી ધીમે ધીમે બહાર દેખાવા લાગ્યા.

પૂર્વ ક્ષિતિજમાં તેજદાર સોનેરી પ્રભા જાંબુડીયા તથા નારંગી રંગની કિનારીઓ સાથે પર્વતો અને જંગલોની ઉપર ભભકવા લાગી. પર્વતો તથા તેપરનાં વનોની ખડબચડી કિનારીઓ અદૃશ્ય થતા અંધકારમાંથી ખુલ્લી બહાર નીકળી આવતી દેખાતી હતી.

એ સોનેરી પ્રભા ધીમે ધીમે અકલિત રીતે તેજમાં વૃદ્ધિંગત થવા લાગી અને નભઃપ્રદેશમાં વિસ્તરી રહેલા નિર્મળ આસમાની રંગના પટમાં તેનો તેજઃપ્રવાહ શોભાયમાન દેખાવા લાગ્યો.

પછી સૂર્યનું તેજસ્વી બિમ્બ પૃથ્વીના શાન્ત પટલમાંથી બહાર નીકળી આવ્યું અને પ્રાતઃકાલીન સુંદરતાનો ઉત્તમ પ્રવાહ તેના પૂર્ણ બહારમાં વહન કરવા લાગ્યો.

જંગલમાંનાં મોટાં મોટાં વૃક્ષોએ પાનખર ઋતુના સુંદર રંગો ધારણ કર્યા હતા અને તે રંગો પ્રભાતની સુંદરતામાં મળી જઇને એવો દેખાવ આપતા હતા કે જાણે લીલા, જાંબુડીયા અને સોનેરી

રંગનાં વસ્ત્રોમાં સજ્જ થએલા અસુર રાજાઓનાં ટોળાં ઊભાં હોયની! પાણીના ધોધવા પર્વત ઉપરથી ખળખળતા રૂપેરી રસનાં ઝરણાં જેવા દેખાતા હતા અને તે મોટા જળપ્રવાહની સાથે મળી જતા હતા.

પર્વતોની વિશાળ હારોથી ઘેરાએલું અને ઘીચ જંગલોના બનેલા ઉપકંઠવાળું શાન્ત સરોવર એવા સ્વચ્છ પાણીવાળું હતું કે તેને તળીએ પડેલા કાંકરાઓ પણ દેખાઇ આવતા હતા અને સૂર્યના પ્રકાશથી તેજદાર બનેલું આસપાસનું દૃશ્ય તેની અંદર પોતાનું નિર્મળ પ્રતિબિંબ પાડી રહ્યું હતું.

બર્થોલ્ડ અને જોન નિદ્રામાંથી જાગૃત થયાં અને તેઓ પ્રભાતની પ્રભુપ્રાર્થના તથા દંતધાવન-શૌચાદિથી નિવૃત્ત થયાં, એટલામાં રોડ્રીગો અને જોસેફા એક ટોપલીમાં નાસ્તો લઇને હાજર થઇ ગયાં.

રાત્રે ઉભય પ્રવાસીઓને ઉંઘ આવી હતી કે નહિ અને તેમના ઉતારાથી તેમને સંતોષ થયો હતો કે નહિ તે સંબંધે પહેરેગીરે જે જે પ્રશ્નો કર્યા તે તે પ્રશ્નોના ઉત્તરો બર્થોલ્ડ તથા જોને સંતોષ ઉપજાવે તેવા આપ્યા. રોડ્રીગોની પૂછગાછની રીતિપરથી જોને જોયું કે ગઈ રાતની પોતાની શોધો તથા પોતે પોતાના ઓરડામાંથી વિનાપરવાનગીએ બહાર નીકળવાનો કરેલો વચનભંગ એ સંબંધે તેને કશો સંશય આવ્યો નથી.

અથવાતો, કોઈ પણ રીતે તેણે એ વાત જાણી હોય, તોપણ તેણે કાંઇ શબ્દો બોલીને કિંવા વદન ઉપર કોઇ જાતનો ભાવ આણીને પોતાનું તે બાબતનું જ્ઞાન પ્રકાશિત કર્યું નહિ.

ટોપલીમાંના ખાવાના પદાર્થો મેજ ઉપર ગોઠવી દઇને રોડ્રીગો તથા જોસેફા ચાલ્યાં ગયાં. જતાં જતાં રોડ્રીગોએ એટલું કહ્યું કે હવે એક કે બે કલાકમાં તેમને તે સ્થળેથી છૂટાં કરી શકાશે.

જ્યારે તેઓ નાસ્તો કરી રહ્યાં, ત્યારે બર્થોલ્ડે પોતાની ચામડાની થેલીમાંથી એક હસ્તલિખિત પુસ્તક કાઢ્યું અને તે વાંચવા લાગ્યો, કારણકે જ્યારે જ્યારે તેને અવકાશ મળતો, ત્યારે ત્યારે તે પોતાના મગજને જ્ઞાનથી તૃપ્ત કરવાનું ભૂલતો નહિ.

પોતાની પાસે બેસીને વાંચવાની જોનની ઇચ્છા સંબંધે બર્થોલ્ડે પ્રશ્ન કર્યો, પરંતુ તેણે ઓરડાની ચારે દિવાલોપર જડેલા કપડાના પડદા બારીકીથી અવલોકવાની પોતાની ઇચ્છા હોવાનો ડોળ કર્યો અને એ બ્હાનાથી સંતુષ્ટ થઇને બર્થોલ્ડ એ પુસ્તકના વાચનમાં તુરત જ એટલો મશગુલ બની ગયો કે તેને જોનની પ્રવૃત્તિનું ધ્યાન પણ રહ્યું નહિ.

આ રીતે, જે જગ્યાએ જોનને પેલા વૃદ્ધ પુરૂષે બંધ કરેલું પરબીડીયું મૂકવાનું કહેલું હતું તે જગ્યાએથી તે પરબીડીયું શોધી કાઢવામાં તેને જરા પણ મુશ્કેલી અનુભવવી પડી નહિ: પડદાની નીચે હાથ નાંખતાં જ તેને તુરત એ પત્ર મળી આવ્યો હતો.

તેણે એ પરબીડીયું પડદા પાછળથી ખેંચી કાઢયું તે વખતે તેણે એક ત્વરિત દૃષ્ટિ તે ઉપર નાંખી હતી, જે ઉપરથી તેને માલૂમ પડયું હતું કે તે એક નાનું પરબીડીયું હતું, જેના ઉપર રેશમી પટી બાંધેલી હતી અને મહોર કરવામાં આવેલી હતી. પરબીડીયું દબાવી જોતાં તેને લાગ્યું કે તેની અંદર કાંઇ નાની વસ્તુ હતી.

એ વૃદ્ધ પુરૂષે અલ્જીનોરાને વીંટી સંબંધે જે કાંઇ કહ્યું હતું અને એ વીંટી બરાબર ધ્યાનપૂર્વક તપાસવાનું તેને જણાવ્યું હતું તે જોનને સાંભરી આવ્યું, તે ઉપરથી જોને મનમાં નિશ્ચય કર્યો કે એ પરબીડીયાની અંદરની વસ્તુ પેલી નંગવાળી વીંટી જ હોવી જોઇએ કે જે વીંટી એ વૃદ્ધ પુરૂષે દર્શાવેલી રીતે અલ્જીનોરાને બતાવવાની એક નિશાની તરીકે કામમાં લેવાની હતી.

જોને એ પરબીડીયાને પોતે પહેરેલા વસ્ત્રમાં છુપાવી દીધું અને થોડી વારસુધી એ પડદા તપાસવાનો ઢોંગ ચાલુ રાખ્યા કર્યો. એ કાર્ય પૂરૂં થતાં તે બર્થોલ્ડની પાસે ગઇ અને તેની બાજુએ બેઠી. પુસ્તકવાચનમાં લીન બની ગએલો બર્થોલ્ડ પોતાની પ્રિયતમાના નિકટવર્તિત્વથી એ લીનતામાંથી જાગૃત થયો અને જોનના ગળામાં હાથ નાંખીને તેના સુંદર ભાલપ્રદેશ ઉપર તેણે એક ચુંબન લીધું.

પછી જોનના વદનને પોતાની દૃષ્ટિ સમીપે રાખીને, તેના વદનના સૌંદર્યરૂપી મધનું પાન નેત્રદ્વારા કરીને જાણે કે મસ્તીમાં આવ્યો હોય તેવી રીતે તે બોલ્યોઃ " જોન ! મારી હૃદય-પ્રિયતમા ! તું શું સંપૂર્ણ સુખી છે ? "

જોન બોલીઃ " પ્રિયતમ બર્થોલ્ડ ! હું તારી સાથે જ છું અને આપણી પૂઠ પકડાય એવો ભય હવે દૂર જ રહી ગયો છે, પછી હું કેમ સુખી ન હોઉં ? પણ હું સુખી છું એવો પ્રશ્ન તું મને કેમ પૂછે છે વારૂ ? " એટલું બોલતાં તેની આંખો ઉત્સાહપૂર્ણ સુકોમળતાથી પ્રકાશી ઉઠી.

અત્યન્ત શોકાતુરતાથી ઘેરા બનતા જતા સ્વરે હવે બર્થોલ્ડે જવાબ આપ્યોઃ " મેં ધર્મની આજ્ઞાનો ભંગ કરવાનો ઘોર અપરાધ કર્યો હોવાથી મારા પ્રત્યેની તારી શ્રદ્ધા ઓછી થઇ ગઈ હોય અને ભવિષ્યને માટે તારૂં હૃદય શંકાશીલ બનવા પામ્યું હોય, એવો મને ભય રહેતો હતો, જોન ! "

" અરે, ના ! ના ! એ કેવળ અસંભવિત છે ! " પોતાના બાહુને બર્થોલ્ડના કંઠની આસપાસ ભેરવીને તેનું મસ્તક પોતાના હૃદય સાથે આનંદથી ચાંપતી જોન બોલી ઉઠીઃ " મારા સહભાગ્યશીલ બર્થોલ્ડ ! કેવા ભક્તિભાવથી-કેવી પ્રેમઘેલછાથી હું તને ચાહું છું, તે તું જાણે છે : ચાહવું એટલે શ્રદ્ધા રાખવી : પ્રેમ એટલે આસ્થાશીલતા, પ્રેમ એટલે ધર્મ, પ્રેમ એટલે સ્વમત : અખંડ શાશ્વતતામાં ઉત્પન્ન થએલી બીજી પવિત્ર વસ્તુઓની પેઠે પ્રેમ પણ ઉત્પન્ન થએલો છે ! તો પછી તારા પર હું જે સંપૂર્ણ શ્રદ્ધા રાખી રહી છું અને જે શ્રદ્ધા પ્રેમના જ અર્કરૂપ છે, તે કેટલી હશે ને કેટલો વખત ચાલશે એવી બીતિથી તું શામાટે તારી જાતને દુઃખ ઉપજાવે છે ? "

જોનને પોતાના હૃદય સાથે ચાંપતો બર્થોલ્ડ બોલ્યોઃ " હા, જોન ! આ સંબંધે મારે એક શબ્દ પણ કહેવો જોઇતો નહોતો !

મારી ભૂલ થઇ છે; આટલા વખતમાં મારે સમજી લેવું જોઇતું જ હતું કે તારૂં અંતઃકરણ કેવું ઉમદા, સ્નેહાળ અને ભક્તિભાવવાળું છે! પરન્તુ કોઈ કોઈ વાર મારા મન ઉપર નિષ્કારણ શોકાતુરતા ભવિષ્ય માટેની એક પૂર્વભાવના તરીકે ચડી બેસે છે; વળી એ શોકાતુરતા કેવળ નિષ્કારણ છે એમ પણ ન કહી શકાય, કારણકે જ્યારે મેં ભગ્ન કરેલી પવિત્ર ધર્માજ્ઞાઓનું મને સ્મરણ થાય છે, મેં પગતળે કચરી નાંખેલાં પવિત્ર ધર્મબંધનો મને સાંભરી આવે છે, મેં ભાગી નાંખેલો ઇશુની મૂર્તિ સાથેનો ક્રોસ મારી સ્મૃતિમાં ઉભરાઇ આવે છે, મેં અફાળી નાંખેલો ધર્મક્રિયા માટેનો પવિત્ર પ્યાલો મને યાદ આવે છે, ત્યારે–"

ભયભીત સ્વરે જોન ધીમેથી બોલી: "મારા બર્થોલ્ડ! ખુદાને ખાતર હવે એવું બોલીશ નહિ." દિવાલોપરના પડદાની પાછળ આવી રહેલું ગુપ્તદ્વાર જોનને સાંભર્યું અને રોડ્રીગો, જોસેફા અથવા બીજું કોઇ આ વાતચીત કદાચ સાંભળતું હોય એવી તેને શંકા આવી એટલે તે બોલી: "આવી અત્યંત ગુહ્ય વાતો તું કદી બોલીશ નહિ: દિવાલોને પણ કાન હોય છે!"

બર્થોલ્ડ બોલ્યો: "વ્હાલી જોન! મને માફ કર! પરન્તુ આવી લાગણીઓથી મારૂં અંતર્ પશ્ચાત્તાપની સખ્ત યાતના વેઠે છે અને એ લાગણીઓ ઉપર હું હમેશાં વિજય મેળવી શકતો નથી."

આશ્ચર્યચકિત વદન સમેત ઠપકો આપવાને સ્વરે તે બોલી: "શું પશ્ચાત્તાપ? બર્થોલ્ડ! તેં આ પગલું ભર્યું તે માટે તને પશ્ચાત્તાપ થતો હોય એ શું સંભવિત છે? અરે! એ ભયાનક શબ્દને વિસારી મેલ, નહિતો આપણો પ્રેમ મને કેવળ અમંગળ–અપવિત્ર જ સમજાશે!"

પોતાના હૃદય સાથે જોનને ચાંપતાં બર્થોલ્ડ ધીમેથી બોલ્યો: "પ્રિયતમા જોન! તું મારા કથનને સમજવામાં ભૂલ કરે છે! તારી સાથે પ્રેમ કરવા માટે મને પશ્ચાત્તાપ થતો નથી–આપણા આ પ્રેમને

હું સૌખ્ય તથા આનંદના એક મૂળરૂપ જ સમજું છું-બીજું કશું સમજતો નથી. સાક્ષાત્ દેવદૂત આકાશમાંથી ઉતરી આવીને મને એમ કહે કે 'તારા આ પ્રેમને તું ત્યજી દે એટલે તારો આત્મા નિર્મળ બની જશે અને તેથી અવશ્ય તને સ્વર્ગપ્રાપ્તિ થશે: તેથી ઉલટું એ પ્રેમના ઉપભોગમાં તું લાગ્યો રહીશ તો તું નિઃસંશય નરકનો જ ભોક્તા બનીશ,' તોપણ, હું કહું છું કે તારાથી છૂટા પડવા કરતાં મુક્તિની મારી બધી આશાઓનો ભોગ આપવાનું જ હું વધારે પસંદ કરૂં."

"બર્થોલ્ડ! મારા વ્હાલા બર્થોલ્ડ!!" પોતાના પ્રિયતમને ચુંબનો તથા આનંદાશ્રુથી સ્નાન કરાવતી જોન ધીમેથી બોલી.

બર્થોલ્ડ આગળ બોલ્યો: "જોકે હું તારાપર આવો પવિત્ર પ્રેમ ધરાવું છું અને તારા માટે હું આ લોકનાં તથા પરલોકનાં બધાં સુખોનો ભોગ આપવા તૈયાર છું, તોપણ, વ્હાલી જોન! કોઇ કોઇ વાર મારા ગંભીર-અતિગંભીર અપરાધો મારા આત્મા ઉપર એવું સખ્ત દબાણ કરે છે કે એવી લાગણીઓ મારી શક્તિ કરતાંએ વધારે બળવતી નીવડે છે! અત્યારે મેં આ પ્રસંગ વાતચીત દર્મિયાન કાઢ્યો છે અને આ પ્રમાણે મેં મારી માનસિક નિર્બળતા તારી પાસે ખુલ્લી કરી છે તે એટલા જ માટે કે જ્યારે જ્યારે એ શોકાતુરતા મારા પર આક્રમણ કરે ત્યારે ત્યારે તને મારા ઉપર દયા જ આવે અને અસાવધ રીતે મારા મુખમાંથી નીકળી પડેલા કોઇ શબ્દોથી તને ક્રોધ કે દુઃખની લાગણી થાય નહિ."

સ્વરમાં તથા મુખમુદ્રામાં સંપૂર્ણ સુકોમળતા ધારણ કરીને જોન બોલી: "તેં આ પ્રમાણે મારી પાસે તારૂં હૃદય ખુલ્લું કર્યું છે તથા તારી સરળતા બતાવી આપી છે તેથી મને બહુ આનંદ થયો છે, બર્થોલ્ડ! હવે જ્યારે જ્યારે હું તારા વદન ઉપર શોકાતુરતાની કાળી છાયા પ્રસરતી જોઇશ, ત્યારે ત્યારે મારા પ્રેમની પ્રસાદીનો એવડો વ્યય હું કરીશ, કારણકે મારા પ્રેમપ્રવાહમાં તને ન્હવરાવવામાં મને અત્યંત સૌખ્ય મળે છે. પરન્તુ બર્થોલ્ડ! હવેથી મને તારા પર અદ્ભ

હોવા સંબંધે તું મને કદાપિ પ્રશ્ન કરીશ નહિ, કારણકે મને એવો પ્રશ્ન પૂછવામાં આવે તેનો અર્થ એટલો જ થાય કે મારા આત્માની ભક્તિના બળ તથા તેજમાં હજી તને શંકા રહે છે!"

બર્થોલ્ડે જવાબ આપ્યો: "જોન! જાણું છું કે તું મને ચાહે છે; જેવી રીતે મેં તારે માટે ભોગો આપ્યા છે, તેવી જ રીતે તેં મારે માટે ભોગો આપ્યા છે; જ્યારે તારા દાના અંગ્રેજ પિતા ગીલ્બર્ટ્સ ત્રણ વર્ષ પહેલાં એથેન્સમાં મરણ પામ્યા અને જ્યારે તેમના દેહને પહેલાં મરણ પામેલી તારી માતા એતીની કબરમાં જ ભૂમિસાત કરવામાં આવ્યા, ત્યારે પેલા ધનવાન ડાક્ટર જુલીયસ ઈંગિલહેમે પોતાનો હાથ તને અર્પણ કરવા માંગ્યો હતો એ વાત મારા ધ્યાનમાં નથી એમ શું તું ધારે છે?–"

બર્થોલ્ડની સુંદર આંખો તરફ સ્નેહાળ દૃષ્ટિથી જોઇ રહેતાં જોન મૃદુ સ્વરે બોલી: "પરન્તુ મેં તે ક્યારનોએ બર્થોલ્ડ ઉપર પ્રેમ ધારણ કર્યો હતો, જોકે તે વખતે તેણે મને પોતાના વળતા પ્રેમની પ્રતીતિ તથા નિશાની આપી નહોતી! હું તને ચાહતી જ હતી એટલે મેં તો મારા અંતઃકરણમાં ક્યારનીએ પ્રતિજ્ઞા કરી હતી કે મારો હાથ કદાપિ હું અન્ય કોઇને અર્પણ કરીશ નહિ. જુલીયસ ઈંગિલહેમ જેવા ધનવાન અને ઉંચા દરજ્જાના પુરૂષની માંગણીનો મેં અસ્વીકાર કર્યો એથી મારા મિત્રો આશ્ચર્ય પામ્યા, પરન્તુ મેં હિંમતથી મારી પ્રતિજ્ઞા તોડી નહિ. ઓહો! તે વખતે મને કોઇએ કહ્યું હોત કે 'જોન! તું બર્થોલ્ડ નેકારને ચાહે છે પણ તે તને ચાહે છે?' તો મેં એવો જ જવાબ આપ્યો હોત કે 'બર્થોલ્ડનો પ્રેમ આ નશ્વર જગતનો પ્રેમ નથી!' અને જો કોઇએ મને એમ કહ્યું હોત કે 'બર્થોલ્ડ તારો પતિ થશે' તો મેં એવો જવાબ આપ્યો હોત કે 'એ તદ્દન અસંભવિત છે.'"

બર્થોલ્ડે ધીમો ઉદ્ગાર કાઢ્યો: "અને જોન! તોપણ આપણે એક બીજાને માટે જ જાણે સરજાયાં છીએ, કારણકે આપણી રસિ-

કતા, આપણી મનોવૃત્તિ, આપણાં મગજ એ બધું એકસરખું જ છે."

જોન વચમાં બોલી ઉઠીઃ "પણ આર્થોલ્ડ! તેં જ અભ્યાસ ઉપરના મારા પ્રેમને ઉત્તેજ્યો હતો અને એક દિવસ, તને સાંભરે છે કે આર્થોલ્ડ?–આપણે એક હસ્તલિખિત પુસ્તક સાથે વાંચી રહ્યાં હતાં તે વખતે આપણી આંખો મળી ગઇ."

આર્થોલ્ડ બોલ્યોઃ "અને તે જ વખતે મારા આત્મામાં લાંબા વખતથી વજ્રલેપ થઇ રહેલા પ્રેમને વાણીવડે ખુલ્લો કરવાની મેં હિંમત દર્શાવી; અને જ્યારે મારા મુખમાંથી અતિવિલક્ષણ અને ભાગ્યે જ માનભરી લેખાય તેવી કબૂલત નીકળી આવી, ત્યારે તું તેથી નાહિંમત થઇ નહોતી."

પોતાના હાથવડે પોતાના પ્રિયતમનું મુખ સ્નેહપૂર્વક બંધ કરીને જોન બોલીઃ "ચૂપ! તારી એ કબૂલત વિલક્ષણ હતી કે નહિ તેનો વિચાર કરવાને હું થોભી જ નથી; પરન્તુ મેં તે કબૂલત સ્વીકારી લીધી અને અહો! કેવા આનંદના આવેગમાં મેં તે ખરી માની લીધી તથા મારા આત્માને તેથી કેવો અકથ્ય હર્ષાતિરેક થઇ આવ્યો!! તેં મારા પર પ્રેમ ધરાવ્યો હતો! જેના પ્રત્યે હું લાંબા વખતથી ઉત્સાહપૂર્વક પ્રેમ ધરાવી રહી હતી, જેની પ્રતિમાને મેં મારા જિગરમાં એક પૂજ્ય મૂર્તિ તરીકે સ્થાપી હતી, તેણે જ છેવટે મારા પર પણ સામો પ્રેમ ધરાવ્યો હતો! આર્થોલ્ડ! પૂજા કરવા માટેની મારી પ્રતિમારૂપ તું જ માત્ર હતો; અને તેથી જ્યારે કિલ્લાના પુરાતન દેવળમાં હું પ્રભુને પ્રાર્થના કરવાને ઘુંટણપર પડી ત્યારે મારી ભક્તિનું આંદોલન તો તારી તરફ જ વહન કરી રહ્યું હતું! તે વખતે મારી અને સ્વર્ગની વચ્ચે જાણે તું જ ઊભો રહ્યો હોય એવું મને લાગતું હતું. જેવી રીતે તેં જણાવ્યું છે કે તારી જોનથી છૂટા પડવા કરતાં તારા આત્માને સેતાનને ઉતાવળે સોંપી દેવાનું તું વધારે પસંદ કરે, તેવી રીતે તારા પ્રેમની એક ઘડીનું સુખ પણ જવા દેવાને બદલે નરકમાં પડવું પડે તોપણ તે હું વધારે પસંદ કરૂં!"

આનંદોત્સાહપૂર્વક બર્થોલ્ડે પોતાની પ્રિયતમાને પોતાના હૃદય સાથે ચાંપી, જે ઉપરથી જણાઇ આવતું હતું કે તેનો પ્રેમ એ કાંઇ સાધારણ પ્રેમ નહોતો. તે બોલ્યો: "જોન ! આ પ્રમાણે આપણે પરસ્પર હૃદયનિવેદન કરી રહ્યાં છીએ તેમાં કાંઇક અત્યંત ભયાનક છતાં કાંઇક અત્યંક આનંદોત્પાદક તત્ત્વ રહેલું છે."

બર્થોલ્ડના જેવું જ ગાઢ આલિંગન જોને પુનઃ બર્થોલ્ડને કર્યું અને ધીમેથી કહ્યું: "આપણાં અંતરના પ્રેમથી જ આપણે એક બીજા પ્રત્યે આટલો ચાહ ધરાવતાં થયાં છીએ એમ નથી; પરન્તુ તેનું એક વિશિષ્ટ કારણ એ પણ છે કે આપણને સંખ્યાબંધ ભયોની સામે થવું પડયું છે, અનેક મુશ્કેલીઓ વેઠવી પડી છે અને પુષ્કળ કટોકટનાં જીંદગીનાં જોખમોનો અનુભવ કરવો પડયો છે. આ બધા કટુ અનુભવોએજ આપણને પરસ્પર દઢતાથી વળગી રહેવાનો બોધ આપ્યો છે. બે વર્ષસુધી તો આપણે આપણા પ્રેમને ગુપ્ત રાખ્યો અને એ સમયમાં આપણે કેવાં કેવાં જોખમોની સામે થયાં છીએ ! અનેક માણસો તારા તરફ પોતાની દષ્ટિને સ્થિર રાખી રહેતા હતા, તારાં નજીવાં કાર્યોની પણ બારીકીથી સંભાળ રાખતા હતા, તું જે દિશાએ દષ્ટિપાત કરે તે દિશા તરફ પણ તપાસ કરવા જવાનું છોડતા નહિ અને તારા મુખમાંથી એક શબ્દ પણ બહાર નીકળે કે તુરત તેઓ તે પકડી લેતા હતા–અહા ! આવી નિરંતરની સંભાળ રખાઇ હોવા છતાં આખાં બે વર્ષસુધી આપણે તે સંભાળ રાખનારાઓને જ ગુંચવી નાંખ્યા અને તેમના અવિશ્રાન્ત નિરીક્ષણને પણ નકામું કરી મેલ્યું, એ શું અદ્દભુત–ચમત્કારયુક્ત નહોતું ?"

બર્થોલ્ડ બોલ્યો: "જોન ! તે બતાવી આપે છે કે પ્રેમવિકારને લીધે આપણે કેવાં સંપૂર્ણ ઠગવિદ્યાવિશારદ બની ગયાં છીએ ! તું કહે છે તેમ રાત ને દહાડો જે સંખ્યાબંધ માણસો મારી સંભાળ રાખી રહેતાં હતાં તેમને એ પ્રમાણે ઠગવાની કળા મારામાં આવી શકી તે માટે હું અભિમાન લઉં છું. તોપણ એવી ઠગવિદ્યા

ચલાવવાનો સમય છેવટે પૂરો થયો, મારા માટેની શંકાશીલતા દૂર થએલી જાણી હું ભૂલભરેલી રીતે મારી જાતને સલામત માનવા લાગ્યો, આપણે વધારે હિંમતવાન્ બન્યાં અને આપણો પ્રેમ પકડાઇ ગયો!"

જોન બોલી: "એ બધું પેલા ઇર્ષ્યાખોર ઇંગ્લહેમનું જ કામ! મને પોતાની પત્ની બનાવવાના તેણે શપથ લીધા હતા." મેયેન્સ ખાતે જોન અને બર્થોલ્ડનો પ્રેમ જેણે ખુલ્લો પાડ્યો હતો તે માણસનું નામ લેતાં જોનનું સુંદર વદન તિરસ્કારના આવેશથી લાલચોળ બની ગયું. "પણ જે પ્રમાણે બનવું જોઇતું હતું તેમ જ બન્યું છે, એ બહુ સારૂં થયું." તુરત જ તે ધીમે સ્વરે બોલી: "અને કદાચ મારા તરફના દ્વેષના ઉભરામાં ઇંગલહેમે એકંદરે આપણી સારી સેવા બજાવી પણ લેખાય. તેના એવા હીચકારા કૃત્યને પરિણામે આપણને મેયેન્સ ખાતેથી નાસી જવાની ફરજ પડી અને અત્યારે તિરસ્કરણીય દાંભિકતાના પડદા હેઠળ આપણો પ્રેમ છુપાવી રાખવાને બદલે આપણે ધોળે દહાડે આપણા પ્રેમનો આસ્વાદ લઇ રહ્યાં છીએ એ શું બરાબર નથી, બર્થોલ્ડ?"

બર્થોલ્ડે ઉત્સાહપૂર્વક જવાબ આપ્યો: "બરાબર છે, મારી પૂજ્ય પ્રિયતમા! આપણે ભૂલી જવું જોઇતું નથી કે જુલીયસ ઇંગ્લહેમનાં કૃત્યથી આપણને મેયેન્સ ખાતેથી નાસી જવું પડ્યું છે ખરૂં, પણ તે સાથે આપણી મધુરી ઇચ્છાઓને વ્યવહારમાં મૂકવાની અને ઐતિહાસિક અવશેષો તથા પ્રાચીન દંતકથાઓથી ભરપૂર દેશોમાં પ્રવાસ કરવાની આપણને તક મળવા પામી છે. માત્ર દિલગીરી એટલી જ છે કે કોઇ આપણી પાછળ પડશે એવી બીતિને લીધે આપણે એટલી બધી ઝડપથી રાત ને દહાડો પ્રવાસ કરીને ફ્રાન્સ ઓળંગી ગયાં કે લીઓન્સનું સંગ્રહસ્થાન જોવાને અથવા તુલોના પુસ્તકાલયની મુલાકાત લેવાને જરા પણ થોભી શક્યાં નહિ."

જોને કહ્યું: "પણ બર્થોલ્ડ! એ નુકસાનનો બદલો તને

બીજાં નગરોની મુલાકાતથી મળનારા આનંદવડે વળી રહેશે. માડ્રીડ, કોર્ડોવા, સેવીલ, ગ્રેનેડા અને સ્પેનનાં બીજાં નગરોની મુલાકાત લેવાનું આપણે નક્કી કર્યું છે. આપણે કોર્ડોવામાં પણ કેટલોક વખત ગાળીશું, નહિ વારૂ?"

બર્થોલ્ડે જવાબ આપ્યો: "જ્યાંસુધી તને એ મૂર રાજધાનીના સુંદર નગરની આકર્ષતાથી આનંદ મળ્યા કરશે, ત્યાંસુધી આપણે ત્યાં થોભીશું; અને આપણે સ્પેનમાંનું જે બધું જોવાલાયક હશે તે જોઈ રહીશું એટલે પછી ઈટાલી તરફ જઇશું. ઓહો! રોમના પ્રતાપી સનાતન નગરની આસપાસ આખા જગતનો ઇતિહાસ પરિક્રમણ કરી રહ્યો છે અને જ્યારે એવા નગરનાં અદ્દ્ભુત સ્થળો આપણે જોઇશું ત્યારે જે અપરિમીત આનંદ-અપ્રતિમ આશ્ચર્યનો આપણે અનુભવ કરી શકીશું, તેની તું જરા કલ્પના તો કર, વ્હાલી જોન!"

"હા–આપણે રોમ જઇશું જ–પણ જ્યારે સંયોગોની અનુકૂળતા હશે ત્યારે જ." જોન બોલી. છેલ્લું વાક્ય જોન ધીરે સ્વરે અને વિચારનિમગ્ન રીતે બોલી.

એ વાક્યથી આશ્ચર્ય પામેલો બર્થોલ્ડ બોલ્યો: "શું જ્યારે સંયોગોની અનુકૂળતા હશે ત્યારે?!" તેણે પૂછ્યું: "એવા કેવા સંયોગો વચ્ચે આવવાનું તું અનુમાન કરે છે કે જેથી આપણને આપણાં કાર્યો ઉપર અંકુશ મેલવો પડે અને આપણા પ્રવાસ ઉપર અસર થવા પામે?"

જોને જવાબ આપ્યો: "હું એમ કહેવા માંગું છું કે જ્યારે આપણે સ્પેનની બધી ઐતિહાસિક કથાઓ જાણી લઇશું અને બધાં અદ્દ્ભુત સ્થળો તથા વસ્તુઓનું નિરીક્ષણ કરી રહીશું, ત્યારે પછી આપણે તુરત જ ઇટાલી તરફ વિદાય થઇશું." જોને આ પ્રમાણે કહ્યું ખરૂં, પરન્તુ બર્થોલ્ડ સાથે આજે પહેલી જ વાર તે કપટભાવથી વર્તી રહી હતી અને એવા કપટભાવથી વર્તવાની તેને જરૂર પડી

હતી એવો વિચાર આવતાં તેનું સુંદર વદન લાલ બની ગયું.

આશ્ચર્ય અને ઉત્સુકતાથી તેની તરફ જોઇ રહીને કિંચિત્ ઠપકો આપવાની રીતે ધીરે સ્વરે તે બોલ્યો: "તારા કથનનો પૂરો અને ખુલ્લો ખુલાસો તે ન હોય, જોન! તારી વળી કાંઈ ગુહ્ય વાત હોય તે શું સંભવિત છે?"

બર્થોલ્ડના સ્કંધ ઉપર પોતાના વદનને છુપાવીને જોન બોલી: "એક સ્વપ્નું માત્ર, પ્રિય બર્થોલ્ડ! એ સ્વપ્નની અસર હજી મારા મગજપરથી દૂર થઇ નથી."

બર્થોલ્ડે પ્રશ્ન કર્યો: "એ સ્વપ્નમાં વળી શું આવ્યું'તું?"

જોને ઉત્તર આપ્યો: "ગઇ રાત્રે જ મને એ સ્વપ્નું આવ્યું. સ્વપ્નમાં મને એવું દેખાયું કે જાણે પવિત્ર દેખાવવાળો એક વૃદ્ધ પુરૂષ બિછાનાની બાજુએ ઊભો છે અને પોતે કાંઇ કહેવા ઇચ્છે છે તે બરાબર સાંભળી લેવા માટે જાગૃત થવાનું તેણે મને ફરમાવ્યું. પછી મને એવું લાગ્યું કે હું ઉંચી ભાગ્યરેખાઓ ધરાવીને જન્મ પામી છું એવું તેણે મને સમજાવ્યું, અને કહ્યું કે ઘણાં અઠવાડીયાં-કદાચ ઘણા દિવસો વીત્યા પહેલાં જ મારા એ નવા ભાગ્યશાળી જીવનનો પ્રારંભ થશે. જ્યારે એ વૃદ્ધ પુરૂષે વિશેષ સમજુતી આપતાં મને કહ્યું કે એક સો કુમારિકાઓના સંબંધમાં મારામાં જે કુતૂહલ જાગૃત થવા પામ્યું હતું, તે એક ક્ષણિક અકસ્માત્ નહોતો, પરન્તુ મારાં કૃત્યોને દોરતા અને મારા બધા વિચારોને પ્રેરતા સદ્‌ભાગ્યનું એ એક પ્રાથમિક ચિહ્ન હતું, ત્યારે તેનું કથન મને ભય, રસ તથા આશ્ચર્યપ્રેરક જણાયું. એ સ્વપ્નમાં જે ભવિષ્યકથન થવા પામ્યું છે તે ઉપરથી મને એવું લાગે છે કે જાણે મારૂં ભવિષ્યનું જીવન એક સો કુમારિકાઓની, અથવાતો તેમાંની કોઇ એકાદ કુમારિકાની સાથે સંબંધ ધરાવતા ભેદભરમવડે જ દીપી નીકળવાનું હોય-"

તેને મધ્યમાં જ બોલતી અટકાવતાં બર્થોલ્ડે સ્મિત કરીને

કહ્યુંઃ "મારી વ્હાલી જોન ! તારા મગજમાં એક સો કુમારિકાઓની વાત જ તરતી હતી તે વખતે તું સૂઇ ગઇ હતી, એટલે એ સંબંધી વિચાર જ તારાં સ્વપ્નોમાં પણ આવે તો તેમાં કશું નવાઇ જેવું નથી."

જોને ગંભીરતા ધારણ કરતાં કહ્યુંઃ "બર્થોલ્ડ ! સ્વપ્નાં સાચાં પડે છે એવું શું તું માને છે?" પોતે હમણાં જે વાત કહી હતી તેને વજન આપવાને તેણે પોતાના વદન ઉપર અત્યારે ગંભીરતા ધારણ કરી હતી અને એ વાત કહેવાનું કારણ ધીમે ધીમે તથા સંભાળભરી રીતે પોતાનું ગુપ્ત કથાનક ખુલ્લું કરવાની મુશ્કેલી ટાળવાનું હતું. તે આગળ બોલીઃ "અત્યંત શાણા અને પવિત્ર તત્ત્વવેત્તાઓ એવી પ્રભુપ્રેરિત ચેતવણીઓ અને ભેદભરી પૂર્વ ભાવનાઓ સાચી હોવાની ના કહેતા નથી, પણ તને તેમાં શ્રદ્ધા છે કે?"

બર્થોલ્ડે જવાબ આપ્યોઃ "હા, તું જે કહે છે તેમાં કેટલેક અંશે હું શ્રદ્ધા ધરાવું છું; પરન્તુ જ્યારે જ્યારે એ ચેતવણીઓ અથવા પૂર્વ ભાવનાઓને માટે પ્રભુપ્રેરણાને બદલે કાંઇ સ્વાભાવિક કારણ દર્શાવવામાં આવે છે, ત્યારે ત્યારે એ સ્વાભાવિક કારણને માન્ય રાખવાનું જ હું વધારે પસંદ કરૂં છું. આ તારા જ પ્રસંગમાં જોઇએ તો, એક સો કુમારિકાઓના સંબંધમાં તારી જિજ્ઞાસાવૃત્તિ ઉશ્કેરાઇ હતી અને નિદ્રાને લીધે તારી આંખો મીંચાતાં જ એ સો કુમારિકાઓ સંબંધે જ તને સ્વપ્નું આવે તો તે આશ્ચર્યજનક નથી. તારૂં મગજ પુરૂષના જેવું બળવાન્ છે અને તારી કલ્પનાશક્તિ તેજદાર છે, એટલે સ્વપ્નમાં ઉચ્ચ ભાગ્યરેષાઓનો આભાસ તારા જોવામાં આવે તો તેથી આશ્ચર્ય પામવા જેવું કાંઇ જ નથી."

એક પ્રેમિકના અંતરાત્મામાં ઉંડા ઉતરી જાય તેવા સ્વરે જોન બોલીઃ "અને જો મારી એવી ઉંચી ભાગ્યરેષાઓ પરિપૂર્ણ થાય, તો તું ખુશ થાય, કે જોનને અંધકારાવરણમાંથી ઉન્નત થએલી જોવાનું તને નાપસંદ પડે બર્થોલ્ડ?" જોનના એ પ્રશ્નમાં જ એનો ઉત્તર સમાએલો હતો કે જે ઉત્તર બર્થોલ્ડ જેવો એકનિષ્ઠ અને સ્નેહાળ પ્રિયતમ અવશ્ય આપે.

હૃદયના ઉંચા અભિલાષોથી ચમકતા જોનના સુંદર વદનમંડળ તરફ જોઇને ઉત્સાહયુક્ત બનેલા સ્વરે બર્થોલ્ડે જવાબ આપ્યો: "મને આનંદ જ થવો જોઇએ—ખરેખરો—હૃદયપૂર્વક આનંદ થવો જોઇએ." બર્થોલ્ડના ઉત્સાહજનક ભાવથી તેની પ્રિયતમાના વદન ઉપર પણ ઉત્સાહ ચમકી રહ્યો. જોનનો ઉત્સાહ જોઇને બર્થોલ્ડને લાગ્યું કે અત્યારસુધી પોતે નહિ જોએલો જોનનો સ્વભાવ આજે પહેલી જ વાર પોતાના અનુભવમાં આવ્યો હતો. તે બોલ્યો: "જોન!" થોડી વાર થોભીને તે આગળ બોલ્યો: "તારામાં મહત્ત્વાકાંક્ષા સ્ફુરી છે!"

જોન પોતાના પ્રિયતમના બાહુપાશમાંથી ધીમેથી છૂટી પડી, ઊભી થઇ અને ટટ્ટાર ઊભી રહીને ગંભીર સ્વરે બોલી: "હા બર્થોલ્ડ! હું મહત્ત્વાકાંક્ષિણી છું!"

બર્થોલ્ડ પ્રશંસા અને ગુંચવણથી દૃષ્ટિપાત કરતો જોનને નિહાળી જ રહ્યો. આવી અપૂર્વ સૌંદર્યવતી લલનાને યથાયોગ્ય થઇ પડે તેવા દૃઢ તથા ધૈર્યશીલ સ્વભાવને લીધે બર્થોલ્ડમાં જોન પ્રત્યે પ્રશંસાવૃત્તિ ઉદ્‌ભવી હતી અને જોનની મહત્ત્વાકાંક્ષામાં કદાચ પોતા પ્રત્યેનો તેનો પ્રેમ ભસ્મીભૂત થઇ જાય એવી એક ક્ષણિક કલ્પનાથી ઉદ્‌ભવેલા ભયને લીધે તે મનમાં ગુંચવાઇ ગયો હતો.

પરન્તુ આ કલ્પના માત્ર ક્ષણભર ટકી. આ રીતે તેનામાં જોનના એકાન્ત પ્રેમને માટે જે સ્વાર્થવૃત્તિ સ્ફુરી હતી તથા તે સ્વાર્થવૃત્તિથી પોતાનો જોન પ્રત્યેનો અવિશ્વાસ માલૂમ પડી આવતો હતો તેથી બર્થોલ્ડ મનમાં જ શરમાઇ ગયો. તેણે ઉતાવળે આગળ ડગલું ભરીને જોનને પોતાના બાહુપાશમાં ભીડી લીધી અને તેને પ્રેમપૂર્વક આલિંગન કરતાં તે બોલી ઉઠયો: "હા, જોન! તું ખરેખર ઉંચી ભાગ્યરેખાઓની સફળતા માટે જ સરજાએલી છે."

થોડી વાર પછી રોડ્રીગો ત્યાં આવી પહોંચ્યો અને તેણે જણાવ્યું કે તેનાં બીજા અતિથિઓ કિલ્લો છોડીને ચાલ્યાં ગયાં હતાં અને હવે બર્થોલ્ડ તથા જોનને જવું હોય તો કોઇ જાતની હરકત ન હતી.

પછી એ ઓરડામાંથી બર્થોલ્ડ જોનનો હાથ પકડીને બહાર નીકળ્યો. પહેરેગીર આગળ થયો અને ત્રણે જણાં એ સાંકડી ચાલીનો લાંબો રસ્તો ઓળંગી, સીઢી ઉતરી, પુનઃ કિલ્લાના ચોગાનમાં આવ્યાં. ત્યાં તેમણે પોતાના ઘોડાઓને સામાન સાથે સજ્જ થએલા તૈયાર જોયા અને પહેરેગીરના છોકરા તોરોએ ઉતાવળે ઘોડાઓના જીન પાછળ તેમની ચામડાની નાની થેલીઓ બાંધી દીધી.

રોડ્રીગોએ સામાન્ય રીતે આશા રાખી હતી તે કરતાં વધારે ઉદાર બદલો બર્થોલ્ડે તેને આપ્યો અને જોને રોડ્રીગોની સ્ત્રી જોસેફાને પોતાની સેવાનો બદલો આપ્યો. તોરોને પણ તેઓ ભૂલી ગયાં નહિ. તેને પણ ખુશ કરીને બર્થોલ્ડ તથા જોન કાલાત્રાવાનો કિલ્લો છોડી ગયાં.

## પ્રકરણ ૧૦ મું.

### એક નવી ઓળખાણ.

એ આખો દિવસ તેઓ પોતાના પ્રવાસમાં આગળ વધ્યાં તે દિવસે કાંઇ જાણવા જેવો બનાવ બન્યો નહિ. સંધ્યાકાળ નજીક આવવા લાગ્યો, તે વખતે પ્રવાસીઓ ડચુરા નામના એક નાના નગર પાસે પહોંચ્યાં.

ઓકા પર્વતો ઘણે દૂર પાછળ રહી ગયા હતા. ત્રણ દિવસ પહેલાં આપણાં પ્રવાસીઓએ પીરીનીઝ પર્વતો ઓળંગ્યા ત્યારપછી તેઓએ આ પ્રદેશ કરતાં વધારે સુંદર પ્રદેશ જોયો નહોતો. આ સુંદર પ્રદેશમાં થઇને તેઓનો માર્ગ અત્યારે આગળ વધ્યે જતો હતો.

સૂર્યાસ્ત થયો અને પાનખર ઋતુનાં સુંદર જંગલો તથા લીલાં ગોચરોને વર્ષાદની ઝીણી ફરફર ન્હવરાવવા લાગી. જેવી રીતે જાળીદાર પડદામાંથી એક કુમારિકાની સુંદરતાનું દર્શન થઈ રહ્યું હોય,

તેવી રીતે વર્ષાદની ઝીણી ધારાઓના બનેલા જાળીદાર પટલમાંથી એ સૃષ્ટિસૌંદર્ય સ્વપ્નવત્ મનોરંજક દેખાવા લાગ્યું.

વારંવાર પક્ષીઓની પાંખોનો ફફડાટ સંભળાયા કરતો હતો અને એ પીંછાંવાળાં ગાયકો રાત્રે આરામ લેવાને જંગલમાંનાં પોતાનાં ગૃહો-માળા તરફ પાછાં ફરતાં જણાતાં હતાં.

અંધકાર વધારે ગાઢ થયો. સૃષ્ટિસૌંદર્યને રૂપેરી પ્રકાશના પ્રવાહમાં સ્નાન કરાવતો અને સુંદર વસ્તુઓને વિશેષ સુંદરતા અર્પતો ચંદ્ર નીલવર્ણ આકાશમાં સોળે કળાએ ઉદય પામ્યો.

ડયુરા નગર દેખાઇ રહ્યું હતું. તેના પુરાતન દેવળના શિખર પરનો કળશ તેના ઉપર એક તારો જડયો હોય એવી રીતે તે ચળકી રહ્યો હતો. તે દિવસનો પ્રવાસ પૂરો થવા આવ્યો હતો તેથી આપણાં પ્રવાસીઓ પોતાની જાતને ભાગ્યશાળી માની રહ્યાં હતાં. એટલામાં એક ઘોડો ઘણા જોરથી દોડયો આવતો હોય એવો અવાજ પોતાની પાછળના રસ્તાપરથી આવતો તેઓએ સાંભળ્યો.

"ઓહો! કોઇએ આપણી પૂંઠ પકડી હોય એવો ભય ઉપસ્થિત થયો કે શું? તને કેમ લાગે છે?" પોતાની ખાતર નહિ પણ પોતાના પ્રિયતમની ખાતર ભયથી થરથરી જતી જોન બોલી ઉઠી.

પરન્તુ આ પ્રશ્ન સંબંધે વિચાર કરવાનો બર્થોલ્ડને અવકાશ મળે તે પહેલાં તો ઘોડો ફુંફાડા મારતો આવ્યો. તેના પગ ઉંચા શિકારી કૂતરાની દોડની પેઠે જમીન પડતા હતા. તેની પીઠપર બેઠેલો સવાર એક નાના સરખા બાળકના જેવો દેખાતો હતો.

સવારે પોતાના ઘોડાપરનો કાબૂ ખોઇ નાંખ્યો હતો એવું ખુલ્લું જણાઇ આવતું હતું. જોકે એ રીતે તેના તેજીદાર ઘોડાએ તેની અશ્વારોહણની પ્રવીણતાની કસોટી કરી હતી, તોપણ એક નિપુણ અશ્વરોહીની પેઠે પૂરી દઢતા, સરળતા અને ખબરદારીથી તે અશ્વ ઉપર પોતાની બેઠક જાળવી રહ્યો હતો.

બર્થોલ્ડ અને જોન પોતાના અશ્વોની લગામ મજબૂત રીતે ખેંચી રાખીને એ દોડતા ઘોડાને આગળ વધવા દેવાની જગ્યા કરી

બાજુએ ખસી ગયાં, જેથી તેઓની સાથે એ ઘોડેસવાર અથડાઇ પડે નહિ; પરન્તુ એ બેલગામ ઘોડો આગળ વધીને પોતાની તીરના વેગ જેવી દોડમાં એકાએક ધીમો પડી ગયો અને તેનો સવાર એ તેજીદાર ઘોડાને પોતાના કાબૂમાં રાખવાની નિપુણતા દર્શાવતાં તેને ખેંચીને ધીમો પાડવામાં સફળ થઇ શક્યો.

બર્થોલ્ડ અને જોને પુનઃ પોતાના ઘોડાને ઉતાવળે આગળ ચલાવ્યા, એટલે તેઓ થોડી વારમાં પેલા આગળ વધી જનાર ઘોડે-સવાર પ્રવાસીના ભેગાં થઇ ગયાં, કારણકે એ પ્રવાસી પોતાના ઘોડાને થોભાવીને રસ્તાની વચ્ચે સ્થિર ઊભો રહ્યો હતો. ઘોડો હાંફતો ઊભો હતો અને તેનાં નસકોરાંના ફુંફાડાથી ગરમ વરાળ નીકળતી જોઇ શકાતી હતી. ઘોડેસવાર એક યુવાન્ પુરૂષ હતો, તેનાં વસ્ત્રો સાદાં હતાં પરન્તુ તેનો દેખાવ ઘણો આકર્ષક હતો. ચંદ્રના સ્વચ્છ પ્રકાશમાં તેના ચહેરાની સુંદરતા સહેલાઇથી જોઇ શકાતી હતી. તેના શરીરનો બાંધો નાજુક હતો પણ તે ઉંચો અને પ્રમાણપુરઃસર હતો. તેના પોષાકમાં જોકે સાદાઇ હતી તોપણ તેના દેખાવમાં ગૃહસ્થાઇ તથા સંસ્કારિતાની છાપ સ્પષ્ટ રીતે દેખાઇ આવતી હતી.

બર્થોલ્ડે પોતાના ઘોડાને ખેંચી રાખીને કહ્યું: "આપનો ઘોડો કાંઇક તરંગી અને આકરો જણાય છે, સાહેબ! આપને વિજળીની ઝડપે ઘોડો દોડાવતા આવતા જાણીને મને તો કાંઇ અક-સ્માતનો ભય લાગ્યો."

એ અજ્ઞાત યુવકે યોગ્ય નમ્રતાપૂર્વક આનંદી સ્વરે જવાબ આપ્યો: "જ્યાંસુધી ઘોડાનો પગ લથડે નહિ ત્યાંસુધી કાંઇ ભય પામવા જેવું નહોતું. તે ઠોકર ખાય નહિ ત્યાંસુધી હું મારી બેઠક જાળવી રાખી શકીશ એવી મને ખાત્રી જ હતી. જે દિશાએ હું પ્રવાસ કરી રહ્યો છું તે જ દિશાએ તમે પણ પ્રવાસ કરી રહ્યાં છો, એટલે તમારા સાથથી મને બહુ આનંદ થશે. પણ-" જોન તરફ

દૃષ્ટિપાત કરીને તે આગળ બોલ્યો: "હા, જો તમારી ગોઠવણોમાં વચ્ચે હું કોઇ પણ રીતે કશાએ વિઘ્નરૂપ થઈ પડું નહિ, તો જ."

એ અજાણ્યા પ્રવાસી યુવકની રીતભાતમાં ગૃહસ્થાઇ અને વાણીમાં સરળતા જોઇને બર્થોલ્ડ આનંદ પામ્યો. તે બોલ્યો: "નહિ, સાહેબ, આપ અમને વિઘ્નરૂપ થઇ પડો તેમ નથી. અમારો આજનો પ્રવાસ પણ હવે પૂરો થવા આવ્યો છે, કારણકે ડયુરા ખાતે થોભીને રાત્રિ ગાળવાનો અમારો વિચાર છે."

એ યુવકે કહ્યું: "ત્યારે, માયાળુ પ્રવાસીઓ! જો આપની રજા હોય તો હું આપની સાથે રહું. આપે આજે બહુ પ્રવાસ કર્યો છે?"

બર્થોલ્ડે જવાબ આપ્યો: "ત્રીસ-પાંત્રીસ માઇલ જેટલો અમારો આજનો પ્રવાસ થયો હશે." પછી એ નાનું મંડળ પહેલાં કરતાં ધીમી ગતિએ આગળ ચાલવા લાગ્યું. નવા પ્રવાસીનો ઘોડો બહુ થાકી ગએલો હતો, એટલે ગતિ ધીમી કરવાની જરૂર હતી.

અજ્ઞાત પ્રવાસીએ પ્રશ્ન કર્યો: "અને તમે બધો વખત મુખ્ય રસ્તે જ પ્રવાસ કર્યો છે?" બર્થોલ્ડે ડોકું ધુણાવીને હકાર સૂચવ્યો એટલે તે બોલ્યો: "તમે જાણતાં હશો કે એક સો કુમારિકાઓ આ રસ્તે થઇને પસાર થાય છે અને જે કોઈ એક મુસાફરખાનામાં તેઓ ઉતારો કરે છે તેજ મુસાફરખાનામાં બીજા મુસાફરોને ઉતારો મેળવવામાં નિરાશા અનુભવવી પડે છે."

પોતે અને જોને કાલાત્રાવાના કિલ્લામાં રોડ્રીગોનું આતિથ્ય પ્રાપ્ત કર્યું હતું તે સંબંધે બોલી ન જવાય એવી સંભાળ રાખીને બર્થોલ્ડે કહ્યું: "ગઇ રાત્રે તે અગવડ અમને કેટલાક પ્રમાણમાં વેઠવી પડી હતી; પરન્તુ છેવટે અમે રાતવાસો કરવા માટે આશરો મેળવી શક્યાં. આજને માટે અમે સંભાળપૂર્વક તપાસ કરી છે કે એ સો કુમારિકાઓ કયે સ્થળે રાતવાસો કરવા માટે થોભે એવો સંભવ છે; અને અમારા જાણવામાં નિશ્ચયપૂર્વક એવું આવ્યું છે

કે તેઓ ડચુરાથી ત્રણેક માઇલ આગળ આવેલા એક મઠમાં ઉતારો કરશે."

તે પ્રવાસી યુવકના મુખમાંથી "આહ!" એવો શબ્દ નીકળી ગયો. થોડી વાર તે મૌન રહ્યો. તેના એ મૌન્ય દર્મિયાન તે વિચારમાં ડૂબી ગએલો દેખાતો હતો. પછી તે બોલ્યો: "તમારી ભાષા ઉપરથી લાગે છે કે તમે સ્પેનના વતની નથી, જોકે મારી જન્મભૂમિની ભાષાના જ્ઞાનમાં તો તમે નિપુણ જણાઓ છો; અને જો હું તમારા પહેરવેશ ઉપરથી અટકળ કરૂં, તો હું કહી શકું કે તમે જર્મનીના વતની છો."

બર્થોલ્ડે જવાબ આપ્યો: "તમારી અટકળ ખરી છે, સાહેબ!" પછી તેણે પોતાનું બનાવટી નામ 'એલરમેન' જણાવ્યું. મેયેન્સ છોડ્યા પછી તેણે એ જ નામ ધારણ કર્યું હતું.

અજાણ્યા પ્રવાસી યુવકે કહ્યું: "મીસ્તર એલરમેન! જો આપણે એકબીજાના સાથમાં પ્રવાસ કરવાનું ચાલુ રાખીશું તો આપણે થોડી વારમાં ભલા મિત્ર થઇ પડીશું. તમે મને પિડ્રો ડી ઝામોરા કહેજો. વારૂ, તમારે શું બહુ દૂરસુધી જવું છે?"

જોકે પોતાના નવી ઓળખાણવાળા યુવકથી બર્થોલ્ડ સારી રીતે આકર્ષાયો હતો, કારણકે ઝામોરા એક યુવકને છાજતી પ્રમાણિક સરળતાથી જ પોતાના જૂદા જૂદા પ્રશ્નો પૂછી રહ્યો હતો, તોપણ બર્થોલ્ડ પોતાના ઇરાદાના સંબંધમાં બહુ વાચાળ થવાનું પસંદ કરતો નહોતો, એટલે તેણે ટુંકો જવાબ આપ્યો: "એ બધું સંયોગોની અનુકૂળતા ઉપર આધાર રાખે છે." ઝામોરાને હજી બનાવટી મિત્રતાનો કે દુનિયાનાં છળકપટનો કડવો અનુભવ થયો નહોતો અને તેથી તેની દૃષ્ટિ દરેક મનુષ્યને તથા દરેક વસ્તુને અવિશ્વાસથી જોવાને કેળવાએલી નહોતી, એવું બર્થોલ્ડ થોડી વારમાં જ જોઇ શકયો હતો, એ પણ તેના ઝામોરા પ્રતિના અનુકૂળ આકર્ષણનું એક કારણ હતું.

એક દુઃખદર્શક નિઃશ્વાસને ગળી જતાં ઝામોરા બોલ્
"મારા પ્રવાસનો આધાર પણ સંયોગોની અનુકૂળતા ઉપર
રહેલો છે." થોડી વાર થોભીને તે કિંચિત્ વ્યાકુળતાદર્શક ર
બોલ્યો: "હું આપને એટલું પૂછી શકું કે આપે આપના આટ
સુધીના પ્રવાસમાં એ કુમારિકાઓનું સરઘસ ક્યાંય જોયું છે ખ
માત્ર નકામા કુતૂહળની ખાતર જ હું આ પ્રશ્ન પૂછું છું અને બી
એ પણ કારણ છે કે અભાગીયા મોરીગેટોની સુલેહની શરત
કરવાને આજસુધીમાં જે રમણીઓની આહુતિ આપવામાં આવી
તેમાં આ વખતની રમણીઓ અનુપમ લાવણ્યવતી છે એવી અ
મારા સાંભળવામાં આવી છે."

બર્થોલ્ડે જવાબ આપ્યો: "અમે એ કુમારિકાઓને
નથી અને સ્પષ્ટ કહીએ તો તેમના સંબંધી બધી વિગતોથી
અમે અજાણ્યાં છીએ." વાચકના ધ્યાનમાં હશે કે જોને પોત
પ્રિયતમને હજી કાલાત્રાવાના કિલ્લાના ભોંયરામાં પોતે જોયે
તથા વાંચેલી વાતો કહી નહોતી.

એ કુમારિકાઓ સંબંધી બર્થોલ્ડનું અજ્ઞાન જોઇને આ
પ્રકટ કરતાં ઝામોરાએ કહ્યું: "એ શું સંભવિત છે? શું
જાણતા નથી કે તે એક જાતનું બળિદાન છે અથવાતો ખં
છે અને તે મૂર લોકોના રાજાને અસ્તુરિયામાંથી મોકલી આપવી
છે? એ રાજાના કોર્ડોવા ખાતેના જનાનખાનામાં તે બધીને
ભાગે રાખવામાં આવે છે."

બર્થોલ્ડ બોલ્યો: "અત્યારે પહેલી જ વાર એ ભેદનો ખુલ
મારા જાણવામાં આવ્યો છે; પરન્તુ સ્પેનના ઇતિહાસનું જે
મેં પ્રાપ્ત કર્યું છે તે ઉપરથી મને અત્યારે સાંભરી આવે છે ખ
અસ્તુરિયામાં એક વાર મોરીગેટો નામનો રાજા હતો-હમણાં
જેનું નામ બોલ્યા હતા તે જ."

ઝામોરા મ્હોં ઉપર અણગમો દાખવતો બોલી ઉઠ્યો: "

એ જ નીચ રાજા બ્હીકણુ અને દેશદ્રોહી નીવડયો. તેણે જ એ નીચ સુલેહ કરી, જેની રૂએ દરવર્ષે એક સો દુર્ભાગિની સુંદરીઓને તેમનાં કુટુંબોથી વિખૂટી પાડીને ક્રૂર રાજાની વિષયવાસનાને માટે ખંડણી તરીકે મોકલી આપવામાં આવે છે. પરન્તુ પ્રભુનો પાડ માનવો જોઇએ કે મોરીગેટોને તેની નીચતાનો બદલો મળી ચૂકયો છે! તેને તેની પ્રજાએ પદભ્રષ્ટ કરીને કારાગૃહમાં પૂર્યો હતો, જ્યાં તે પાછળથી મરી ગયો હતો."

બર્થોલ્ડે પૂછ્યું: "પણ અસ્તુરિયાના લોકો એવી અન્યાયી-સ્વમાનઘાતક ખંડણી આપવાનું શામાટે ચાલુ રાખે છે?" એક બાજુએ નિર્દોષ સુકુમાર કન્યાઓનો આવો નિર્દય ઉપયોગ અને બીજી બાજુએ આવી ખુલ્લી માનસિક નિર્બળતા, એ બન્નેનો વિચાર આવતાં બર્થોલ્ડનું લોહી તપવા લાગ્યું. તે આગળ બોલ્યો: "તમે સાંભળેલી અફવા પ્રમાણે એ સૌ રમણીઓ ખરેખર અનુપમ લાવણ્યવતી હોવી જોઇએ, અને એ રમણીઓને જોતાં જ શું અસ્તુરીયાના લોકોની ઠંડી પડી ગએલી વીરતા પુનઃ પ્રજ્વલિત થવી જોઇએ નહિ?"

ઝામોરા સખ્તાઇથી બોલ્યો: "અહા! તમે મારા દેશવાસીઓને બ્હીકણુ કહીને જે ઠપકો આપો છો તે બરાબર છે!" ચંદ્રના નિર્મળ પ્રકાશમાં જોન જોઇ શકી કે તેના ચહેરા ઉપર તિરસ્કાર-જનિત આરક્તતા તરી આવી હતી. ઝામોરા આગળ બોલ્યો: "પરન્તુ એક દિવસ એવો આવશે—હા, આવવો જ જોઇએ, કે જ્યારે અસ્તુરિયાના લોકો પોતાની શિથિલતાને ખંખેરી નાંખશે અને ભૂતકાળમાં પોતાને કરવામાં આવેલાં નુકસાનોનું વૈર વાળવા તથા ભવિષ્ય માટે એ જુલ્મી ખંડણીમાંથી મુક્ત થવા પોતાના પૂરેપૂરા બળથી સામા ઉઠશે! ભૂંડું થજો એમનું કે જેઓ ઇચ્છાપૂર્વક અથવા તો માનસિક નિર્બળતાને લીધે આવી રીતે ખંડણી મોકલવાનું કામ ચાલુ રાખે છે—નહિ તો તેઓ એ બંધનને તોડીને

દૂર ફેંકી દઇ શકે તેમ છે ! આવા જંગલી જુલમ કે જેને કોઇ પણ ક્ષણે પગ નીચે દાબી દઇ શકાય તેમ છે તેને થોડો પણ વખત જોઇને ખમી શકનાર બાયલાઓ ઉપર પ્રભુનો કોપ ઉતરજો !"

તીવ્ર ઉત્સાહયુક્ત સ્વરે જોન બોલીઃ "જો હું અસ્તુરિયાની નિવાસિની હોત અને એક પુરૂષ હોત, તો હું તમારા કથનને બોલે બોલ પુષ્ટિ આપત, એટલું જ નહિ પણ જ્યાંસુધી લોકોને તેઓની અપકીર્તિનું બરાબર ભાન થાય નહિ અને રક્તપાતવડે-યુદ્ધ કરીને પોતાનું કલંક ધોઇ નાંખવાને તેઓ ઉશ્કેરાય નહિ ત્યાં-સુધી આખા અસ્તુરિયામાં એકથી બીજા છેડાસુધી હું તમારા એ કથનનો ઢંઢેરો પીટાવત !"

ઝામોરા બોલી ઉઠ્યોઃ "ઓહો ! આવી તેજ ભાષામાં, આવા જુસ્સાદાર શબ્દોમાં આવું કહેનારી-ખરેખર એક વીર નારી-સાક્ષાત્ દેવી લેખાય !" બર્થોલ્ડ તરફ જોઇને તે આગળ બોલ્યોઃ "મહાશય ! જો એ સ્ત્રી તમારી પત્ની-અથવા ભગિની-"

બર્થોલ્ડ બોલ્યોઃ "તે મારી પત્ની જ છે." જોનની આબરૂ જાળવવાને જ બર્થોલ્ડને જૂઠું બોલવું પડ્યું, પરન્તુ તેથી જોનના ગાલ ઉપર શરમને લીધે લાલાશ તરી આવી.

ઝામોરા બોલ્યોઃ "ત્યારે પ્રભુએ તમારા ઉપર મોટામાં મોટી કૃપા વરસાવી છે એમ જ તમે સમજજો. તમને પ્રાપ્ત થએલું તે એક અતિમૂલ્યવાન્ રત્ન છે એમ જ તમે માનજો. જે સ્ત્રીનું હૃદય આવા ઉમદા આવિર્ભાવથી ધબકી રહેલું હોય તે એક સામાન્ય સ્ત્રી કરતાં વિશેષતાવાળી વ્યક્તિ લેખાવી જોઇએ-તેને એક દેવતાઇ મનુષ્ય પ્રાણી તરીકે ઓળખવી જોઇએ. ખ્રિસ્તી રાજ્યમંડળમાંના કોઇ પણ રાજ્યની ગાદી ઉપર બિરાજતી મહારાણીને માન આપવાને બદલે હું તેને જ પગે પડું અને તેની જ પૂજા કરૂં."

ઝામોરાના કથનના ભાવાર્થને બંધ બેસે તેવા સ્વરે બર્થોલ્ડ બોલ્યોઃ "મિસ્તર ઝામોરા ! તમે તમારા કથનમાં કરેલી પ્રશંસાથી

મને ખરેખરો આનંદ થાય છે, કારણકે મારી પ્રિયા જોન દરેક રીતે તેવી પ્રશંસાને યોગ્ય જ છે." એટલું કહેતાં તેણે અત્યંત ઉમંગથી ચંદ્રના નિર્મળ તેજપ્રવાહમાં પોતાની પ્રિયતમા ઉપર દૃષ્ટિપાત કર્યો.

જુવાન ઝામોરા બોલ્યો: "તમે સુખી છો, અહા ! આવી પત્ની પ્રાપ્ત કરીને તમે અત્યંત સુખી થયા છો. તમારો પ્રેમ આબાદ નીવડયો છે, તેનો પ્રવાહ સરલ રીતે વહ્યો જાય છે અને તમે સુંદર પ્રેમપાત્ર ધરાવો છો. અહા ! તમારૂં સદ્‌ભાગ્ય ખરેખર ઈચ્છનીય છે. મારૂં ભાગ્ય કેવળ જૂદા જ પ્રકારનું છે. જે વીરનારી અત્યારે તમારી સાથે પ્રવાસ કરી રહી છે તે સ્ત્રી પ્રત્યે તમે જેવો પ્રેમ ધરાવો છો તેવો જ એકનિષ્ઠ પ્રેમ હું એક બાળા પ્રત્યે ધરાવું છું. તેનામાં સર્વ પ્રકારની માહેકતા છે, સર્વ પ્રકારની આવડત તે ધરાવે છે, સર્વ પ્રકારના સદ્‌ગુણોથી તે ભરેલી છે; તે મારા પર પૂરો પ્રેમ પણ ધરાવે છે ! પરન્તુ અમારાં દુર્ભાગ્યે એવી આજ્ઞા કરી છે કે અમારે વિખૂટાં જ રહેવું ! તોપણ–" નિરાશાના ઉંડા સાગરમાં ડૂબી ગએલો એ પ્રવાસી યુવક પોતાના એ કથાનકને થોભાવીને બોલ્યો: " મારાં દુઃખોની કથા તમને કહીને હું તમને દુઃખી નહિ કરૂં. તમારા સાથમાં મને રહેવા દેવાની તમે હા કહી છે તે માટે અને મારામાં જે કાંઇ નિર્માલ્ય ગુણો રહેલા છે તેને અનુકૂળ થઇ પડે તેવો સંગાથ મને પ્રાપ્ત થવા દેવા માટે મારે તમારો પૂરો આભાર માનવો જોઇએ."

બર્થોલ્ડ બોલ્યો: " તમારા વિચારોની ગુપ્તતામાં અમે ઉંડાં ઉતરવા માંગતાં નથી, પરન્તુ અત્યારે અથવા ભવિષ્યમાં કોઇ વાર તમે અમારા પ્રત્યે જેટલો વિશ્વાસ ધરાવીને અમને માન આપશો તેટલી સહાનુભૂતિ અમે પણ તમારી પ્રત્યે ધરાવીશું એ નક્કી સમજજો."

ઝામોરાએ વળતો જવાબ આપ્યો: "જ્યારે આપણે એક બીજાનાં દિલને વધારે પ્રમાણમાં પિછાણીશું, ત્યારે મારા દુર્ભાગી

પ્રેમનું વિશેષ કથાનક હું તમને કહીશ. પણ હવે આપણે ડયુર
પરાંઓસુધી આવાં પહોંચ્યાં છીએ. આ ડયુરા નગર ઓકા
ર્વતોના! જાણીતા બ્હારવટીયાની જન્મભૂમિ તરીકે વિખ્યાત છે."

બર્થોલ્ડે પૂછ્યું: " એ ઓકા પર્વતોનો બ્હારવટીઓ વ
કોણ છે ?"

" શું ! ઓકા પર્વતોના બ્હારવટીઆ-હિમ્મતે બહાદુર ગે
ઝાલેઝ એન્ડયુજારનું નામ તમે હજીસુધી સાંભળ્યું નથી ?" ઝામો
બોલ્યો: " પણ હા, હમણાંસુધી તમે એક સો કુમારિકાઓ
વાતથી પણ માહિતગાર નહોતા, એટલે આ બાબતના તમારા
જ્ઞાનથી મારે આશ્ચર્ય પામવું જોઈ તું નથી. મારી સોબત તમ
કેવળ નકામી નહિ થઇ પડે એવું જોઇને હવે મારૂં દિલ ગર્વ
ફુલવા લાગે છે. હું એક સ્પેનનિવાસી છું અને તમે પરદેશી છે
એટલે હું તમને જે કાંઇ માહિતી આપી શકું તે કેટલીક બાબત
તમને ખરેખર રસભરી લાગશે અને બીજી કેટલીક બાબતમાં કદ
ખરેખરી ઉપયોગી પણ થઇ પડશે. વારૂ, ત્યારે, સાહેબ ! જેનું ના
મેં હમણાં આપને કહ્યું તે ગોંઝાલેઝ એન્ડયુજાર અસ્તુરીયન લોકો
આશા છે અને મૂર લોકોને ભયસમાન છે. અફવા એવી સંભળ
છે કે તે એક લૂટારો છે, પરન્તુ એ અફવા સાચી છે કે
તેની મને ખબર નથી. તેના હાથ હેઠળ ચુનંદા બહાદુર લડવૈયાઓ
નું એક મંડળ છે અને તે બધાનું પોષણ તેને કરવું પડે છે, એટ
એ બનવાજોગ છે કે તેને પૈસાદાર ભરવાડોનાં ઢોર-ઢાંખર ઉપ
અથવાતો ધનવાન કાપડીયાની વખારો ઉપર તેઓ પાસેથી વખતે
વખત કર ઉઘરાવવો પડતો હોય. પરન્તુ એટલું તો નિશ્ચયપૂર્વ
કહી શકાય તેમ છે કે ગોંઝાલેઝ પાસે જે કાંઇ નાણું હોય અ
તેની તથા તેનાં બહાદુર માણુસોની પાસે જે કાંઇ સામાન કે ક
ડાંલત્તાં હોય તે બધું ઘણે ભાગે તેમણે મૂર લોકોના પ્રદેશમાં જઇ
જે હલ્લાઓ કર્યા હોય છે તેમાંથી મેળવેલું હોય છે, પરન્તુ પોત

ના જ દેશબંધુઓને લૂંટીને તેઓએ તે પ્રાપ્ત કર્યું હોતું નથી. તોપણ એવું માલૂમ પડે છે કે અસ્તુરિયાના જે મોટા મોટા ઉમરાવો ગોંઝાલેઝની કીર્તિ તથા દેશમાંની તેની લોકપ્રિયતાનો દ્વેષ કરી રહ્યા છે, તેઓએ અસ્તુરિયાના રાજા આલ્ફોન્ઝોને સમજાવીને તેને એક લૂટારો લેખીને પકડવાની આજ્ઞા મેળવી છે; આ કારણથી એ બહાદૂર બ્હારવટીઓ પર્વતોમાં મુકામ નાંખીને પડ્યો છે અને એ પર્વતો પણ અભેદ્ય કિલ્લાના જેવા જ હોવાથી તેના મંડળને માટે તે સહીસલામત નિવાસસ્થાનરૂપ થઇ પડે છે. રાજા આલ્ફોન્ઝોએ તેને પકડી લાવનાર કે તેને મારીને તેનું માથું લાવનારને માટે એક ઇનામ કાઢ્યું છે અને મૂર રાજા અબ્દુલ રેહમાને તે કરતાં વધારે મોટું ઇનામ તે જ કામ માટે જાહેર કર્યું છે. પરન્તુ ગોંઝાલેઝ એ બેઉ તરફ હસી રહ્યો છે અને ઓવીડો તેમ જ કોર્ડોવાના રાજદરબારોની તલભાર પણ પરવા કરતો નથી. અસ્તુરિયાની ધાક તેને લાગતી નથી અને મૂરોની યુક્તિઓ તેને સપડાવવામાં સફળ થતી નથી. હું ખાત્રીથી કહું છું કે એક સો સુંદર કુમારિકાઓને કોર્ડોવા તરફ લઈ જવામાં આવે છે એવી ખબર સાંભળવાને બદલે એ ભયંકર ગોંઝાલેઝને પકડીને કોર્ડોવા તરફ કેદી તરીકે લઇ જવામાં આવે છે એવી ખબર સાંભળવાને રાજા અબ્દુલ રેહમાન વધારે આતુર છે."

બર્થોલ્ડે પૂછ્યું: "એ હિંમતવાન્ વીર નરનું સામાન્ય વર્તન કેવું છે? તમે એ માણસના સંબંધમાં મારા દિલમાં અત્યંત રસ ઉત્પન્ન કર્યો છે એટલે હું વિશેષમાં એટલું પણ પૂછું છું કે એ માણસનો દેખાવ કેવો છે?"

ઝામોરાએ જવાબ આપ્યો: "જો તમે ધનવાન્, વહેમાઇ ગએલા, ખાઉધરા, ગર્વિષ્ઠ, એદી અને ગરમ મિજાજના માણસોને પૂછશો કે ગોંઝાલેઝ કેવો છે, તો તેઓ તમને કહેશે કે તે એક નિર્દયતાની મૂર્તિરૂપ રાક્ષસ છે, અને લૂટફાટ, આગ, ખૂનામરકી, બળાત્કાર

તથા ભયાનક લડાઇના સર્વ પ્રકારના અનર્થોમાં તે આનંદ માન નારો છે. વિશેષમાં તેઓ તમને એવું પણ કહેશે કે તે સેતાન કરતાં પણ વધારે કદરૂપો છે અને તેને નિહાળી રહેવાનું કાર્ય પણ ત્રાસજનક છે. પરન્તુ સામાન્ય સ્થિતિના લોકોને ગોંઝાલેઝ વિષેને તેમનો અભિપ્રાય પૂછશો તો તેઓ તમને એવું જણાવશે કે તેનું વર્તન ઉદાર તથા મનુષ્યને શોભાવે તેવું છે અને દેખાવમાં તે સુંદર રૂઆબદાર તથા સામા માણસ ઉપર પ્રતાપ પાડે તેવો છે."

બર્થોલ્ડે કહ્યું: "પરન્તુ પરસ્પર વિરૂદ્ધ ગુણોની આવી વાતો લોકોમાં ચાલુ શી રીતે રહી શકે છે? સંખ્યાબંધ વિશ્વાસ રાખવા લાયક સાચાબોલા માણસો પણ એ બ્હારવટીયાને ઓળખતા તો હશે જ; તેઓ તેનું યથાસ્થિત વર્ણન આપીને શામાટે મતભેદના પ્રશ્નોનો નિર્ણય કરી નાંખતા નથી?"

ઝામોરા બોલ્યો: "તમે કહો છો તે બધી સાધારણ અક્કલની જ વાત છે; પરંતુ તેઓના વિરૂદ્ધ અભિપ્રાયો અનુભવને આધારે જ બંધાયા છે. દરેક દેશમાં એવા માણસો હોય છે કે જેઓ જ્યારે સ્વાર્થવૃત્તિ અને આંધળા ઉત્સાહથી પ્રેરાયા હોય છે, ત્યારે નથી પોતાની આંખોનો વિશ્વાસ કરતા કે નથી પોતાની બુદ્ધિના અવાજને માન્ય રાખતા. ગોંઝાલેઝના સંબંધમાં પણ આવી જ બાબત છે. ઉમરાવો, દેશના ધનવાન માણસો, પાદરીઓ અને મોટા વેપારીઓ ગોંઝાલેઝ એન્ડયુજારને એક એવો માણસ સમજે છે કે જે એક વાર અસ્તુરિયાની પ્રજાને, મૂર લોકોને સ્પેનમાંથી હાંકી કાઢવાની આશાએ, મૂરો સાથે લડાઇમાં ડુબાડુબ બનાવી મૂકશે. પણ મેં ગણાવ્યા તે વર્ગો એવા પ્રકારના છે કે જેઓ હમેશાં પોતાની ઇલ્કાબો, સન્માનો, જર-જવાહીર, હક્કપત્રો અથવાતો મોટા નશાઓથી સંતુષ્ટ જ રહ્યા કરે છે એટલે મૂર લોકો સ્પેનના આખા દ્વીપકલ્પના છ માંથી પાંચ ભાગ પોતાના તાબામાં પચાવી પડ્યા હોવા છતાં વસ્તુસ્થિતિને એમ ને એમ ચાલુ રહેવા દેવાનું જ

વધારે પસંદ કરે છે, પરંતુ આટલા પવિત્ર કારણે પણ યુદ્ધમાં ઉતરીને પોતાના લાભો ગુમાવવા પડે એ તેમને ગમતું નથી. બીજી બાજુએ સામાન્ય વર્ગો ક્રૂર લોકો સાથે એક નિર્ણયાત્મક યુદ્ધ પ્રારંભવાની તક મેળવવા આતુર રહ્યા કરે છે અને એવા યુદ્ધના સમરાંગણમાં પોતાને દોરવા માટે ગોંઝાલેઝ જ લાયક છે એવું તેઓ સમજે છે. આ જ કારણથી પ્રજાનો આપમતલબી વર્ગ બ્હીકણ તથા અજ્ઞાન લોકોને તેના નામથી ભડકાવવાને તેને એક રાક્ષસ જેવો ચિત્રી બતાવે છે, જ્યારે સામાન્ય પ્રજાવર્ગ તેને એક દેવતાઇ પુરૂષ તરીકે માન આપે છે. કદાચ બન્ને પક્ષોના કથનમાં કેટલીક અતિશયોક્તિ પણ હોય; પણ હવે આપણે આપણા મુકામે આવી પહોંચ્યા છીએ."

## પ્રકરણ ૧૧ મું.

### મુસાફરખાનામાં.

થોડી વારમાં એ ત્રણે પ્રવાસીઓ ઠચુરા નગરની મધ્યમાં આવેલા એક મુખ્ય મુસાફરખાના પાસે આવી પહોંચીને પોતપોતાના ઘોડાપરથી ઉતરી પડ્યાં.

જે સમયનું કથાનક અમે લખી રહ્યા છીએ તે સમયે મુસાફરખાનાંઓ અને વીશીઓમાં એવી પૂરેપૂરી સગવડ અસ્તિત્વ ધરાવતી નહોતી કે જેથી દરેક પ્રવાસીને કિંવા પ્રવાસીમંડળને પોતપોતાના ખાનગી ઓરડાઓમાં તેમનાં ભોજન પીરસી શકાય.

મુસાફરખાનાંઓમાંનાં સુખ-સગવડના સંબંધમાં તો યુરોપના બધા દેશોની પ્રજાઓનીએ પાછળ સ્પેન પડી ગએલું હતું. આવાં સગવડવાળાં સ્થળો સંખ્યામાં થોડાં હતાં અને તેમને માટે વાર્ષિક મોટી રકમનો કર આપીને પરવાનો લેવાની ફરજ પડતી, એટલે એવાં સ્થળોના માલેકોનો એક જૂદો વર્ગ જ બની ગયો હતો. તેઓ

હમેશાં પોતાના ઘરાકની પદવી તથા દેખાવ ઉપરથી તેમને પોતાની પરોણાગતનો શો બદલો મળશે તેની કલ્પના કરીને તે બદલાના પ્રમાણમાં જ પોતાના ઘરાક ઉપર ધ્યાન આપતા તથા તેમની પ્રત્યે સભ્યતા દાખવતા.

એ મુસાફરખાનાનું નામ "ગોથીક વોરીઅર" અર્થાત્ "ગોથીક યુદ્ધવીર" હતું. એ સ્થળની પાસે આવતાં આપણાં ત્રણે પ્રવાસીઓ-બર્થોલ્ડ, જોન તથા પિડ્રો ડી ઝામોરા-ને ખબર આપવામાં આવી કે તેમને સૂવા માટેના ઓરડાઓ જૂદા જૂદા આપી શકાશે પરન્તુ તેમને પોતાનું ભોજન તો મુસાફરખાનાના એક સામાન્ય મેજ ઉપર જ લેવું પડશે.

આ શરત તેઓએ કબૂલ રાખી. તેઓએ પોતાના ઘોડાને ત્યાંના એક ચાકરની સંભાળ હેઠળ સોંપ્યા અને મુસાફરખાનાનો જાડો તથા આનંદી દેખાતો માલેક તેમને સર્વસામાન્ય ઓરડામાં લઇ ગયો.

આ એક લાંબો ખંડ હતો. તેમાં દીવા-બત્તીનું બરાબર ઠેકાણું નહોતું, તેમજ બેઠકો પણ ભાગીતૂટી ને સુઘડતા વિનાની હતી. જમીન ઉપર સૂકું ઘાસ પાથરવામાં આવેલું હતું અને પરોણાઓ માટે બેસવાની ખુરશીઓને બદલે અઠીંગણ વિનાની બેડોળ પાટલીઓ મૂકવામાં આવેલી હતી. મેજ ઉપર દશ-બાર ભાણાં ગોઠવવામાં આવેલાં હતાં અને જે વખતે બર્થોલ્ડ, જોન તથા ઝામોરા ત્યાં આવ્યાં તે વખતે જમનારાઓની પણ તેટલી સંખ્યા ત્યાં તૈયાર બેઠી હતી.

તુરત જ ઉતાવળે ઉતાવળે ભોજન પીરસાયું. મુસાફરખાનાના મુફલીસ દેખાવના પ્રમાણમાં ભોજન વધારે આવકારદાયક થઇ પડ્યું.

માલેક જમવાના મેજની મુખ્ય બેઠકપર બેઠો અને એ વખતે સ્ત્રીઓમાં તો જોન એકલી જ જમનારી હતી એટલે તે માલેકની જમણી બાજુએ બેઠી.

બર્થોલ્ડ જોનની બીજી બાજુએ બેઠો અને ઝામોરા તેની

પછી બેઠો. બીજા પરોણાઓએ પોતાની બેઠકો જેમ ફાવ્યું તેમ લીધી. મોટે ભાગે તેઓ વેપારી વર્ગના હતા અને વેપાર સંબંધી કામકાજ માટે પ્રવાસ કરી રહ્યા હતા. રેશમ અને મખમલ, કીનખાબ અને મજલીન, બુટ્ટાદાર અને સાદું કાપડ, શાલ અને બનાત, હીરા અને માણેક, ઘોડા અને બખ્તર ઇત્યાદિ અનેક વસ્તુઓના ભાવતાલ સંબંધે જ મુખ્યત્વે કરીને તેઓ માંહોમાંહે વાતો કરવા લાગ્યા.

આ પરોણાઓમાં એક જણ એવો હતો કે જે સારી પેઠે પાકી ઉમરનો જણાતો હતો અને વાતચીતમાં જે કાંઇ બાબત નીકળે તે દરેક બાબતમાં એક સત્તાધારી અભિપ્રાય દર્શાવતો હોય તેવી રીતે બોલી રહ્યો હતો. જે કોઇ તેનો અભિપ્રાય પૂછતા તેઓ પણ તેના કથનને યોગ્ય સન્માન સાથે માન્ય રાખતા. વસ્તુતઃ વેપારી બાબતોના સંબંધમાં એક પણ વાત એવી નહોતી કે જે વિષેની કાંઇ પણ માહિતી એ માણસ ન ધરાવતો હોય; મૂર બનાવટના બુટ્ટાદાર કાપડની વાત હોય કે અસ્તુરીયાની બનાવટના મખમલની વાત હોય, ગ્રેનેડાની શાલોની વાત હોય કે ઓવીડોના દોરીયાની વાત હોય, બર્ગોસના કાળા કવચની વાત હોય કે કોર્ડોવાના સફાઇદાર પોલાદી બખ્તરની વાત હોય, પણ એ બધીએ વાતોમાં તે સારી પેઠે ભાગ લેતો, કારણકે એ બધી વસ્તુઓ સંબંધે તે સારી પેઠે માહિતી ધરાવતો હતો.

જૂદી જૂદી જાતના ઘોડાઓના સંબધમાં બોલતાં સ્પેનીશ ઉછેરના અશ્વોની અને મૂરીશ લશ્કરી ઘોડાઓની, ધીમાં પગલાંના અસ્તુરીયન ટટ્ટુઓની અને દેખાવડા અરબી અશ્વોની તુલના સાથે તેઓ સંબંધે પુષ્કળ વર્ણન કરી સંભળાવતો. જો વાતચીતનો પ્રવાહ ચિત્રો તરફ બદલાતો, તો તે ખ્રિસ્તી દેવળોનાં સઘળાં સુંદરમાં સુંદર ચિત્રો ગણાવી આપતો; અને જો પ્રસંગોપાત્ત શિલ્પકળાની વાતચીત નીકળતી તો તે ગોથ લોકોની સ્થૂળ, અસ્પષ્ટ અને ભારે શિલ્પકૃતિને મૂર લોકોના સ્થાપત્યની નાજૂક, તેજદાર અને

મોહક કળાની સરખામણી કરતાં પોતાની શિલ્પરસિકતા, ન્યા
વૃત્તિ અને વિવેકબુદ્ધિ દર્શાવી આપતો. ટુંકામાં, તેની વાતચ
એટલી વિવિધતાવાળી, એટલી ખુશ કરે તેવી અને સંખ્યાબં
વિષયો ઉપર એટલી બધી માહિતી પૂરી પાડનારી હતી કે તે
અભિપ્રાય જાણવાને લોકો આતુર રહે અને માનપૂર્વક તેનું શ્રવ
કરે તો તેમાં આશ્ચર્ય લેખાય નહિ.

પરન્તુ તેનો દેખાવ તેના ઉપર દર્શાવેલા ગુણને અનુકૂળ અ
એવો નહોતો. તે કંટાળો ઉપજાવે તેવો હતો. તેના માથાપરના અ
દાઢીના વાળ લાંબા હતા પરન્તુ તેના જેવા વૃદ્ધ પુરૂષને શોભે તેવા સફે
ચળકતા અને સુંવાળા નહોતા એટલે તેના પ્રતિ સામાન્ય રી
માણસની માનવૃત્તિ ખેંચાતી નહિ. વાળનો રંગ મેલો અને ભૂખ
હતો તથા વાળ અને દાઢી ઓળ્યા વિનાનાં તથા ગુંચવાયે
હોવાથી અણગમતાં થઈ પડે તેવાં હતાં.

તેના માથાનો જરાએ ભાગ ટાલવાળો—વાળ વિનાનો નહો
એ તો ખુલ્લું દેખાઇ આવતું હતું. તેના માથાપરના વાળનાં ગું
વાએલાં ગુંચળાં તેના કપાળપર આંખની પાંપણોસુધી આવી રહે
હતાં એટલે તેના કપાળપર વૃદ્ધાવસ્થાની કરચોલીઓ હશે કે ના
તે નક્કી કરી શકાતું નહોતું.

તેના વાળના જેવા જ મેલા રંગની તેની લાંબી—ગાઢી મૂં
હતી અને તે તેના મ્હોંને પણ કેટલાક પ્રમાણમાં ઢાંકી રહી હ
એટલે તેના દાંત પણ કોઇ વાર દેખાતા નહિ. મૂછોનાં મોટાં ચોબી
એટલાં લાંબાં હતાં કે તે દાઢીના વાળની સાથે મળી જતાં હ
અને મ્હોંપર કોઇ પણ ઠેકાણે હજામત કરાવવાની જ તેણે બા
લીધી હોય એવું માલૂમ પડતું હતું!

આ પ્રમાણે એ માણસના મ્હોંપર ચામડી કરતાં વધા
ભાગ તો વાળનો જ દેખાઇ રહ્યો હતો. વૃદ્ધાવસ્થામાં સ્વાભાવિક રી
માથાના વાળ ખરી પડે છે અને ચુંથાઇ જાય છે, છતાં આ માણ

સિંહની યાળના જેવો લાંબો ચોટલો રાખ્યો હતો તેથી જ તેના ચહેરાનો દેખાવ ઘૃણાજનક લાગતો હતો.

તેના ચહેરાના જંગલી અને ક્રૂર દેખાવમાં તેનાં મોટાં ભવાં હેઠળની વિશાળ કાળી આંખોનો ચળકાટ તેની ઘૃણાજનકતામાં વધારો કરી રહ્યો હતો. તેની વૃદ્ધ વય છતાં આંખોનો ચળકાટ ઓછો થયો જણાતો નહોતો.

જોકે તે ૭ ફીટ ઉંચો હતો અને લાંબો સોટા જેવો દેખાતો હતો, છતાં તેના દેખાવ ઉપરથી તેને પાંસઠથી ઓછાં વર્ષ નહિ થયાં હોય એમ કહી શકાય. તેનો અવાજ જોરદાર, દૃઢ અને ચોખ્ખો હતો.

કશી પણ શોભા વગરનો સાદો કાળો ડગલો તેણે પહેર્યો હતો અને તેમાં ગરીબાઇ દેખાઇ આવતી હતી. આ ઉપરથી સ્પષ્ટ જણાઇ આવતું હતું કે લોકો તેને જે કાંઇ માન આપતા હતા તથા તેના અભિપ્રાયને વજન આપતા હતા તે તેની અસાધારણ બુદ્ધિશક્તિ અને તેની વાતચીતમાં રહેલાં વિવિધ આકર્ષક તત્ત્વોને જ આભારી હતું–સમાજમાંની તેની સ્થિતિને એ બધું આભારી નહોતું.

મુસાફરખાનાના માલીકે જોનને ધીમેથી એ માણસના સંબંધમાં જે કાંઈ કહ્યું હતું તે ઉપરથી જણાતું હતું કે એ માણસ એક ઉંચા વર્ગનો ફેરીયો હતો. એ વખતે એવા ફેરીયાઓ સ્પેનમાં સંખ્યાબંધ હતા. તેઓ ખચ્ચરપર બેસીને ગામે ગામ ફરતા અને પોતાની સાથે રાખેલી નાની નાની ચીજો વેચતા.

આ માણસના સંબંધમાં લોકવાયકા એવી હતી કે પહેલાં કોઇ દૂરના નગરમાં તે ધનવાન વેપારી હતો, પરન્તુ દુર્ભાગ્યે તે વેપારમાં ખુવાર થઇ ગયો હતો અને તેનાં માલ મીલકત નાશ પામી ગયાં હતાં, એટલે તેણે આવો ફેરીયાનો ધંધો શરૂ કર્યો હતો અને ત્યારથી એ ધંધામાંથી તે પોતાનું ગુજરાનજોગું કમાઇ લેતો હતો, મુખ્યત્વે કરીને તે સસ્તી કીંમતનું જર–જવાહીર તથા લડાયક શસ્ત્રો વેચતો. તેની ચીજો હમેશાં સારા જ લેખાતી, એટલું જ નહિ પણ

તેની રસભરી વાતચીત, માયાળુ સ્વભાવ અને ઉદાર વર્તનથી સૌ કોઇનો માનીતો થઇ પડ્યો હતો અને તેના ચહેરાની ઘૃ જનકતા તથા દેખાવની ક્રૂરતા તેના એ ગુણો નીચે ઢંકાઇ જતી હ

લોકોમાં એવી માન્યતા હતી કે તેણે કોઇ પણ સ્થળે પોત ઠરાવી રાખ્યું નહોતું, પરન્તુ તે હમેશાં પ્રવાસ જ કર્યા કરતો એટલે હાલ તુરતને માટે આ મુસાફરખાનાને તે પોતાનું નિવ સ્થાન બનાવીને રહ્યો હતો. તે સંશોધક વૃત્તિનો માણસ હતો તીવ્ર સ્મરણશક્તિ ધરાવતો હતો, એટલે પોતાના પ્રવાસથી વિધવિધ પ્રકારની ખબરો એકત્ર કરી શકતો અને તે ખબરો તે આ રીતે લોકોને કહી સંભળાવીને તેમને ખુશ કરતો.

"ગોથીક યુદ્ધવીર" નામક આ મુસાફરખાનાના મા આપેલા વર્ણન ઉપરથી જણાતું હતું કે વસ્તુતઃ લોકો આ ઇવાન નામના ફેરીયાને ઓળખતા હતા અને બધાએ તેને ચાહતા હ

સામાન્ય વાતચીતમાં થોડી વાર વિરામ લેવાયા પછી પરોણાએ ઇવાનને પ્રશ્ન કર્યો: "હાલમાં કેટલા વખતથી તમે ડયુર આવી રહ્યા છો, મી. ઇવાન ?"

ઇવાને જવાબ આપ્યો: "હજી કાલે સ્હવારે જ હું અ આવ્યો છું અને આ નાના નગરમાં મારો વેપાર સારો ચ એવું જણાઇ આવ્યું છે; એટલે આવતી કાલની રાતસુધી અથ તો કદાચ પરમ દિવસસુધી અહીં થોભવાનો મારો ઇરાદો છે."

માલીકે જણાવ્યું: "પણ ઇવાન ! આવતી કાલે તો તમ વેપાર જરાએ ચાલવાનો નથી. કાલે તો બધાએ માણસો ગમગીન દેખાવ જોવાને બજારમાં એકઠા થશે અને મને ખાત્રી એવી તકનો લાભ લઇને તમારો વેપાર-ધંધો તમે ચલાવ્યા એટલા નિર્દય વૃત્તિના તો તમે નથી જ."

વૃદ્ધ ફેરીયો ઉત્સાહપૂર્વક બોલી ઉઠ્યો: "પ્રભુ એવું ન પણ એમ થશે તો હું એક વધુ દિવસ રોકાઇશ."

બર્થોલ્ડે માલીકને પૂછ્યું: "આવતી કાલે કયો ગમગીન દેખાવ ડચુરામાં જોવા મળવાનો છે?"

માલીકે જવાબ આપ્યો: "સાહેબ! એ ખરેખરો ગમગીન દેખાવ છે. ત્રણ માણસોનું ભાગ્ય આવતી કાલે ફરી વળવાનું છે-કારણકે તેમને જીવતા બાળી મેલવામાં આવનાર છે; વળી એક ચોથાને માટે ફાંસીનું લાકડું તૈયાર કરી રાખવામાં આવેલું છે—"

માલીકે જે શોકજનક દૃશ્યની વાત કહી હતી તેનો ખ્યાલ કરતાં બર્થોલ્ડ કમ્પી ઉઠયો. તેણે પૂછ્યું: "ડચુરા જેવા દેખીતી રીતે જ શાંત લેખાતા નગરમાં આવા ત્રાસજનક દેખાવો બનવા પામે એ શું સંભવિત છે?"

માલીકે જવાબ આપ્યો: "એ ખરેખર સંભવિત છે અને વળી એ બધું નક્કી પણ થઈ ગએલું છે. ત્રણ બદમાશો દેવળ તોડીને અંદર પેઠા હતા અને તેમણે સેવા-પૂજાનાં સાહિત્યોની ઓરડીમાંથી કેટલીક વસ્તુઓ ચોરી લીધી હતી. ચોરી કરીને નાસી જતાં તેઓ પકડાયા હતા અને રૂપાનાં વાસણો તેમની પાસેથી જ મળી આવ્યાં હતાં. નામવર પરમ પૂજ્ય મહાત્મા ડોન ઝેવીયર વીલેના, જે વેલે-ડોલીડના વડા ધર્માધ્યક્ષ છે તે ગઇ કાલે એ ધર્મદ્રોહી બદમાશોનો ન્યાય કરવા અમારા નગરમાં પધાર્યા છે અને તેમણે તે બદમાશોને જીવતા બાળી મેલવાની આજ્ઞા ફરમાવી છે. અમારા નામવર મેયરના ઘરના છજામાં બેસીને તે નામદાર તેઓને કરવામાં આવેલી સજાનો અમલ થતો જોશે; અને તે જ વખતે મેડોઝ નામના એક સખ્સને પણ ફાંસીને લાકડે લટકાવવામાં આવશે."

બર્થોલ્ડે પૂછ્યું: "મેડોઝનો શો વાંક છે?"

માલીકે કહ્યું: "થોડાએક જુવાનીયાઓને હથીયાર વહેંચી આપવાનું કામ કરતો અને વહેલાં-મોડાં એ હથીયારો વાપરવાનો વખત તેમને માટે આવી પહોંચશે એવું તેમને કહેતો તે માલૂમ પડી આવ્યો હતો. ગોંઝાલેઝ એન્ડચુજારની ટોળકીમાં હોવાનો આરોપ

તેના પર મૂકવામાં આવતાં તેણે બહાદુરીથી અને હિંમતથી આરોપ સાચો હોવાનું કબૂલ કર્યું અને તેમ કરવામાં તે શ માવાને બદલે ઉલટું મોટું માન સમજવા લાગ્યો. તે ઉપરથી ના વર ધર્માધ્યક્ષ સાહેબ અને નામદાર હાકેમની સામે તેને ઊ કરવામાં આવ્યો અને તેમણે એવો ન્યાય કર્યો કે અસ્તુરીયા પ્રજામાં અસંતોષ ફેલાવવાનો યત્ન કરવા માટે અને લોકોને લ વાને ઉશ્કેરવા માટે તેને ફાંસી દઇને મારી નાંખવો."

ન્યાય તોળવાની આવી જુલ્મી રીતથી અને મેડોઝને કરવા આવેલી ભયંકર સજાથી આશ્ચર્ય પામતાં બર્થોલ્ડ બોલ્યો: "અ માત્ર આટલો જ તેનો અપરાધ છે?"

જાણે કે ઇવાનનો ઇરાદો બર્થોલ્ડની પ્રશંસા કરવા છતાં તે કાંઇ બોધનો પાઠ શીખવવાનો હોય તેવા સ્વરથી તે બોલ્યો: "એ પ્રવાસી યુવક! અહીંના અધિકારીઓનાં કામો ઉપર ટીકા કરવા હિંમત તમે દર્શાવો તે પહેલાં જરા સંભાળ રાખજો, કારણકે તેમ કાન આશ્ચર્યકારક તીવ્રતા ધરાવે છે અને તેમની દ્વેષવૃત્તિ પાપ પરવા કરતી નથી."

બર્થોલ્ડે સ્મિત કરતાં કહ્યું: "હું ધારૂં છું કે મારા કર તમે વધારે જોરથી તમારો મનોભાવ બતાવી આપ્યો છે."

માલીક બોલી ઉઠ્યો: "અરે! આપણે તો અહીં બ મિત્રો જ છીએ! પણ વૃદ્ધ ઇવાને કહ્યું છે તેમ દરેક જણે બોલ વામાં સાવચેતી રાખવી એ વધારે ડહાપણની વાત છે; જોકે ઇવા પોતે તો પોતાના છેલ્લા શબ્દોમાં એવું ડહાપણ દર્શાવ્યું નથી એ કહેવું જોઇએ."

પીડ્રો ડી ઝામોરા જાણે કે પરિણામની જરા પણ દરક રાખતો ન હોય અને તેનો ઉત્સાહ અંકુશમાં ન રહેતાં ઉભરા જતો હોય તેવી રીતે બોલ્યો: "મારા અભિપ્રાય પ્રમાણે તો કહું છું કે જ્યાં જ્યાં જુલ્મ ચાલતો જોવામાં આવે ત્યાં ત્યાં દરે

મનુષ્યે તેની સામે વાંધો ઉઠાવવો અને અન્યાયની સામે અવાજ ઉઠાવવો એ તેની ફરજ છે; પછી ગમે તે પ્રકારે એ જુલ્મ અને અન્યાય ચાલી રહેલા હોય."

ઉત્સાહથી ચમકતા વદને જોન બોલી ઉઠી: "આવી બાબતો ઉપર ટીકા કરવાથી દૂર રહેવું એ જ કદાચ મારા જેવી સ્ત્રીને માટે વધારે યોગ્ય કહેવાય, તોપણ મારાથી જણાવ્યા સિવાય રહેવાતું નથી કે આપણા આ સુંદર જગતના વાતાવરણને અંધકારમય બનાવી મેલનારી મનુષ્યની ક્રૂરતાના એક એક નવા બનાવો જાણીને હવે મગજ થાકી જવા લાગ્યું છે! અરેરે! પવિત્ર ઈશુએ આપેલા ઉપદેશોનો ખરો અર્થ આપણા રાજકર્તાઓ ક્યારે શીખશે? તેની પરોપકારિતાના સાચા સ્વરૂપને ઓળખીને તદનુસાર વર્તન તેઓ ક્યારે કરશે?"

તેજસ્વી વદન અને ચમકદાર નેત્રો સાથે જોને જ્યારે ઉપરના શબ્દો ઉચ્ચાર્યા, ત્યારે તેની દેહાકૃતિ વિસ્તાર પામતી દેખાઇ, તેનું હૃદય વીરતાભર્યા મનોરથોના અવર્ણનીય આવેગથી પ્રફુલ્લિત થવા લાગ્યું, તેના આત્મતેજના પ્રતિબિંબથી તેનું સૌંદર્ય વધારે પ્રતાપશાળી અને તેના અપૂર્વ ઉત્સાહના તેજમાં અપ્રતિમ દેખાવા લાગ્યું. ત્યાં બેઠા હતા તેઓ બધા તેને પ્રશંસાયુક્ત દૃષ્ટિથી આનંદપૂર્વક જોઇ રહ્યા અને બર્થોલ્ડ તથા ઝામોરા સિવાયના બીજા બધા આશ્ચર્ય પણ પામ્યા. બર્થોલ્ડ અને ઝામોરા આશ્ચર્ય ન પામ્યા તેનું કારણ એટલું જ હતું કે તેઓ જોનના વીરશ્રીયુક્ત સ્વભાવનો પરિચય ધરાવતા હતા. ઈવાન પોતાનાં ઝુકી રહેલાં ભવાં હેઠળથી જોન તરફ એકીદૃષ્ટે તાકી રહ્યો અને પછી એક લાંબા નિસાસા સાથે શોકસૂચક સ્વરે તે બોલ્યો: "બાઇ! તમે અસ્તુરિયાનાં વતની જણાતાં નથી, બલકે તમે સ્પેનનાં પણ નથી; છતાં તમારા જેવી એક સ્ત્રીને જોઇને આજે હું પ્રભુનો આભાર માનું છું."

પોતાને આ પ્રમાણે ધન્યવાદ પ્રાપ્ત થયો તેથી જોન સ્ત્રી-

સ્વભાવ પ્રમાણે જરા ગુંચવાઇ અને શરમાઇ. જમવાના મેજની ફરતા બેઠેલા બધા પરોણાઓ ઉપર તેણે ત્વરિત દૃષ્ટિ કરી તો તેને જણાયું કે ઈવાનના શબ્દોનો જ પ્રતિધ્વનિ બીજા સૌનાં હૃદયો પાડી રહ્યાં હતાં. પરન્તુ એ વિવેચન આગળ ચાલે, તે પહેલાં મુખ્ય દ્વાર એકાએક ઉઘડયું અને એક ઠીંગણો, મજબૂત તથા કદરૂપા ચહેરાવાળો પુરૂષ તે ઓરડામાં આવ્યો. તેની કમરપરના ચામડાના પટ્ટાની સાથે એક મોટી કુંચી લટકી રહી હતી.

"સત્યાનાશની પાટી! આ માત્ર છેલ્લો ઉપાય હતો!" આગંતુક પુરૂષ એકઠા થએલા પરોણાઓ ઉપર ઉતાવળે ઉતાવળે દૃષ્ટિ ફેરવતો બોલી ઉઠયો.

આ પુરૂષ બીજો કોઇ નહિ પણ ડયુરાની તુરંગનો ઉપરી કોટવાળ હતો. તે એકાએક ત્યાં આવી પહોંચ્યો તેથી ક્ષણભર મુસાફરખાનાના માલીકનો ચહેરો ફીકકો પડી ગયો. એક ભયકારક વિષય ઉપર ઉશ્કેરણીભરી વાતચીત ચાલી રહી હતી, તે જ વખતે કોટવાળ આવી પહોંચ્યો હતો, એટલે માલીક ભયને લીધે ગભરાઇ જાય તથા તેના મ્હોંપરનું લોહી ઉડી જાય તે સ્વાભાવિક હતું. પરન્તુ કોટવાળે આવતાં વાંત જે શબ્દો ઉચ્ચાર્યા હતા, તે જોકે સ્પષ્ટાર્થદર્શક નહોતા, તોપણ તે ઉપરથી એટલું સ્પષ્ટ જોઇ શકાતું હતું કે તે ત્યાં કોઇ પણ જાતના બૂરા ઇરાદાથી આવ્યો નહોતો, અથવાતો ત્યાં જે સખ્સો હાજર હતા તેમાંના કોઇના સંબંધમાં તેનો બૂરો ઇરાદો નહોતો.

પોતાના સ્વાભાવિક ભય સંબંધે કાંઇક નિશ્ચિંત થઇને માલીકે પૂછ્યું: "શું છે, સાંચેઝ?"

કોટવાળ ચ્હીડાઇને બોલ્યો: "ધૂળ છે! હું તો આખા ગામમાં ફરીફરીને થાકી ગયો છું અને તરસ્યો પણ થયો છું! જરા મદિરાનો પ્યાલો તો આપ!" એમ કહેતાં સાંચેઝ એક બેઠકપર બેઠો.

માલીકે એક પ્યાલામાં મદિરા રેડીને તે પ્યાલો તેને આપતાં

કહ્યું: "લ્યો, આ રહ્યો તમારે માટે ઉંચામાં ઉંચા મધનો ભરચક પ્યાલો; મીસ્તર સાંચેઝ! તે પી જાઓ એટલે તમે જરા તાજા થશો અને તમારો થાક ઉતરી જશે."

માલીકે મેજપર પ્યાલો મૂકયો, એટલે કોટવાળ બોલ્યો: "હા, મધ છે તો ઉંચો!" એટલું બોલતાં તે એકે ઝપાટે આખો પ્યાલો ગટગટાવી ગયો. પછી જાણે કે તે પીને તૃપ્ત થયો હોય તેવી રીતે લાંબો દમ ખેંચીને બોલ્યો: "આજની રાતે ડચુરામાં ધર્મપ્રેમને ખાતર કે પછી પૈસાને ખાતર એકાદ પાદરી મળી આવે એવો સંભવ છે?"

માલીકે આશ્ચર્ય દર્શાવતાં જણાવ્યું: "શું ડચુરામાં એકકે પાદરી નથી? મહાત્મા જોસે, મહાત્મા લોપેઝ અને મહાત્મા કાર્લો—આપણા નગરના દેવળના જ એ ત્રણ માનવંતા પાદરીઓ કયાં ગયા?"

સાંચેઝ બોલ્યો: "એ ત્રણે પવિત્ર મહાત્માઓ પોતપોતાના કામમાં જ પડેલા છે. તેઓ એ પ્રમાણે રોકાએલા છે અને ચોથાની જરૂર છે તે મળતો નથી, એથી જ હું મોટી મુંઝવણમાં આવી પડેલો છું."

માલીક બોલ્યો: "અરે બંધુ સાંચેઝ! પણ હજી તમે તમારી મુંઝવણ તો કહેતા નથી! મધનો એક બીજો પ્યાલો ગટગટાવો અને જરા તેજીમાં આવો!"

"વારૂ ત્યારે, થવા દે! મારા પ્રેમી આતિથ્યકાર! તને અને આ બધી મિત્રમંડળીને આશીર્વાદ આપતાં તે પણ હું ગટગટાવી જઇશ." કોટવાળ બોલ્યો: "અહો! બંધુ ઇવાન! તુંએ ફરીથી પાછો ડચુરામાં આવી પહોંચ્યો છે કે? હું ધારૂં છું કે તું થોડાં અઠવાડીયાં પહેલાં જ અહીં આવ્યો'તો અને તે જ વખતે મારી સ્ત્રીએ તારી પાસેથી પોતાની એક બ્હેન જે પરણવાની હતી તેને માટે કાનની બુટ્ટીની એક જોડી ખરીદી હતી, નહિ વારૂ?"

ફેરીયાએ હસીને કહ્યું: "હા, મીસ્તર સાંચેઝ! પણ તમે જુઓ છો કે ડચુરાના ખાનદાન માણસોનું હેત મારાથી વિસરાતું નથી, એટલે જેમ બને તેમ વધારે વખત હું ડચુરામાં આવું છું."

કોટવાળ મુસાફરખાનાના માલીક તરફ જોઇને મશ્કરીમાં જરા આંખ દાબીને બોલ્યો: "અરે હું સમજ્યો ! ઈવાન કાંઇક લ્હેણું અહીં મૂકી ગયો હશે એટલે ઉઘરાણીએ આવ્યો હશે !"

કોટવાળ તરફની મશ્કરીમાં આનંદપૂર્વક ભાગ લેતાં ઈવાન બોલ્યો: "વારૂ, એમ પણ હોય ખરૂં ! હવે મીસ્તર સાંચેઝ ! તમારી મુંઝવણની વાત તો અમને કહો !"

કોટવાળ બોલ્યો: "હા, ખરેખર, હવે એ મુંઝવણમાંથી કેવી રીતે નીકળવું તેનીએ મને સૂજ પડતી નથી. ખરૂં જોઇએ તો મારે તે સાથે કશા લેવા દેવા નથી; તમે બધા જ મારી વાત સાંભળીને તેનો ન્યાય કરો. તમારા જાણવામાં ન હોય તો સાંભળો,-આવતી કાલે ચાર ગુન્હેગારોને યમધામ પહોંચાડવામાં આવનાર છે, જેમાંના ત્રણ જણને ચૌટામાં દાંડા સાથે બાંધીને જીવતા બાળી મેલવામાં આવનાર છે અને એક જણને ફાંસીને લાકડે લટકાવીને મારી નાંખવામાં આવનાર છે. ગુન્હેગારોને રીતસર શહેરના તુરંગમાં પૂરવામાં આવેલા છે અને મોતની સજાવાળા કેદીઓ માટેના તુરંગના નિયમાનુસાર દરેક કેદીને જૂદી જૂદી કોટડીમાં રાખવામાં આવેલા છે. ત્રણે ધર્મદ્રોહી ગુન્હેગારોના પાપનું વિમોચન કરવા માટે તેમની પાસે ત્રણ પાદરીઓને રાખવા પડે અને તે કામમાં મહાત્મા લોપેઝ, જોસે એને કાર્લો ગુંથાએલા છે. તેઓ તેમની ફરજ મુજબ ગુન્હેગારોની સાથે જ આખી રાત ગાળશે. પરન્તુ કેદી મેડોઝને પણ મોતની સજા ફરમાવવામાં આવી છે અને તેને માટે એ જ કામ સારૂ ચોથા પાદરીની જરૂર છે અને તે ડચુરામાં મળી શકતો નથી. હું નગરની દરેક વીશીમાં અને મુસાફરખાનામાં ફરી વળ્યો છું કે જેથી કોઇ પાદરી મળી આવે."

માલીકે પૂછ્યું: "અને તેમાં તમે નિરાશ થયા છો કે શું ? તો પછી વડા ધર્માધ્યક્ષને વિનતિ કરો કે તેમની સાથેના પાદરીઓમાંનો એકાદ પાદરી એ પવિત્ર કાર્યને માટે આપે અને એ પાદરી ગુન્હેગાર મેડોઝની સાથે તુરંગમાં રાત્રિ ગાળીને યોગ્ય ક્રિયા કરે."

કોટવાળ માથું હલાવતો બોલ્યો: " અરે ભલા માણસ! તું કેવી નિર્માલ્ય વાત કરે છે ? ધાર કે પૂજ્ય મહાત્મા ડોન ઝેવીયરે ફ્રાન્સીસ્કન મઠમાંની મોટી મીજબાનીમાં જવાનું આમંત્રણ સ્વીકાર્યું હોય, અને એ મઠ કાંઇ નહિ તો અહીંથી સારી પેઠે પંદર માઇલ દૂર આવેલો છે; વળી ધાર કે તે નામદારના બધા અનુચરો, પાદ- રીઓ અને નોકર-ચાકરો તેમની સાથે જવાના હોય અને વધારામાં ધાર કે-મહાત્મા જોસે, કાર્લો અને લોપેઝ સિવાયની અહીંના દેવળ સાથે સંબંધ ધરાવતી પ્રત્યેક વ્યક્તિ તેમની સાથે જ જવાની હોય—"

માલીક બોલ્યો: " વારૂ, મિત્ર સાંચેઝ ! જો આવી જ વસ્તુ- સ્થિતિ હોય, તો તમે જે મુશ્કલીમાં આવી પડ્યા છો તેનો ખ્યાલ મને હવે આવે છે. જૂના ગોથીક કાયદાથી હું અજાણ્યો નથી. એ કાયદો એવો છે કે મોતની સજા પામેલા દરેક માણસને એક પાદરીની પવિત્ર સેવાનો લાભ તેના મોતના સમયની પૂર્વે પૂરેપૂરા બાર કલાક સુધી મળવો જોઇએ-"

કોટવાળ વચમાં બોલ્યો: " અને જો એ કાયદા પ્રમાણેની શરત પૂરી કરવામાં ન આવે તો જયાંસુધી એ શરત પૂરી થાય ત્યાંસુધી તેની મોતની સજાનો અમલ મુલ્તવી રાખવો જોઇએ. પરન્તુ પૂજ્ય મહાત્મા ધર્માધ્યક્ષ આવતી કાલે બપોરે તો વેલેડોલીડ ખાતે પાછા ફરવાનો ઇરાદો રાખે છે અને તે વખતે બધીએ સજા- ઓનો અમલ પૂરેપૂરો થઈ ગએલો હોવો જોઈએ. જો કદી એક કેદીના સંબંધમાં પાદરીની સેવા પ્રાપ્ત કરી શકાય નહિ અને તે કારણે તેની સજાનો અમલ કરવાનું મુલ્તવી રાખવું પડે તો તેઓશ્રી બહુ જ ગુસ્સે થાય અને મને ભય લાગે છે કે એ માટેનો બધો દોષ કદાચ મારા માથાપર જ ઢોળી પાડવામાં આવશે. પરન્તુ એવું કોણ ધારી શકે કે ડચુરાના ત્રણ સિવાયના બધા પાદરીઓ બરાબર આ જ વખતે ડચુરામાં હાજર નહિ હોય અને ગામનાં મુસાફર- ખાનાંઓમાં પણ એકે પ્રવાસ કરતો પાદરી આવી ચડશે નહિ ? "

વૃદ્ધ ઇવાને પૂછ્યું: "મીસ્તર સાંચેઝ ! 'અસ્તુરિયન ધ્વ
નામના મુસાફરખાનામાં તમે તપાસ કરી ?"

તેણે જવાબ આપ્યો: "હા, પણ ત્યાંથીએ હું નિરાશ 
છું, પણ તેં એવું કેમ પૂછ્યું વારૂ ?"

ઇવાન બોલ્યો: "આવતી કાલે સ્હવારમાં વહેલાં મારે 
પાદરીની સાથે મુલાકાત થવાની છે. તે કાંઇ ખાસ કામ માટે 
મળવા માંગે છે. સ્હવારે વહેલાં તે મને મળનાર છે, એટલે હું મા
શકું છું કે આજે રાત્રે 'અસ્તુરિયન ધ્વજ'માં તે આવી પહોંચ
જોઇએ, કારણકે તે ત્યાં જ ઉતરવાનો છે."

સાંચેઝ બોલી ઉઠ્યો: "એ તો બહુ જ સારૂં !" 
આનંદદાયી ખબર સાંભળીને સાંચેઝે તેને માટે ભરવામાં આવે
મદ્યનો ત્રીજો પ્યાલો પણ ઉઠાવ્યો.

પરન્તુ મુસાફરખાનાનો માલીક અને બીજા બધા પરોણાએ
ખાસ કરીને બર્થોલ્ડ, જોન અને ઝામોરા–ઈવાનના આવા વિચિ
હીચકારા તથા દ્રોહી વર્તનથી અત્યંત આશ્ચર્ય પામી ગયા હ
જે માણસ થોડીવાર પહેલાં ન્યાય અને મનુષ્યત્વનો પક્ષપાતી દેખ
હતો અને જેણે જોનને તેના જુસ્સાદાર શબ્દોને માટે ભારે ધ
વાદ આપ્યો હતો તે જ માણસે કેદી મેડોઝનું મૃત્યુ વહેલું કરાવન
ખબર તુરંગના ઉપરી અધિકારીને પૂરી પાડી તેથી સૌ કોઇને આશ્ચ
સાથે ઇવાન ઉપર તિરસ્કાર પણ ઉપજ્યો.

તોપણ કોઇ માણસે તે સંબંધે કશી ટીકા કરી નહિ, કાર
કે કોટવાળની હાજરીમાં તેમ કરવું એ જોખમભરેલું હતું. માલ
અને તેના પરોણાઓને સદ્‌ભાગ્યે સાંચેઝ મદ્યનો પ્યાલો ગટગ
વવામાં મશગુલ બની ગએલો હતો એટલે જમવાના મેજની આ
પાસ બેઠેલા સર્વ કોઇના ચહેરા ઉપર જે ભાવ પ્રકટી નીકળ્યો હ
તે તેના જોવામાં આવ્યો નહિ; નહિતો તેના મનમાં વિ
શંકાઓ જન્મ પામી હોત, વિલક્ષણ પ્રશ્નો તેણે પૂછ્યા હોત ચ

થોડી વાર પહેલાં જેમણે સ્વતંત્રતાપૂર્વક પોતાના અભિપ્રાયો દર્શાવ્યા હતા તેઓને માટે ભયાનક સંયોગો ઉપસ્થિત થવા પામ્યા હોત.

ઇવાનના આ વર્ત્તનથી બીજા બધા ઉપર જે અસર થવા પામી હતી, તેની ઇવાનને પોતાને કાંઇ ખબર હોય તેમ જણાયું નહિ, અથવાતો જો તેણે પોતાના શબ્દોથી બીજાઓના ચહેરા ઉપર પ્રકટી નીકળેલો આશ્ચર્ય તથા તિરસ્કારનો ભાવ જોયો જ હોય તો તે સંબંધે તેને કાંઇ દરકાર હોય એવું માલૂમ પડયું નહિ.

જમણી કે ડાબી બાજુએ પોતાની આંખોને પણ ફેરવ્યા સિવાય તે પોતાના પ્યાલામાંથી ધીમે ધીમે મદ્ય પીવા લાગ્યો અને સાંચેઝ પોતાને કાંઇ વધુ પ્રશ્નો પૂછે તેની તે રાહ જોતો હોય એવું દેખાયું.

પોતાનો પ્યાલો ખાલી કરી રહીને કોટવાળ બોલ્યો: "ઇવાન! તેં આ ખબર આપીને મારા પર મોટો ઉપકાર કર્યો છે. પરન્તુ તને ખાત્રી છે કે તારો એ પાદરી મિત્ર આજે મધરાત પહેલાં 'અસ્તુરિયન ધ્વજ'માં આવી પહોંચશે? મેડોઝને કાલે મધ્યાહ્ને ફાંસી દેવામાં આવનાર છે અને પાદરીની સેવા ગુન્હેગારને તેના મૃત્યુ પહેલાં પૂરેપૂરા બાર કલાકસુધી મળવી જોઇએ એવો નિયમ છે, એટલે જરા પણ વખત ખોઇ શકાય તેમ નથી."

ઈવાન બોલ્યો: "એ પ્રમાણે તો બરાબર મધરાતે જ પાદરી મળે તો ચાલી શકે. જો મહાત્મા ફ્રાન્સીસ્કો અત્યારસુધીમાં 'અસ્તુરિયન ધ્વજ'માં આવ્યા ન હોય તો મધરાત પહેલાં તો તે જરૂર આવી જશે એવી મારી ખાત્રી છે."

સાંચેઝ પોતાની બેઠક ઉપરથી ઊભો થતો બોલ્યો: "બંધુ ઇવાન! એક વાર ફરીથી હું તારો આભાર માનું છું. હું હવે ઉતાવળે ત્યાં જ જઉં છું અને મહાત્મા ફ્રાન્સીસ્કોની રાહ જોઉં છું."

આટલા શબ્દો બોલીને કોટવાળ ત્યાંથી ચાલ્યો ગયો અને જે ક્ષણે તે દ્વારમાંથી બહાર નીકળ્યો, તે જ ક્ષણે ઇવાન પોતાની

જગ્યાએથી ઉઠતો માલીક પ્રત્યે બોલ્યો: "સાહેબ ! હું હવે મા ઓરડામાં જઇને સૂઈ રહું છું."

જાણે કે તેનું હૃદય પોતાના આવા કાર્યથી શરમાઇ ગ હોય અને જાણે કે પરોણાઓનો ઠપકો તથા તેમનાં ક્રોધાન્વિત વદનો દેખાવ તેના દિલને દંશ મારી રહ્યો હોય અને તેથી તે ત્યાં ખસી જવાને બહુ આતુર હોય, તેવી રીતે વૃદ્ધ ઇવાન બી મંડળી સાથે એક શબ્દ પણ બોલ્યા સિવાય કે તે તરફ એક દૃ પાત પણ કર્યા સિવાય ઓરડામાંથી ચાલ્યો ગયો.

## પ્રકરણ ૧૨ મું.

### વિધવિધ ઘટનાઓનો પ્રવાહ.

તુરંગનો ઉપરી--કોટવાળ આવ્યા અગાઉ જે જોખમભરેલા પ્રસ વિષે સર્વ પરોણાઓ વાતચીત કરી રહ્યા હતા તે પ્રસંગ સંબ પોતપોતાની લાગણી શબ્દોવડે અથવા મનોભાવદર્શક વદનરેખાઓ વડે બતાવવા માટે અકળામણ અને ભયનો અનુભવ કરતા સ પરોણાઓ એક પછી એક ચૂપાચૂપ વીખરાઇ જવા લાગ્યા.

પરોણાનાં મન ઉપર હવે એવી સામાન્ય છાપ પડવા પા હતી કે એ વૃદ્ધ ઈવાન કાંતો પાકો દંભી હોવો જોઈએ, અથવ તો એક દગાખોર જાસૂસ હોવો જોઇએ. મુસાફરખાનાનો માલ પોતે આ અસાધારણ બનાવ બન્યા પહેલાં એ ફેરીયાની પ્રમાણિ કતા માટે પોતાનો જાન કુરબાન કરવાને તૈયાર થાય, તેણે પણ હ ખેદપૂર્વક પોતાનું માથું હલાવ્યું અને તે કશું બોલ્યો નહિ.

જે વખતે બીજા પરોણાઓ પોતપોતાને સ્થાને જવાને વી રાઇ રહ્યા હતા, તે વખતે બર્થોલ્ડ, જોન અને પીડ્રો ડી ઝામો એ વૃદ્ધ ઈવાનની વર્તણુક સંબંધે ધીમી વાતચીત કરી રહ્યાં હત

જોકે જોનને પણ પહેલાં તો તેના ઉપર ભારે સંશય ઉપજ્યો હતો. પરન્તુ ધીમે ધીમે અને લગભગ અદૃશ્ય રીતે કેવળ જૂદી જ ભાવનાનો ગુપ્ત પ્રવાહ તેના મગજમાં હવે પ્રવેશ કરતો હતો.

આ પ્રમાણે, જે વખતે બર્થોલ્ડ અને ઝામોરા ઇવાનની દગાખોરી સમજીને તેના ઉપર કડક ટીકા કરી રહ્યા હતા, તે વખતે જોન તેમની વાતચીતમાં ભાગ લેતી અટકી ગઇ અને ધીમે ધીમે તેનું વદનમંડળ વધારે ને વધારે વિચારનિમગ્ન બનવા લાગ્યું.

છેવટે બર્થોલ્ડે પૂછ્યું: "પ્રિયે! તું શું વિચાર કરી રહી છે? તને શું બ્હીક લાગે છે કે આપણે બધાં હમણાં જે કાંઇ બોલી ગયાં છીએ તે હદ છોડીને બોલ્યાં છીએ?"

"ના; એ વિષય સંબંધે મને જરા પણ ભય લાગતો નથી." જોન બોલી: "પણ એ વૃદ્ધ ફેરીઆના વર્તનનો હું જેમ જેમ વધારે વિચાર કરૂં છું, તેમ તેમ તેના સંબંધમાં કાંઇ તર્ક કરવા જેવું નથી એવું મને લાગે છે."

આશ્ચર્ય અને ઔત્સુક્યથી જોન તરફ જોઇ રહેતો ઝામોરા બોલ્યો: "તમે એ શું કહેવા માંગો છો, દેવી?" જોકે જોન અને ઝામોરાનો પરસ્પર પરિચય થયાને હજી બે કે ત્રણ કલાક થયા હતા, તોપણ જોનમાં જ્વલંત બુદ્ધિમત્તા, સ્વાભાવિક ચાણાક્ષતા અને ગહન વિચારશીલતા એટલા મોટા પ્રમાણમાં તેણે જોઇ હતી કે જોનના અભિપ્રાયોને ઝામોરા મૂલ્યવાન્ અને અગત્યના ગણવા લાગ્યો હતો.

તેના પ્રશ્નનો જવાબ આપતાં જોન બોલી: "મહાશય ઝામોરા! હું એમ કહેવા માંગું છું કે આપણે અત્યારસુધી જે કાંઇ કલ્પના કરી છે તે કરતાં કાંઇક વધારે તત્ત્વ–આપણા સંશયથી કેવળ જૂદું જ તત્ત્વ એ ફેરીયાના વર્તનમાં સમાઇ રહેલું હોય એવું મારા મનમાં આવવા લાગ્યું છે."

જોનના કથનનો હેતુ સમજતાં બર્થોલ્ડ બોલ્યો: "એ પણ સંભવિત છે!"

ફેરીયાના સંબંધમાં જોને દર્શાવેલા અભિપ્રાયથી ઝામોરાનો કલ્પનાપ્રવાહ પણ એકાએક બદલાઇ ગયો અને જોનના શબ્દોની અસરથી તે પ્રવાહ કેવળ જૂદી જ દિશાએ વહન કરવા લાગ્યો. તે તુરત જ બોલ્યો: " નહિ, તે જ વાત લગભગ નક્કી સમજવી જોઇએ; પરન્તુ દેવી! તેનો શો ઇરાદો હશે તે સંબંધી તમે કાંઇ કલ્પના કરી શકો છો?"

જોને જવાબ આપ્યો: " તે સંબંધી અનુમાન કરવાને હું કેવળ અશક્ત છું; પરન્તુ તેના વર્તન સંબંધી હું જેમ જેમ વધુ વિચાર કરૂં છું-તેના શબ્દો, તેના દૃષ્ટિપાતો અને સાંજે તેણે ચલાવેલી રીતભાત એ બધા ઉપર હું જેમ જેમ વિશેષ ધ્યાન આપું છું-અને તેના સંબંધે મુસાફરખાનાના માલીકે ધીમે ધીમે બોલીને મને જે વૃત્તાંત કહ્યો છે તે મુજબ આ પ્રાંતના લોકોમાં તે જે સામાન્ય વિખ્યાતિ ધરાવે છે તે વિષે હું જેમ જેમ વધારે વિચારૂં છું-તેમ તેમ મારી વધારે ખાત્રી થતી જાય છે કે સાંચેઝની સાથે તેણે ચલાવેલા વર્તન સંબંધે આપણે ઉતાવળે અભિપ્રાય બાંધી લેવો જોઇતો નથી."

બર્થોલ્ડ બોલ્યો: "તો પછી આપણે તે કામમાં ઉતાવળ નહિ કરીએ."

ઝામોરા બોલ્યો: "નહિ જ-એ વૃદ્ધ ફેરીયા સંબંધે આપણે છેવટનો અભિપ્રાય બાંધીએ તે પહેલાં શી શી ઘટનાઓ બને છે તે જોવાને આપણે થોભીશું." થોડી વાર અટકીને તે આગળ બોલ્યો: "અને દેવિ! તમારા પહેલાંના શબ્દોએ મારા હૃદયમાં અપૂર્વ સ્વદેશાભિમાનની ઉચ્ચ વૃત્તિ પ્રેરી હતી; અને હવે તમે મને એક બીજો ઉમદા પાઠ એવો શીખવ્યો છે કે પ્રથમ દૃષ્ટિપાત ઉપરથી મનુષ્યનાં કાર્યોનો ન્યાય તોળવામાં હમેશાં ઉદાર વૃત્તિ અને ક્ષમાશીલતા ધારણ કરવી. મહાશય એલરમેન!" બર્થોલ્ડે પોતાનું જે નામ ઝામોરાને જણાવ્યું હતું તે ઉચ્ચારીને તેને સંબોધતાં ઝામોરા

'દ સ્મિત કરીને તેની તરફ જોતો બોલ્યો: " એક મોહક અને લાવણ્ય-
ી કુમારિકાના પ્રેમપાશમાં જો હું ન બંધાઈ ગયો હોત, તો
મારાં પ્રશંસનીય પત્નીનો હું જરૂર પૂજારી બનત."

**બર્થોલ્ડે** પોતાની પ્રિયતમાને મળેલા ધન્યવાદથી સ્મિત કર્યું;
ન્તુ પોતે **બર્થોલ્ડની** પ્રિયતમા હતી–પત્ની નહોતી છતાં **ઝામો-**
એ પોતાને **બર્થોલ્ડની** પત્ની જેવું પુણ્ય નામ આપ્યું **તેથી જોન**
તમાં કાંઇક ગુંચવાતી શરમાઇ ગઇ; તેના સુંદર વદન ઉપર શા
રણે લજ્જાની સુરખી તરી આવી તે સંબધે **ઝામોરાને** કશો
શય આવ્યો નહિ; તેણે એમ માન્યું કે પોતે હમણાં **જોનની** જે
શંસા કરી હતી તેથી તે સ્ત્રીસ્વભાવ મુજબ શરમાઇ ગઇ હોવી જોઇએ.

આ વખતે મુસાફરખાનાનો માલીક બોલ્યો: " મિત્રો! હવે
જા સઘળા પરોણાઓ પોતપોતાના ઓરડામાં ગયા છે અને તમારા
ારડાઓ પણ તૈયાર છે." **ઝામોરાને** સંબોધીને તે બોલ્યો:
ચાલો સાહેબ! આપ મારી સાથે પધારો, હું આપને આપનો
ારડો બતાવી દઉં; અને મારી સ્ત્રી આ વિદ્યાર્થી યુવક તથા તેમનાં
ત્નીને તેમનો ઓરડો બતાવી દેશે."

યુવાન્ અને સુંદર **ઝામોરા બર્થોલ્ડ** તથા **જોનને** નમન કરીને
સાફરખાનાના માલીક સાથે મેડા ઉપર ચડયો, અને માલીકના
વા જ સારા સ્વભાવની તથા ખાનદાન દેખાવની તેની સ્ત્રી ત્યાં
ડી વારમાં **બર્થોલ્ડ** અને **જોનની** સેવામાં આવી હાજર થઇ.

પોતાના હાથમાં દીવો પકડીને તે સ્ત્રી સાંકડી અને વાંકી-
ૂકી સીઢીપર આગળ ચાલી. સીઢીને ઉપરને છેડે જમણી અને ડાબી
જુએ બે રસ્તા હતા જે આખા મુસાફરખાનામાં જતા હતા.

આ ચાલીપર બન્ને બાજુએ સૂવાના ઓરડાઓ આવેલા
તા. બે લોખંડના દીવા છત સાથે ભેરવીને ટાંગેલા હતા તે ચોપાસ
ખો પ્રકાશ ફેલાવી રહેલા હતા.

માલીકની સ્ત્રી એ ચાલી ઓળંગતી ઠેઠ છેડાસુધી ગઇ, જ્યાં

બર્થોલ્ડ તથા જોન માટેનો ઓરડો આવી રહેલો હતો. તેની સાથે તેઓ પોતાના ઓરડામાં પેસવા જતાં હતાં, એટલામાં તે ઓરડાની સામેના જ ઓરડાનું દ્વાર બહુ સંભાળપૂર્વક ઉઘાડવામાં આવતું હોવાથી તે તરફ તેઓનું ધ્યાન આકર્ષાયું.

દ્વારના મીજાગરાનો ઘર્ષણધ્વનિ તેમના કાન સાથે અથડાયો, એટલે તેઓએ એકાએક પાછું વાળીને જોયું. ઓરડાની અંદર બળતા દીવાના પ્રકાશથી તેમણે એ અર્ધ ઉઘડેલા દ્વારમાં વૃદ્ધ ફેરીયા ઈવાનનો ચહેરો જોયો.

આ પ્રમાણે તેઓએ જોએલું દૃશ્ય માત્ર એક જ ક્ષણ રહ્યું, કારણકે તુરત જ ઈવાનનો ચહેરો અદૃશ્ય થઇ ગયો અને તત્ક્ષણ દ્વાર બંધ થઇ ગયું. પરન્તુ તેમણે જોએલા દૃશ્ય ઉપરથી તેઓની એટલી તો ખાત્રી થઇ ચૂકી હતી કે તેઓએ ખરેખર ઈવાનને જ જોયો હતો.

'આનો અર્થ શો?' એવું સૂચવતાં બર્થોલ્ડ તથા જોને એક બીજાની સામું જોયું, પરન્તુ મુખમાંથી તેમણે એકકે શબ્દ ઉચ્ચાર્યો નહિ. બર્થોલ્ડ અને જોન માલીકની સ્ત્રીની સાથે સાથે જ પોતાના ઓરડામાં ઉતાવળે પેઠાં.

સ્ત્રીએ દીવો મેજ ઉપર મૂક્યો, પરોણાઓની રજા માંગી અને પછી તે ઓરડામાંથી બહાર નીકળીને દ્વાર બંધ કરતી ચાલી ગઇ.

પોતે એકલાં પડ્યાં કે તુરત જ બર્થોલ્ડે કહ્યું: "સામેના ઓરડામાંથી ફેરીયાને આપણી તરફ જોતો તેં જોયો કે?"

જોને જવાબ આપ્યો: "એ વાળનાં ગુંછળાંવાળો અને ચળકતી આંખવાળો ચહેરો ભૂલી જવાય તેવો નથી."

આ નાના સરખા બનાવથી બર્થોલ્ડના મનમાં જરા અકળામણ થવા લાગી હતી. એ અકળામણ નહિ દબાવી શકવાથી બર્થોલ્ડે પૂછ્યું: "પણ શું તું એવું ધારે છે કે પોતાની સામેના ઓરડામાં ક્યા ઉતારૂઓ આવ્યા છે એ જાણવાના કુતૂહળથી જ તેણે ડોકીઉં કર્યું હતું?"

જોને એક મોહક સ્મિત ફરકાવતાં પૂછ્યું: “એ વૃદ્ધ પુરૂષ
'બંધે ઉતાવળે અભિપ્રાય બાંધી નહિ લેવાનો આપણે શું નિશ્ચય
ર્યો નથી? એકંદરે, આ ઠામ ઠામ ભટકતો ફેરીઓ, આપણે
ાંજે બોલેલા થોડા હિંમતભર્યા શબ્દો અન્ય કોઇને કહી દેવા
પરાંત, આપણને બીજું શું નુકસાન કરી નાંખવાનો હતો?”

બર્થોલ્ડ જવાબ આપવા જતો હતો, એવામાં દ્વાર ધીમેથી
ઘડયું અને ફેરીઓ ઇવાન ઓરડામાં દાખલ થયો. તેના હાથમાં
ગભગ એક ચોરસ ફૂટની 'રોઝવુડ'ના સુગંધી લાલ લાકડાની પેટી હતી.

બર્થોલ્ડ ક્ષણભર વહેમથી તેની તરફ જોઈ રહ્યો; પરન્તુ જોને
ા વૃદ્ધ પુરૂષ પ્રતિ આવકારદાયક અને ઉત્તેજનસૂચક દૃષ્ટિપાત કર્યો.
ોન પોતાના વિશ્વાસુ અને ઉદાર સ્વભાવ મુજબ એવું માનતી
થા આશા રાખતી હતી કે સાંજે જમવાના મેજ આગળ ઇવાને
ે વર્તણુક ચલાવી હતી તેથી ઉત્પન્ન થએલો સંશય ધોઇ નાંખવાને
ે તે આવ્યો હોવો જોઇએ.

ઇવાન જોન તરફ ક્ષણભર જોઇ રહીને એકદમ બોલ્યો:
'બાઇ! હું સમજું છું કે તમે મને તદ્દન અવિશ્વાસની દૃષ્ટિથી
ોતાં નથી, નહિ વારૂ?” એકદમ બર્થોલ્ડ તરફ નજર ફેરવીને તે
ાગળ બોલ્યો: “અને મહાશય! તમારા ખાનગી ઓરડામાં એક-
ામ આવવા માટે મને ક્ષમા કરજો--પણ તમારો ઓરડો કયો છે
ા જોઇ લેવાને હું તપાસ રાખી રહ્યો હતો, કારણકે તમારી સાથે
ોડી વાતચીત કરવાની મારી ઇચ્છા હતી.”

બર્થોલ્ડ બોલ્યો: “એમાં ક્ષમા માંગવાની કશી જરૂર નથી; જો-”

બર્થોલ્ડના શબ્દો પકડી લેતાં ઇવાન બોલ્યો: “હા, જો—
ું તમને એવી ખાત્રી આપવા આવ્યો હોઉં કે હું તમોને જણાયો
ોઉં તેવો દંભી માણસ નથી કે દેશદ્રોહી પણ નથી.” ઇવાને એ
ાબ્દો અંતઃકરણપૂર્વકની નિર્દોષતાથી અથવાતો એવા નીચ કાર્યને
ધિક્કારનાર મનુષ્યના જેવા અભિમાનથી ઉચ્ચાર્યા.

જોન બોલી: "અમે ક્યારનાંએ એવો નિર્ણય કરી ચૂક્યાં છીએ કે તમારા સંબંધે ઉતાવળે કશોએ અભિપ્રાય બાંધી લેવો નહિ, અને તે નિર્ણયમાં મહાશય ઝામોરા જે મેજપર અમારી પાસે જ બેઠેલો યુવાન્ ગૃહસ્થ હતો તે પણ એકમત થયો છે."

ઇવાન બોલ્યો: "તમારા આ કથનથી મારા હૃદયમાં સાચે-સાચો આનંદ થાય છે, કારણકે આજે સાંજે જમવાના મેજ આગળ હાજર રહેલા પરોણામાંના તમો ત્રણ જણ-બાઇ! એક તમે, બીજા તમારા પતિ અને ત્રીજા તમારા યુવાન્ મિત્ર-તેઓ પ્રત્યે જ મારા મનમાં કાંઇક માનબુદ્ધિ ઉત્પન્ન થઇ હતી; તેથી કરીને મારા માટે તમારો સારો અભિપ્રાય જો ન બંધાયો હોત તો મને ખરેખર દુઃખ થયું હોત, કારણ-કે તમારાં અંતઃકરણો ઉચ્ચ વિચારોથી ભરાઇ ગએલાં છે એ હું સમજું છું. પરન્તુ બીજાઓનો ઉત્સાહ તો કેવળ ક્ષણિક હતો અને એ ઉત્સાહમાં કશું ઉપયોગી કે પ્રશંસનીય તત્ત્વ નહોતું; તે-ઓની ભલી લાગણીઓ હમેશાં સ્વાર્થના વિચારો અને લાભ મેળ-વવાના લોભથી હેઠળ જ દબાઇ-કચરાઇ જાય છે; તેવાઓનો અભિ-પ્રાય મારા સંબંધે ક્ષણભર સારો બંધાયો હોય કે ખરાબ બંધાયો હોય તોપણ હું તે અભિપ્રાયની જરાએ પરવા કરૂં એમ શું તમે માનો છો? એકંદરે, તેઓ મારા પ્રત્યેના સંશયયુક્ત વિચારો બાંધવામાં છેતરાય નહિ તેમ કરવાને મને કાંઇ ખાસ ઉતાવળ જેવું હતું જ નહિ, એટલે તેઓને છોડી દઇને મારા માટેના માત્ર તમારા અભિપ્રાયમાં હું યથાસ્થિત જણાઉં તેટલા હેતુથી હું ઉતાવળે તમારી પાસે આવ્યો છું. આવતી કાલેજ પુનઃ તેઓ મારે માટે સારો અભિપ્રાય બાંધશે અને વૃદ્ધ ઇવાન પ્રત્યે એક ક્ષણ પણ અવિશ્વાસ ધરાવ્યો તે માટે પોતાની જાત ઉપર જ તેમને ગુસ્સો આવશે! પરન્તુ તમારાં મન ઉપર મારાં કાર્યોથી જે કાંઈ ખરાબ છાપ પડી ગઇ હોય તે દૂર કર્યા સિવાય હું રાત ગાળી શકું તેમ નથી."

જોને પૂછ્યું: "તો પછી સાંચેઝની સાથેના તમારા વર્તનમાં

શો હેતુ સમાએલો હતો? અને દુર્ભાગી મેડોઝના અંતસમયની ધાર્મિક ક્રિયા કરવા માટે તેને પાદરી મેળવી આપવામાં તમે મદદ શામાટે કરી?"

ઇવાને જવાબ આપ્યો: "મહાત્મા ફ્રાન્સીસ્કો મારો જીગજાન દોસ્ત છે, અને તે મારી સૂચના પ્રમાણે જ બરાબર કામ કરશે. કહો, હવે તમે મારો હેતુ સમજી શકો છો?"

જોન બોલી: "હા, એ રીતે મેડોઝનો જીવ બચશે. કેટલીક વારથી મને એવો જ સંશય આવ્યા કરતો હતો કે તમારો હેતુ આવો જ હશે." આવેશયુક્ત તથા ઉત્સાહદર્શક સ્વરે અને પૂજ્યવૃત્તિ તથા પ્રશંસાસૂચક વદને જોન બોલી ઉઠી: "અહો! ઉચ્ચ વૃત્તિના વૃદ્ધ વીર! એક ક્ષણ પણ તમારા પ્રત્યે અવિશ્વાસ ધરાવવા માટે અમને ક્ષમા કરો–"

ઇવાનનો હાથ પોતાના હાથમાં લઇને તેને સ્નેહપૂર્વક દાબતાં બર્થોલ્ડ બોલ્યો: "હા, અમને ક્ષમા કરો અને તમારા માનુષ્ય તથા ઉમદા સાહસમાં અમે જે કાંઇ મદદ કરી શકીએ તેવું તમને જણાતું હોય તો તે પણ કહો."

વૃદ્ધ ઇવાને જવાબ આપ્યો: "મારા બંધુજનો! તમે તો બહુએ કરી શકો તેમ છો. તમારી મદદ વિના હું મારૂં કાર્ય પાર પાડી શકું તેમ જ નથી. પણ હવે તમારી પાસે ખુલાસો કરવા માટે બહુ વખત રહ્યો નથી. મધરાતનો સમય નજીક આવતો જાય છે અને હવે 'અસ્તુરિયન ધ્વજ' માં મારે ગુપચુપ જઇ પહોંચવું જોઇએ કે જેથી મહાત્મા ફ્રાન્સીસ્કો સાંચેઝની સાથે તુરંગમાં જાય તે પહેલાં હું તેને ખાનગી રીતે મળી શકું."

જોન બોલી: "ત્યારે અમે તમને શી મદદ કરી શકીએ તેમ છીએ? કહો, જે કાંઇ સૂચનાઓ આપવી હોય તે આપો; તમારા કાર્યની બધી વિગતોનો ખુલાસો અમોને જોઇતો નથી."

ઈવાને જવાબ આપ્યો: "મારી ઇચ્છાઓ તમને જણાવવા માટે માત્ર થોડા કથનની જ જરૂર છે. સૌથી પહેલાં, તમારે આ

પેટી સંભાળી લેવાની છેઃ તેમાં ઝવેરાતની ચીજો છે અને મારા વેપારનો કિંમતીમાં કિંમતી માલ તે છે. જે સાહસ હું કરવાના નિશ્ચય પર આવ્યો છું તે સાહસ કર્યા પછી આ મુસાફરખાનામાં હું પાછો આવું એવા સંજોગો રહેવા પામશે નહિ, એટલે આ માલની સલામતીની ગોઠવણ કરવાની ખાસ જરૂર છે, કારણકે અત્યારે હું તે સાથે લઇ જઇ શકું તેમ નથી.”

બર્થોલ્ડે કહ્યું: “બંધુ ! અમારી પાસે તે ચીજો સુરક્ષિત રહેશે, પરન્તુ ફરી પાછાં આપણે ક્યાં મળીશું ? ”

ઈવાને પૂછ્યું: “તમે કઇ બાજુએ પ્રવાસ કરો છો ?”

“ દક્ષિણ તરફ-માડ્રીડ તરફ. ” જવાબ મળ્યો.

ઇવાને પૂછ્યું: “અને તમે ખરેખર સ્હવારમાં જ તમારો પ્રવાસ પુનઃ ચાલુ કરવા ધારો છો ? વારૂ, આવતી કાલે તમે પ્રવાસ કરશો, તો સાંજે તમે બાયટ્રાગો નામના નાના શહેર ખાતે પહોંચશો. ત્યાં “ મૂરીશ વિજેતા” નામના મુસાફરખાનામાં જ તમે રાતવાસો કરવાને ઉતરશો તો ઠીક થઇ પડશે. એ મુસાફરખાનાનું નામ મારા કાનને અપ્રિય લાગે છે ખરૂં, પરન્તુ મુસાફરખાનું તો સારૂં છે. બાયટ્રાગો એ અબ્દુલ રહેમાનના રાજ્યની સરહદનું શહેર છે; તેથી કરીને અસ્તુરિયન મુલકની હદ ઓળંગીને એક પ્રવાસી આગળ વધે છે એટલે તેની દૃષ્ટિએ જે વસ્તુ પહેલી પડે છે તે મુસાફરખાનાના મોખરામાં ઝુલતું તેના નામ “ મૂરીશ વિજેતા ” નું પાટીયું જ છે, જાણે કે એ નામ મુસલમાન આક્રમણકારો તરફથી ખ્રિસ્તીઓને મારવામાં આવતા મ્હેણારૂપ અથવાતો તુચ્છકારરૂપ જ ન હોય ! ” એ શબ્દો બોલતાં ઈવાનના સ્વરમાં અતિ તીવ્રતા આવી ગઈ હતી. તે આગળ બોલ્યોઃ “ તોપણ હું કહું છું તે જ મુસાફરખાનામાં તમે ઉતરશો તો ત્યાં તમને ઠીક પડશે. તે મુસાફરખાનું છોડીને પણ તમે આગળ વધો તે પહેલાં જો હું તમને ત્યાં ન મળી શકું, તો તમે મારી પેટી એ મુસાફરખાનાના માલીકને જ સોંપજો. તે તેને સુરક્ષિત રાખશે.”

ઈવાનના હાથમાંથી પેટી લેતાં બર્થોલ્ડ બોલ્યો: "તમારી સૂચનાઓ પ્રમાણે જ અમે વર્તીશું. અને હવે, આ મુસાફરખાનામાંથી ગુપચુપ નીકળી જવાનો શો ઉપાય લેવા તમે ધારો છો? હું ધારૂં છું કે તમને આ બધાં કાર્યો પૂરતી ગુપ્તતા તથા સાવધાનતાથી કર્યા વિના ચાલવાનું નથી એટલે તમારે અહીંથી પણ ગુપ્ત રીતે જ જવું જોઇશે."

ઈવાને જવાબ આપ્યો: "બરાબર છે, તમે કહો છો તેમજ કરવું જોઇશે. મારે જે ભાડું તથા ખાધાખર્ચ મુસાફરખાનાના માલીકને આપવાનું છે તે કરતાં વધારે રકમ મેં મારા સુવાના ઓરડામાં મેજ ઉપર મૂકી છે. હવે મારૂં ખચ્ચર બાકી રહ્યું તેને છોડી લેવાનું કામ તો સહેલું છે, કારણકે આ મુસાફરખાનાનો જાનવર બાંધવાનો તબેલો આ મકાનને બીજે છેડે આવેલો છે—પાછળ આવેલો નથી અને તેનું બારણું શેરીમાં પડે છે."

બર્થોલ્ડે કહ્યું: "પણ બારણું બંધ થયું હશે."

ઈવાને જવાબ આપ્યો: "હું તેને અંદરથી તોડીને ઉઘાડીશ."

બર્થોલ્ડ આશ્ચર્યપૂર્વક બોલી ઉઠચો: "અંદરથી?!"

"હા; આમ જુઓ." એમ કહેતાં ઈવાને જરા પણ અવાજ કર્યા વિના એ ઓરડાની એક બારી ઉઘાડી.

જોન અને બર્થોલ્ડે બારીમાંથી બહાર ડોકું કાઢ્યું. ચંદ્રના પ્રકાશમાં તેઓએ જોયું કે બારીની બરાબર નીચે ઢાળ પડતું છાપરૂં—એકઢાળીયું હતું અને છાપરાની મધ્યમાં વાબારીયું હતું.

ઈવાને ધીમે સ્વરે કહ્યું: "આ જાનવરો બાંધવાનો તબેલો છે. હવે, મિત્રો! હું જઉં છું; હાલ તુરતને માટે તો સલામ! કાલે સાંજે જો આપણે બાયટ્રાગો ખાતે ન મળીએ, તોપણ આપણે વહેલાં-મોડાં એક બીજાને પુનઃ જરૂર મળીશું. ત્યાંસુધીને માટે સલામ!"

પછી ઇવાન ઓરડાની બારીમાંથી બહાર નીકળ્યો અને તબેલાની પરશાળના છાપરાપર ઉતર્યો. છાપરાપરના વાબારીયાનું

ઢાંકણું તેણે સત્વર ઉઘાડ્યું તથા તે દ્વારા તે તબેલાની અંદર કૂદી પડ્યો અને પોતાની પાછળ વાબારીયાનું ઢાંકણું પાછું બંધ કરતો ગયો. એ બધુંએ કાર્ય તેણે જરા પણ અવાજ થવા દીધા વિના પાર પાડ્યું અને તે કાર્યમાં તેણે એવી તો ચપળતા બતાવી કે વૃદ્ધાવસ્થાએ તેનાં અવયવોને જરા પણ શિથિલ થવા દીધાં નહોતાં અને તેનું શરીરબળ જરા પણ ઓછું થયું નહોતું એમ જ કહી શકાય.

ઈવાનને બર્થોલ્ડ તથા જોને તેના ખચ્ચર સાથે તબેલાના બારણામાંથી બહાર નીકળતો જોયો, ત્યાંસુધી તેઓ એ બારી પાસે જ ઊભાં રહ્યાં. જ્યારે તેઓની ખાત્રી થઇ કે ઈવાન સહી-સલામત રીતે બહાર નીકળી ગયો છે, ત્યારે તેઓએ બારી બંધ કરી અને પછી તેઓ સૂવાની તૈયારી કરવા લાગ્યાં.

પરન્તુ થોડી જ વારમાં મુસાફરખાનાની પાસે ઘોડાઓના દાબડાના જોરદાર અવાજ થતા સાંભળીને તેઓ ચોંકી ઉઠ્યાં. પછી મુસાફરખાનાના મુખ્ય દ્વારનો જોરથી ખખડાટ થવા લાગ્યો. કદાચ વૃદ્ધ ઇવાનને કાંઇ થયું હશે, અથવાતો ચોકીદારોએ તેને પકડ્યો હશે એવી આશંકાથી બર્થોલ્ડ અને તેની પ્રિયતમાએ પુનઃ બારી ઉઘાડી અને તેઓ સાંભળવા લાગ્યાં.

અગાઉ કહી જવામાં આવ્યું છે કે તેઓનો ઓરડો એ મુસાફરખાનાને છેડે આવેલો હતો; અને વાચકના સમજવામાં એટલું પણ આવી ચૂક્યું હશે કે એ બારી એક બાજુની દિવાલમાં આવેલી હતી, પરન્તુ મોખરાના ભાગમાં નહોતી; એટલે એ બારી તબેલામાં પડતી હતી પરન્તુ જાહેર રસ્તામાં પડતી નહોતી. આથી બહાર જે કાંઇ બોલાતું હતું તે તેઓ સાંભળી શકતાં હતાં, પરન્તુ એ બોલનાર વ્યક્તિઓને તેઓ જોઈ શકતાં નહોતાં.

" આટલી મોડી રાત્રે આટલા જોરથી કોણ બારણું ખખડાવે છે, જાણે કે બાપનું જ ઘર ન હોય ? " મુસાફરખાનાની અંદરથી કોઇએ પૂછ્યું. બર્થોલ્ડ અને જોને એ સ્વર ઓળખ્યો. સ્વર મુસા-

ફરખાનાના માલીકનો જ હતો. વિશેષમાં, અવાજ ઉપરથી તેઓ એટલું પણ કળી શક્યાં કે તે ઉપરના માળની એક બારીમાંથી બોલી રહ્યો હતો. તેણે પૂછ્યું: "અરે, કોણ છે એ?"

સામા માણસે જવાબ આપ્યો: "વાહ! બર્ગોસના ભોમીયા અને દુભાષિયા પાકોને–આ તારા મિત્રને પણ તું ભૂલી ગયો કે?" કોઇ નવા આવી પહોંચેલા પ્રવાસીઓમાંના એકનો એ સ્વર હતો.

"ઓહો! મિત્ર પાકો!–તું જ છે કે?" માલીક બોલી ઉઠ્યો. એક ક્ષણ પહેલાં તેનો સ્વર જેટલો તોછડો અને નિરાદર દર્શાવનારો હતો, તેટલો જ હવે તે હૃદયપૂર્વકનો અને માયાળુ બન્યો હતો. તે આગળ બોલ્યો: "પણ આ તારી મોટી ટોપી તારા ચહેરાને એટલો બધો ઢાંકી દે છે કે ચંદ્રના નિર્મળ પ્રકાશમાંએ તારો ચહેરો હું જોઇ શકતો નથી. તારી સાથે બીજું કોણ છે?"

પાકોએ જવાબ આપ્યો: "તે એક પરદેશી ગૃહસ્થ છે અને તેની જ નોકરી અત્યારે હું બજાવી રહ્યો છું–એટલે કે હું જ તેનો ભોમીયો છું, હું જ તેનો દુભાષિયો છું અને હું જ તેનો સહપ્રવાસી-સોબતી છું. તે વળી એક વિચિત્ર માણસ છે–હું ખરૂં કહું છું, તે બહુ જ ચીડીયો, સખ્ત સ્વભાવનો અને વહેમી માણસ છે અને વિશેષમાં સ્પેનિશ ભાષાનો એક અક્ષર પણ સમજતો નથી. પણ હવે તું નીચે આવ અને ઉતાવળે બારણું ઉઘાડ: તે બહુ જ અધીરો બની ગયો છે અને ક્યારનોએ ગણગણાટ કરતો ગુસ્સો બતાવી રહ્યો છે."

માલીક બોલ્યો: "મિત્ર પાકો! મારે ત્યાં બિલકુલ જગ્યા નથી. મારૂં આખું મુસાફરખાનું એકથી બીજા છેડાસુધી ભરાઇ ગયું છે. અત્યારે તો 'અસ્તુરિયન ધ્વજ' માં ગયા વિના તારો છૂટકો નથી—"

"વારૂ, જો એમ હશે તો અમે જઇશું જ." પાકો ધીમા અને વધારે સાવધાનીભર્યા સ્વરે બોલ્યો, તોપણ બર્થોલ્ડ અને જોનના સાંભળવામાં તેના શબ્દો આવ્યા સિવાય રહ્યા નહિ: "પણ

મારા એક સવાલનો જવાબ તું આપ. મારો સવાલ એ છે કે જર્મનીના બંધુમંડળના વિદ્યાર્થી જેવા પહેરવેશમાં સજ્જ થએલો એક પ્રવાસી યુવક અને તેની સાથે એક સુંદર, ઉંચી અને લાવણ્ય-વતી રમણી, તેઓ આ રસ્તે થઇને પસાર થયાં છે ?"

"ચૂપ ! પાકો !" માલીક બોલ્યો: "તેઓ તો અત્યારે મારા જ મુસાફરખાનામાં ઉતરેલાં છે. પણ તેઓએ શું કર્યું છે? તેઓ કોણ છે ?"

પાકોએ જવાબ આપ્યો: "ભાઇ! હું તે સંબંધે કશું જાણતો નથી અને ખરૂં કહું તો મેં પોતે તો એ યુગલને કદી પણ જોયું નથી. પરન્તુ મારો આ જર્મન શેઠ ઠેઠ બેયેન્સથી અહીંસુધી તેમની પૂઠ પકડીને આવ્યો છે અને સ્પેનમાં પોતાને એક દુભાષિયા વિના ચાલે તેમ નહિ જણાયાથી તેણે બર્ગોસ ખાતેથી મને પોતાની નોકરીમાં રાખ્યો છે. એ વિદ્યાર્થી યુવક અને તેની સાથેની સ્ત્રીનું જે વર્ણન તેણે મને આપ્યું છે તે ઉપરથી હું એટલું તો નક્કી કરી શક્યો છું કે એ જોડું પરમ દિવસે રાત્રે બર્ગોસ ખાતે રોકાયું હતું અને ત્યાં જ રાતવાસો કરીને રહ્યું હતું. પણ રહે, હું મારા જર્મન શેઠ ઇંગલહેમને ખબર આપી દઉં કે નાસી છૂટેલું જોડું તારા મુસાફરખાનામાં સલામત રીતે રહેલું છે."

પછી બે જણા વચ્ચે ધીમે સ્વરે પણ ઉતાવળથી કાંઇ સંવાદ થઇ રહ્યો હોય એ પ્રકારનો અસ્પષ્ટ અવાજ અને ગણગણાટ સંભળાવા લાગ્યો.

બર્થોલ્ડ અને જોને ગભરાએલી મુખમુદ્રા સમેત એકબીજાની સામે જોયું; પરન્તુ જોનને માયાવી મસ્તકનાં વચનો સાંભરી આવ્યાં કે એક અદૃસ્ય શક્તિ પોતાનું રક્ષણ કરશે તથા છેવટે પોતાને શિરે આવી પડેલી બધી આપત્તોમાંથી તે મુક્ત થશે, તેથી તેનામાં પૂરતી હિંમત આવી; પછી નજીક આવી પહોંચેલી આપત્તિના ભયને પહોંચી વળવાને તેણે ધીમા-આતુર સ્વરે બર્થોલ્ડને કહ્યું: "બર્થોલ્ડ !

મારા પ્રિયતમ! અહીંથી આપણે જરા પણ વિલંબ કર્યા સિવાય હવે નાસી છૂટવું જોઇએ!"

બર્થોલ્ડે ચિંતાતુર વદને પૂછ્યું: "પણ કેવી રીતે?"

"વૃદ્ધ ઈવાને આપણને રીત તો બતાવી આપી છે." જોને તુરત જ જવાબ આપ્યો. "અને હવે સાંભળ! પેલો બોમીયો પાકો મુસાફરખાનાના માલીકને ફરીથી કાંઇ કહે છે."

અત્યંત ચિંતાતુરતાથી બર્થોલ્ડ તથા જોને એક વાર ફરીથી સાંભળવા માંડયું. જ્યારે તેઓ એ ખુલ્લી બારી પાસે એક બીજાને અડીને ઊભાં રહ્યાં ત્યારે બર્થોલ્ડે પોતાની સુંદર પ્રિયતમાને ગળે પોતાનો હાથ વીંટાળ્યો, જાણે કે પેલો ઇર્ષ્યાળુ અને વૈરવૃત્તિવાળો હરીફ પોતાની પાસેથી પોતાની પ્રિયતમાને ઝુંટવી લઇ જવા માંગતો ન હોય અને પોતે તેનું રક્ષણ કરવા માંગતો ન હોય? !

મુસાફરખાનાના માલીકને સંબોધીને સંભાળભરી રીતે પાકોએ એક વાર ફરીથી કહ્યું: "છેવટે પંખીડાં પકડાયાં છે એવું જાણીને મારો શેઠ ઈંગિલહેમ બહુ ખુશ થયો છે અને જો તું સ્હવારસુધી તેમને બરાબર પિંજરામાં ગોંધાએલાં જ રાખીશ તો તારી એ મહેનતનો બદલો આપવાનું તે વચન આપે છે. સ્હવારમાં જ તે યોગ્ય અધિકારીઓ પાસે જઇને પોતાની ફરીયાદ નોંધાવશે અને તેમને પકડાવી દેશે."

માલીકે કહ્યું: "પણ ભાઇ પાકો! તેમણે જે કાંઇ ગુન્હો કરેલો હોય તે ગુન્હો જો તેમણે મેયેન્સમાં એટલે કે જર્મનીમાં કરેલો હોય, તો તે માટે તેઓને સ્પેનમાં કેવી રીતે પકડી શકાશે કે અટકાવી પણ શકાશે?"

પાકોએ જવાબ આપ્યો: "તેની મને કશી ખબર નથી; એ કામ મારા જર્મન શેઠને કરવાનું છે; પરન્તુ એમ જણાય છે કે તેમણે કરેલો ગુન્હો ઘણો ગંભીર છે એટલે અસ્તુરિયન અધિકારીઓ તે નાસી છૂટેલા જોડકાને કેદમાં પૂરશે તે સંબંધે કશી શંકા નથી.

એકંદરે મારો જર્મન શેઠ પૈસા સારી પેઠે ખર્ચે છે અને રહેવા-રમાં તેમને પકડવાને સિપાઈઓ આવે ત્યાંસુધી તેમને બરાબર ગોંધી રાખવા માટે તને સારૂં ઇનામ મળશે એ નક્કી છે. હવે અમે જઈએ છીએ, કારણકે 'અસ્તુરિયન ધ્વજ'માં અમારે જવું પડે તેમ છે, એટલે અત્યારને માટે હવે સલામ, પ્રિય ભાઇ!"

"સલામ, પાકો!" જવાબ મળ્યો.

પછી તુરત જ ઘોડાઓના દાબડા જમીનપર પડતા સંભળાવા લાગ્યા, કારણકે ડાકટર ઇંગલહેમ અને પાકો "ગોથીક યુદ્ધવીર" પાસેથી ઘોડાપર બેસીને બીજા કોઈ મુસાફરખાનામાં જગ્યા મેળવવા માટે ચાલ્યા જતા હતા.

સખ્ત તુચ્છકાર દર્શાવતે સ્વરે જોન બોલી: "નિષ્ઠુર! નીચ! દ્વેષી! પરન્તુ પોતાના દુષ્ટ હેતુમાં તે કદાપિ પાર પડવાનો નથી. મારા પ્રિયતમ બર્થોલ્ડ! તે આપણને વિખૂટાં પાડી શકવાનો જ નથી!" એમ કહીને બર્થોલ્ડને પોતાની છાતી સાથે ચાંપી જોને બર્થોલ્ડ ઉપર ચુંબનનો વર્ષાદ વર્ષાવ્યો.

બર્થોલ્ડે તેને ગાઢ આશ્લેષ કરીને જવાબ આપ્યો: "વ્હાલી જોન! મૃત્યુ જ માત્ર આપણને વિખૂટાં પાડી શકશે!" એક બીજાનાં હૃદય પરસ્પર સ્પર્શ કરી રહેલાં હોવાથી બર્થોલ્ડના હૃદયને જોનના હૃદયના જોરથી થતા થડકારાનો સ્પર્શ થવા લાગ્યો, તેના સુંદર વદન ઉપર ઉત્સુકતા તથા અપૂર્વ શ્રદ્ધાની મિશ્રિત પ્રભા બર્થો-લ્ડના જોવામાં આવી અને જોનને પોતાના વદન ભણી સપ્રેમ દૃષ્ટિથી જોઇ રહેલી જોઇને બર્થોલ્ડ ઉત્સાહના આવેશમાં બોલી ઉઠ્યો: "હા, તારા ઉપર જ, જોન! હું અમર પ્રેમ ધરાવી રહ્યો છું, મારી દિવ્ય દેવી! મારા સ્વર્ગની અપ્સરા!"

બર્થોલ્ડના બાહુપાશમાંથી ધીમેથી છૂટી થઇને જોન બોલી: "અને હવે, પ્રિય બર્થોલ્ડ! આપણે આપણા પ્રેમનો આસ્વાદ સંપૂર્ણ સલામતીથી લઇ રહી શકીએ તેટલા માટે જે કાર્યો આપણે

કરવાનાં છે તે ઉતાવળે શરૂ કરીને પૂર્ણ કરી નાંખવાં એ આવશ્યક છે. વૃદ્ધ ઇવાને આપણને જે માહિતી આપી છે, તે ઉપરથી એટલું તો સ્પષ્ટ સમજાય છે કે બાયટ્રાગો અહીંથી એક દિવસની મુસાફરી જેટલું દૂર છે, અને એજ સ્થળે ખ્રિસ્તી રાજ્યની સરહદ તથા મૂર લોકોના રાજ્યનો મુલક એક બીજાને મળે છે. પ્રિય બર્થોલ્ડ! એકવાર આપણે ત્યાં જઇ પહોંચ્યાં એટલે પછી આપણે સહીસલામત છીએ; ખ્રિસ્તી અધિકારીઓનું આજ્ઞાપત્ર મૂર લોકો કદિ સ્વીકારશે નહિ."

"ખરૂં!" બર્થોલ્ડ આનંદપૂર્વક બોલ્યો: "બરાબર, ચાલો હવે આપણે ઉતાવળે સ્પેનના ઇસલામીઓના પ્રદેશમાં જઇ પહોંચીએ. ત્યાં જ આપણને સતાવનારાઓની સામે આપણે થઇ શકીશું અને પછી દ્વેષી ઇંગલહેમ તરફ તિરસ્કારથી હસીશું."

જોન બોલી: "આપણે જે થોડો વખત અહીં થોભ્યાં છીએ તેટલા વખતના લવાજમના પૈસા આપણે જપર મૂકતાં જઇશું."

બર્થોલ્ડ બોલ્યો: "અને ઇવાનની પેટી આપણે સાથે લેતાં જઇશું; પરન્તુ ઝામોરાનો ઓરડો શોધી કાઢીને આપણે તેને છેલ્લી સલામ નહિ કરતાં જઇએ, તો તેને માઠું નહિ લાગે?"

જોન બોલી: "તેનો ઓરડો શોધી કાઢવાનું કામ અત્યારે બહુ જોખમભરેલું છે. તેમ કરવા જતાં આપણી યોજના કદાચ ખુલ્લી પડી જશે અને આપણે પકડાઇ જઇશું. વહેલાં-મોડાં આપણે તેને ફરી મળી શકીશું એ ચોક્કસ છે, અને તે વખતે આપણે સમયને અનુસરતો ખુલાસો કરી તેને કહ્યા વિના ચાલ્યા જવાનાં કારણો બતાવી શકીશું. વ્હાલા બર્થોલ્ડ! અત્યારે તો આપણે તે કાર્યને માટે એક ક્ષણ પણ બચાવી શકીએ તેમ નથી."

બર્થોલ્ડ બોલ્યો: "નાસી છૂટવાનો ઉપાય બતાવવા માટે આપણે વૃદ્ધ ઇવાનનો આભાર માનવો જોઇએ. હવે હું પહેલો બહાર નીકળી જઉં છું કે જેથી તને તબેલામાં સહીસલામત રીતે ઉતરવામાં

હું મદદ કરી શકું. જે ક્ષણે હું વાબારીયામાં થઇને તબેલામાં ઉતરી પડું, તે ક્ષણે તારે મને ઈવાનની પેટી અને આપણી ચામડાની થેલીઓ આપી દેવી, એટલે હું તે બધો સામાન પહેલાં તબેલામ ઉતારી દઈશ અને પછી તને ઉતારી લઇશ."

જે પ્રમાણે બર્થોલ્ડે કહ્યું તે જ પ્રમાણે એ બધું કાર્ય પા ઉતારવામાં આવ્યું અને બે મિનિટમાં તો બર્થોલ્ડ અને જોન સહી સલામત રીતે તબેલામાં ઉતરી ગયાં. છાપરામાંનું વાબારીયું અત્યા તેઓને એક મિત્રરૂપ થઇ પડ્યું હતું. તેમાં થઇને ચંદ્રનો પ્રકાશ અંદર આવતો હતો અને તે પ્રકાશમાં તેઓ પોતાના ઘોડાપર જી નાંખી શક્યાં. પછી ચામડાની થેલીઓ ઘોડાપર બાંધી દેવામાં આવી એ જ પ્રમાણે ઇવાનની પેટીને પણ બરાબર ગોઠવી દેવામાં આવી અને પછી આપણાં નાયક-નાયિકાએ પોતાના ઘોડાને દોરીને તબે લામાંથી બહાર કાઢ્યા.

જો મુસાફરખાનામાંથી કોઇ પણ માણસને કાને ઘોડાન દાબડાના અવાજો પડ્યા હોય, તો તેથી તેઓએ એમજ માની લીધું હોય કે પહેરો ભરવા નીકળેલા ઘોડેસ્વારો ફરતા હશે! અ પ્રમાણે કોઇએ કશું ધ્યાન આપ્યું નહિ, કોઇને કાંઇ સંશય પણ આવ્યો નહિ અને બર્થોલ્ડ તથા તેની પ્રિયતમા "ગોથીક યુદ્ધવીર' માંથી બહાર નીકળી ચાલ્યાં ગયાં.

## પ્રકરણ ૧૩ મું.

### મહાત્મા ફ્રાન્સીસ્કો.

તુરંગના કોટવાળ સાંચેઝની હવે આપણે ખબર લઇશું. વૃ ઈવાને જે દિશાસૂચન કર્યું હતું તે પ્રમાણે એક પાદરીની શોધ માં તે "અસ્તુરિયન ધ્વજ" માં જવાને તૈયાર થયો હતો એટ વાચકો જાણે છે.

એ મુસાફરખાનું "ગોથીક યુદ્ધવીર" થી પાંચ મીનીટને રસ્તે આવેલું હતું. "ગોથીક યુદ્ધવીર" માંથી સાંચેઝ નીકળ્યો ત્યારે મધરાત થવાને હજી એક કલાકની વાર હતી, એટલે મોતની સજા પામેલા મેડોઝને માટે પૂરેપૂરા બાર કલાકસુધી મહાત્મા ફ્રાન્સીસ્કોની ધાર્મિક સેવા વેળાસર સંપાદન કરવાની સાંચેઝને પૂરેપૂરી આશા હતી.

"અસ્તુરિયન ધ્વજ" માં પહોંચતાં જ સાંચેઝે એકદમ પૂછ્યું કે મહાત્મા ફ્રાન્સીસ્કો મુસાફરખાનામાં આવી પહોંચ્યા છે કે નહિ? પરન્તુ તેનો જવાબ નકારમાં જ મળ્યો. તોપણ સાંચેઝ નિરાશ થયો નહિ, કારણકે તેને ઇવાનનું કથન સાંભરતું હતું કે તેનો પાદરી મિત્ર મધરાત પહેલાં એ મુસાફરખાનામાં જરૂર આવી પહોંચવો જોઇએ.

તે ઉપરથી સાંચેઝે મહાત્મા ફ્રાન્સીસ્કો આવી પહોંચે ત્યાં-સુધી રાહ જોતા બેસી રહેવાનો નિશ્ચય કર્યો. મુસાફરખાનાનો માલીક તેને સારી પેઠે ઓળખતો હતો, એટલે તુરત જ તેને ત્યાં સારો આવકાર મળ્યો અને તેને માટે મદ્યનો પ્યાલો પણ તૈયાર થયો.

પરન્તુ અર્ધો કલાક પસાર થઇ ગયો, છતાં કોઇ પાદરીએ દર્શન દીધું નહિ.

સાંચેઝ હવે અધીરો અને કોપાયમાન થવા લાગ્યો. તે જાણતો હતો કે વેલેડોલીડનો વડો ધર્માધ્યક્ષ અડગ સખ્તાઇ ધરાવનારો માણસ છે અને સજાનો અમલ કરવામાં કાંઇક અવિચારી પણ છે, એટલે એ કરડા ધર્માધ્યક્ષના કોપને પાત્ર પોતે થઇ પડશે, એવા ભયથી તે બિચારો થરથરી રહ્યો હતો. જો પાદરી વેળાસર ન મળી શકે તો મેડોઝને કરવામાં આવેલી મોતની સજાનો અમલ કરવાનું મુલ્તવી જ રાખવું પડે અને તેમ થાય તો ધર્માધ્યક્ષ પોતા ઉપર જ ગુસ્સે થાય એવું સાંચેઝ સમજતો હતો.

"અસ્તુરિયન ધ્વજ" માંના જલઘટિકાયંત્ર ઉપરથી જ્યારે

સાંચેઝે જાણ્યું કે મધરાત થવાને હવે માત્ર પંદર મિનિટની જ વાર છે, ત્યારે તે પોતાના દુર્ભાગ્યને શાપ દેવા લાગ્યો અને સામાન્ય રીતે સઘળા પાદરીઓને તથા ખાસ કરીને મહાત્મા ફ્રાન્સીસ્કોને મનમાં ગણગણતો ગાળો દેવા લાગ્યો.

પરન્તુ તે એકાએક ગણગણતો અટકયો, કારણકે એક ખચ્ચરનાં પગલાંનો ખદખદાટ તેને કાને પડયો.

તે ફાળ ભરતો મુસાફરખાનાના માલીકના ઓરડામાંથી બહાર ધસ્યો અને એક ક્ષણમાં મુખ્ય દ્વાર પાસે આવી પહોંચ્યો: ખચ્ચર ઉપર બેઠેલા એક જણને જોતાં જ તેના મુખમાંથી આનંદનો ધ્વનિ નીકળી પડયો.

પાદરી પોતાના ખચ્ચરપરથી ઉતરવા જતો હતો, એટલામાં આગળ ધસીને ખચ્ચરની લગામ પકડતો સાંચેઝ બોલી ઉઠયો: "પૂજ્ય મહાત્મા! હું પ્રાર્થના કરૂં છું કે આપ હેઠા ઉતરશો નહિ."

ધીમા તથા માયાળુ સ્વરે પાદરીએ પૂછયું: "પુત્ર! શામાટે મને હેઠો નહિ ઉતરવાનું તું કહે છે?"

સાંચેઝે કહ્યું: "પૂજ્ય પિતા! અત્યારે અન્ય સ્થળે આપની પવિત્ર સેવાની આવશ્યકતા છે; તેથી હું આપના ખચ્ચરને દોરતો આપની બાજુએ ચાલ્યો આવું છું અને ચાલતાં ચાલતાં હું આપની પાસે બધો ખુલાસો કરીશ."

જાણે કે ભૂખ, તરસ અને થાકની પરવા પોતે ન કરતો હોય અને તે કરતાં પોતાના પવિત્ર વ્યવસાયને લગતી ફરજો બજાવવાને હમેશાં તે વધારે તત્પરતા દર્શાવતો હોય એવી રીતે ધીમો સંતોષદર્શક નિઃશ્વાસ મૂકીને પાદરી બોલ્યો: "ભલે ત્યારે, ચાલ."

તુરંગ તરફ જવાને ટૂંકે માર્ગે-એક નાની ગલીમાં ખચ્ચરને દોરી જતો સાંચેઝ બોલ્યો: "હું ધારૂં છું કે આપશ્રીનું નામ મહાત્મા ફ્રાન્સીસ્કો છે, નહિ વારૂ?"

આશ્ચર્યદર્શક સ્વરે પાદરીએ જવાબ આપ્યો: "હા, મારૂં

નામ એ જ છે. પણ પુત્ર! મારૂં નામ એ જ છે તે તેં કેવી રીતે જાણ્યું? ઉચુરામાં તો હું આજે પહેલી જ વાર આવું છું, અને તું મારૂં નામ ક્યાંથી જાણે?"

સાંચેઝે પ્રશ્ન કર્યો: "હું ધારૂં છું કે પેલા ફેરીયા વૃદ્ધ દીવાનને તમે ઓળખો છો, નહિ વારૂ?" એ પ્રશ્નનો જવાબ મહાત્મા ફ્રાન્સીસ્કો તરફથી હકારમાં મળ્યો, એટલે સાંચેઝે તેને સમજાવ્યું કે કેદી મેડોઝને માટે તેની ધાર્મિક સેવાની આવશ્યકતા હતી અને તેથી પોતે મુસાફરખાનામાં તેના આગમનની આતુરતાથી રાહ જોતો બેઠો હતો.

સાંચેઝ આ પ્રમાણે બધો ખુલાસો કરી રહ્યો છે અને પાદરી પૂરતા ધ્યાનપૂર્વક એ સાંભળી રહ્યો છે, તે દર્મિયાનમાં એ પાદરીના દેખાવ સંબંધે બે શબ્દો કહી નાંખવાની જરૂર જણાય છે.

તેના શરીરનો બાંધો બહુ ઉંચો હતો અને મોટા કાળા ઝભ્ભાથી તેણે પોતાના આખા શરીરને વીંટાળી લીધું હતું. તેણે માથે પહેરેલો કપડાનો ટોપ એટલો બહાર ખેંચી આણેલો હતો કે તેનું આખું કપાળ અંધકારમાં ડૂબી ગએલું દેખાતું હતું. તેના ચહેરાનો નીચેનો બધો ભાગ ચળકતી કાળી દાઢીથી ઢંકાઈ ગએલો હતો. ટોપની કાળી છાયામાંથી તેની આંખો જ્યારે આસપાસ જોતી હતી ત્યારે તે તેજદાર હોવાનું દેખાઇ આવતું હતું. તેના ચહેરાનો જે કાંઇ ભાગ દેખાતો હતો તે ફીક્કો માલૂમ પડતો હતો. આગળ જણાવવામાં આવ્યું છે તેમ તેનો સ્વર નમ્ર, દયાળુ અને માયાળુ હતો. તેની રીતભાત નમ્રતા, માયાળુપણું અને નિર્દોષ સરલતાથી ભરપૂર હતી.

"અસ્તુરિયન ધ્વજ" થી તુરંગમાં જઇ પહોંચતાં પાંચ-છ મિનિટ માત્ર લાગી, તે દર્મિયાન મહાત્મા ફ્રાન્સીસ્કોએ સાંચેઝ ઉપર આ પ્રકારની છાપ પાડી હતી.

તુરંગ પાસે જઈ પહોંચતાં સાંચેઝે પાદરીને પોતાના ખચ્ચરપરથી હેઠળ ઉતરવામાં મદદ કરી. તુરત જ સાંચેઝે પોતાના હાથ

હેઠળના અધિકારીને બોલાવ્યો અને તે આવ્યો એટલે તેને ખચ્ચર સોંપીને તે પાદરીને તુરંગની અંદર તેડી ગયો.

તુરંગમાંના ઘડીયાળમાં જોતાં જ **સાંચેઝ** અત્યંત ખુશ થઇ ગયો અને બોલી ઉઠ્યો: "હજી આપણે માટે ત્રણ મિનિટ બાકી રહી છે! પવિત્ર પિતા! કૃપા કરીને મારી પાછળ ચાલ્યા આવો." દીવાના ઝાંખા અજવાળાવાળી પત્થરની ચાલમાં થઇને તે પાદરીને આગળ દોરી ગયો.

એ સ્થળે પુરાઇ રહેલા દુર્ભાગી મનુષ્યો પ્રત્યે ઉંડો દયાભાવ દર્શાવતા સ્વરે મહાત્મા **ફ્રાન્સીસ્કોએ** પૂછ્યું: "પુત્ર! અત્યારે તુરંગમાં ઘણા કેદીઓ છે કે શું?"

**સાંચેઝે** જવાબ આપ્યો: "એકંદરે નવ કે દસ કેદી છે; તે ઉપરાંત બીજા ચાર કેદી છે જેમને કાલે મારી નાંખવામાં આવનાર છે."

ઉંડો નિઃશ્વાસ નાંખતાં પાદરીએ કહ્યું: "અને ખરેખર તે બધા દુર્ભાગી મનુષ્યોને સારા બંદોબસ્તથી રાખવામાં આવ્યા હશે."

એ પત્થરની ચાલમાં પસાર થતાં એક તરફ આંગળી કરીને **સાંચેઝ** બોલ્યો: "મહાત્માજી! પેલે બારણે થઇને જતાં એક રસ્તો આવે છે અને એ રસ્તે જે ગુન્હેગારોને કાલે જીવતા બાળી મૂકવામાં આવનાર છે તેમની કોટડીઓ આવેલી છે. અત્યારે તેમની પાસે પાદરીઓને ધાર્મિક સેવાને માટે રાખવામાં આવેલા છે અને એક પહેરેગીર એ રસ્તાપર પહેરો ભરી રહેલો છે. આપ નામવર જોઇ શકતા હશો કે તેના બારણાને મજબૂત રીતે બંધ કરીને આ બાજુએથી સાંકળ બીડી લેવામાં આવી છે."

તુરંગની વ્યવસ્થા અને ગોઠવણમાં અત્યંત રસ ધરાવતાં પાદરીએ પૂછ્યું: "તો પછી તે દ્વારની પેલી મેર પાદરીઓ પોતે જ કેદી રૂપે રહેલા ગણાય, નહિ વારૂ?"

**સાંચેઝે** કહ્યું: "હા, એમ જ સમજી લ્યો કે પાદરીઓ પણ બાર કલાકને માટે કેદમાં પુરાએલા છે, જે વખત દર્મિયાન તેમના

પવિત્ર મંત્રોચ્ચારો કેદીઓના કર્ણપુટપર પડવા જ જોઇએ. મહાત્માજી! આપને પણ આપના કેદીની સાથે કાલે સજાનો અમલ થાય ત્યાંસુધી એવી જ રીતે પૂરવામાં આવશે."

મહાત્મા ફ્રાન્સીસ્કોએ પૂછ્યું: "પરન્તુ મારે જે કેદી મેડોઝની સાથે બાર કલાક ગાળવાના છે તેના ઓરડાનો પહેરો ભરવાને એક પહેરેગીર પણ ત્યાં રહેશે ને?"

સાંચેઝે કહ્યું: "એ તો આપની ઇચ્છા ઉપર આધાર રાખે છે. હજીસુધી મેં ચાલીમાં એક પહેરેગીર મૂકયો નથી, કારણકે તે ચાલીમાંથી સીધા મારા મદદનીશના ઓરડામાં જવાય છે અને એ ઓરડામાં તે આખી રાત જાગતો બેસી રહે છે; એટલે જો મેડોઝ નાસી છૂટવાનો યત્ન કરે, અથવાતો આપ નામવરની સાથે કાંઇ ખરાબ વર્તન ચલાવે તો સહેલાઇથી ભયની ખબર ફેલાવી શકાય તેમ છે-પણ આપણે હવે આવી પહોંચ્યા છીએ!"

એટલું કહીને સાંચેઝે પોતાના કમરપટા સાથે લટકાવેલા કુંચીઓના ઝુમખામાંથી એક કુંચી લઇને તે વડે મજબૂત દિવાલમાં ઉંડું બેસાડેલું એક નાનું દ્વાર ઉઘાડયું. એ દ્વારમાં થઇને ઓરડાની અંદર જતાં એક ગોખલામાં દીવો બળી રહેલો જોવામાં આવ્યો. એક સારા દેખાવનો યુવક એક ઘાસના ઢગલાપર પડેલો હતો. તેનો ચહેરો કાંઇક શ્યામવર્ણનો હતો અને તેના માથાપર લાંબા કાળા વાળ ફરફરતા હતા. તેના કમરની આસપાસ બાંધવામાં આવેલી સાંકળ દિવાલમાં બેસાડેલા મજબૂત કડામાં ભેરવેલી હતી.

આ કેદી જ મેડોઝ હતો. મહાત્મા ફ્રાન્સીસ્કોની સાથે સાંચેઝને આવેલો જોતાં જ મેડોઝ ઉત્ક્ષણ ઉઠીને ઊભો થઇ ગયો.

સ્વરમાં તીવ્ર કટુતા દાખવતો મેડોઝ બોલી ઉઠયો: "હાય! છેવટે તેં પાદરીને શોધી જ કાઢયો કે? ધિક્કાર છે તારા દુષ્ટ ઉત્સાહને! એક દિવસની જો વાર થઇ હોત-હા, માત્ર એક જ દિવસ ગયો હોત, તો હું બચી જવા પામત—"

પણ તે તુરત બોલતો અટકી ગયો. સાંચેઝ તરફથી પોતાની દૃષ્ટિને ફેરવીને ઓરડાના ઉંબરામાં ઊભેલા પાદરી તરફ તેણે જોયું કે તુરત જ તેનો ચહેરો કોઇ અવ્યક્ત ભાવથી એકદમ ચમકી ઉઠ્યો.

સાંચેઝ બોલ્યોઃ "મહાત્માજી! આ કેદી આપનો અનુતાપી છે; તેનાં પાપોનું પ્રક્ષાલન કરાવવા માટે હું આપને તેની પાસે હવે મૂકી જઉં છું."

પરન્તુ એ શબ્દો પૂરા બોલાઇ પણ રહ્યા નહોતા, એટલામાં પાદરીએ સાંચેઝ ઉપર ફાળ ભરીને તેને મજબૂત રીતે બાથમાં ભીડી લીધો અને કેદી માટેના ઘાસના ઢગલા ઉપર જ તેને ફેંકી દીધો. તે જ ક્ષણે તેણે સાંચેઝના મ્હોંને પોતાના હાથવડે એવી રીતે બંધ કરી દીધું કે તેના ઓઠસુધી જે બૂમ આવી રહી હતી તે બહાર નીકળે તે પહેલાં જ તે મ્હોંની અંદર સમાઈ ગઇ!

જે ક્ષણે મહાત્મા ફ્રાન્સીસ્કોએ આવું વિલક્ષણ પણ ફતેહમંદ કાર્ય કર્યું તે જ ક્ષણે તેણે કહ્યું: "મેડોઝ! મારા ઝભ્ભાના બેવનમાં એક દોરડું છે."

આનંદસૂચક ઉદ્‌ગાર કાઢતાં મેડોઝે સત્વર મહાત્માના ઝભ્ભામાંથી દોરડું કાઢ્યું અને માત્ર બે જ મિનિટમાં સાંચેઝના હાથ પગ બંધાઇ ચૂક્યા, એટલું જ નહિ પણ શરીરનું એક પણ અવયવ હલાવવા-ચલાવવાને માટે તેને કેવળ અશક્ત બનાવી દેવામાં આવ્યો. તેના મ્હોંમાં એવો તો મજબૂત ડૂચો મારી દેવામાં આવ્યો હતો કે જેથી તેની બોલવાની કે બૂમ પાડવાની શક્તિ કેવળ હરાઇ ગઇ હતી, પરન્તુ તેનો શ્વાસોચ્છ્વાસ કોઇ રીતે અવરૂદ્ધ ન થઇ જાય તેવી સંભાળ રાખવામાં આવી હતી.

મહાત્મા ફ્રાન્સીસ્કોએ પોતાનો પાદરીનો ઝભ્ભો દૂર ફેંકી દીધો અને હવે તે એક સાદા શહેરીના સ્વરૂપમાં દેખાવા લાગ્યો. તે બોલ્યોઃ "દીકરા! હવે આ ઝભ્ભો લે-પણ રહે! હું સાંકળને તો ભૂલી જ જઉં છું; પણ કાંઇ ફીકર નથી, કારણકે મારે માટે તો તે એક રમત માત્ર છે-જો!"

આટલું કહેતાં જ પોતાના રાક્ષસી બળવડે મેડોઝને બાંધેલી લોખંડની સાંકળ તેણે દિવાલમાંના કડા સાથે તોડી નાંખી !

ફ્રાન્સીસ્કોએ કહ્યું: "મેડોઝ! હવે એ સાંકળ એકઠી કરીને તારી કમરની આસપાસ વીંટાળી દે કે જેથી ચાલતી વખતે તેનો જરાએ અવાજ થાય નહિ. પછી પેલો પાદરીનો ઝભ્ભો તારા આખા શરીરની આસપાસ પૂર્ણ રીતે વીંટાળી દે."

મેડોઝે તુરત જ એ સૂચનાઓનું અનુસરન કર્યું અને તે પોતાના માથાપરનો પાદરીનો ટોપ સારી પેઠે બહાર ખેંચી આણી અર્ધું પર્ધું મ્હોં છુપાવ્યા જેવું કરી પોતાને મુક્ત કરનાર મનુષ્યની સાથે તુરંગના ઓરડામાંથી બહાર નીકળ્યો. ફ્રાન્સીસ્કોએ સાંચેઝના કમરપટાપર લટકાવેલો કુંચીઓનો ઝુમખો કાઢી લીધો હતો એટલે તે તુરંગના દરવાજા ખોલવાને શક્તિમાન્ બન્યો હતો.

પોતાના મદદનીશને સાંચેઝે પાદરીનું ખચ્ચર "અસ્તુરિયન ધ્વજ" ના તબેલામાં પહોંચાડવા મોકલ્યો હતો અને એ કામ પૂરૂં કરીને હજી તે પાછો ફર્યો નહોતો. એવે રાત્રિને સમયે બીજો કોઇ તુરંગનો અધિકારી તેમના માર્ગમાં આવે તેવું નહોતું, એટલે મેડોઝ અને તેને છૂટો કરનાર મનુષ્ય નિર્વિઘ્ને કોઇની પણ નજરે પડ્યા સિવાય તુરંગમાંથી બહાર નીકળી ગયા.

* * * *

સૂર્યોદય થતાં જ ડયુરાના નાના નગરમાં ચિત્ર-વિચિત્ર અફ-વાઓ ફેલાવા લાગી. આજે શહેરના ચૌટામાં એકંદરે ચાર કેદીઓ ઉપર મોતની સજાનો અમલ કરવામાં આવનાર હતો તેથી તેને લગતી તૈયારીઓ ચૌટામાં કરવામાં આવતી હોવાથી લોકોમાં સ્વાભાવિક કુતૂહળ જાગૃત થયું હતું. આ કારણથી આજે લોકો રોજ કરતાં વહેલા જાગ્યા હતા. શહેરના રસ્તાઓ અને શેરીઓમાં લોકોની ભીડ અને ઘોંઘાટ ઉતાવળે વધવા લાગ્યાં હતાં તે ઉપરથી

જણાઇ આવતું હતું કે કોઇ અસાધારણ બનાવો બની રહ્યા હોવા જોઇએ અથવાતો બનવાના હોવા જોઇએ.

પરન્તુ મુખ્યત્વે કરીને ત્રણ જગ્યાએ લોકોનાં ટોળાં વધુ એકઠાં થતાં દેખાતાં હતાં. આમાંનું એક સ્થળ તુરંગની પાડોશનું હતું, બીજું સ્થળ "ગોથીક યુદ્ધવીર" નામનું મુસાફરખાનું જે શેરીમાં આવેલું હતું તે શેરીનું હતું અને ત્રીજું સ્થળ શહેરના મોટા ચૌટાનું હતું કે જ્યાં ચાર કેદીઓનાં મોત નીપજાવવા માટેની ભયાનક પ્રાથમિક તૈયારીઓ ચાલી રહી હતી.

તુરંગના સંબંધમાં એવી અફવા ઉડી રહી હતી કે ગઇ રાત્રે મેડોઝ નાસી છૂટ્યો હતો અને એ ખબર સાંભળીને શહેરની વસતી સામાન્ય રીતે ખુશ થઇ હતી.

આ ઉપરથી એ ખબર ખરી છે કે ખોટી છે તત્સંબંધી પાકી માહિતી મેળવવાને અને એ બનાવની વધુ વિગતો એકઠી કરવાને લોકો તુરંગની નજીક એકત્ર થયા હતા. આવા બનાવોમાં જેમ હમેશાં બને છે તેમ ઘણી વિલક્ષણ અને અદ્દભુત વાતો ક્યારની પ્રસરી ગઇ હતી.

કેટલાકો એવું જણાવી રહ્યા હતા કે આવા અકાળ અને શરમભરેલા મૃત્યુમાંથી બચવાને મેડોઝે સેતાન સાધ્યો હતો, અને સેતાન જ પોતાના ભક્તને ઉપાડી જવા માટે સાધુના વેશમાં આવ્યો હતો. એ અંધકારપતિ સેતાને જ કેદીને બાંધેલી લોખંડની સાંકળ જાણે કે રેશમનો પટો હોય એવી રીતે તોડી નાંખી હતી. બીજાઓ એવી વાત કહેવા લાગ્યા કે મેડોઝ ખરી રીતે એક મૂર હતો અને તેને મુક્ત કરનાર સાધુવેશધારી એ મુસલમાન ધર્મનો કોઇ દેવતા-પીર હતો કે જે મેડોઝની મદદે આવી પહોંચ્યો હતો.

ત્રીજો ગામગપાટો એવો ઉડી રહ્યો હતો કે એ બનાવટી મહાત્મા ફ્રાન્સીસ્કો બહાદુર ગોંઝાલેઝ એન્ડયુજાર પોતે જ હોવો જોઇએ. એ બનાવ ઉપર ટીકા ચલાવનારાઓનો ચોથો વર્ગ તો

સાંચેઝની એ બનાવ સંબંધી વિગતને જ તદ્દન જૂઠી માનતો હતો અને એવો અભિપ્રાય દર્શાવતો હતો કે સાંચેઝ તથા તેના મદદનીશની એકત્ર ગોઠવણથી જ મેડોઝને મુક્તિ મળી ગઇ હોવી જોઇએ, અને તેમણે આ કાર્યને માટે મોટી લાંચ લીધી હોવી જોઇએ.

વિશેષમાં જ્યારે એવી વાત બહાર આવી કે ગઇ રાત્રે શહેરના તુરંગમાંથી એકલો મેડોઝ નાસી છૂટ્યો હતો એમ નહોતું, પરંતુ વધારામાં "ગોથીક યુદ્ધવીર" માંથી ત્રણ મુસાફરો પણ ગુપચુપ નાસી ગયા હતા, ત્યારે લોકો સ્વાભાવિક રીતે જ એ બન્ને બનાવોનો પરસ્પર કાંઇ સંબંધ હોવો જોઇએ એવું માનવા લાગ્યા. એ ઉપરથી વૃદ્ધ ઇવાન, જોન અને બર્થોલ્ડને મેડોઝને મુક્ત કરવા માટેનું અને પોતાની સાથે લઇ જવા માટેનું માન મળવા લાગ્યું.

વિશેષમાં એવું ધારવામાં આવતું હતું કે બર્થોલ્ડ ઉંચો અને જુવાન પુરૂષ હોવાથી તેણે પાદરીનો વેશ ધારણ કર્યો હોવો જોઇએ. આ પ્રમાણે ડચુરાની જનતા કલ્પનાઓ કરીને એવું માનીને ખુશ થઇ રહી હતી કે એ બનાવનો પૂરેપૂરો ભેદ પોતે ઉકેલી શકી છે.

સ્હવારમાં જ્યારે "ગોથીક યુદ્ધવીર" માં માલૂમ પડ્યું કે ઇવાન, બર્થોલ્ડ તથા જોન સંશયભરેલી રીતે રાતમાં નાસી ગયાં હતાં, ત્યારે મુસાફરખાનાના સઘળા ઉતારૂઓના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તે ત્રણે જણાં એક સાથે નાસી ગયાં હોવાં જોઇએ એવું જ લોકો સ્વાભાવિક રીતે માનતા હતા.

ઇવાનના ઓરડામાં તેના લવાજમના પૈસા પડેલા હતા અને બર્થોલ્ડ તથા જોને પણ એ જ રીતે પોતાના લવાજમના પૈસા પોતાના ઓરડામાંના મેજપર મૂક્યા હતા, તે ઉપરથી ઉભયના મતની એકતા દેખાઇ આવતી હતી. સૂવાના ઓરડાની બારી અને તબેલાનું વાબારીયું બન્ને ઉઘાડાં પડ્યાં હતાં એટલે તેઓ કેવી રીતે નાસી છૂટ્યાં હતાં તે સહેજે કલ્પી શકાય તેમ હતું.

આ બનાવ બનવાથી પિઝ્રો ડી ઝામોરા એક રીતે આનંદ

પામ્યો હતો અને બીજી રીતે દિલગીર બન્યો હતો. તેને આનંદ એટલાપરથી થયો હતો કે મહાત્મા ફ્રાન્સીસ્કો સંબંધે જે સૂચના વૃદ્ધ ઇવાને સાંચેઝને કરી હતી તેને પરિણામે જ મેડોઝ નાસી છૂટયો હતો અને એ ઉપરથી દેખાઇ આવ્યું હતું કે એ વૃદ્ધ ફેરી-યાનું ઉદાર વર્તન બનાવટી નહિ પણ ખરૂં હતું; પરન્તુ એ યુવકને દિલગીરી એટલી જ થઇ હતી કે બર્થોલ્ડ તથા જોનની મનોનુકૂળ મિત્રતા તે ગુમાવી બેઠો હતો.

જ્યારે આ પ્રમાણે વિધવિધ અભિપ્રાયો વિષે ચર્ચા ચાલી રહી હતી અને તુરંગ તથા "ગોથીક યુદ્ધવીર" ની નિકટમાં જૂદા જૂદા પ્રકારના ગપાટા ઉડી રહ્યા હતા, ત્યારે ચૌટામાં એવી અફવા ઉડી રહી હતી કે જુલીયસ ઇંગલહેમ નામનો એક જાણીતો જર્મન ડાકતર ઠેઠ બેયેન્સથી ડયુરા સુધી આવ્યો હતો અને પેલા વિદ્યાર્થી યુવક તથા તેની સ્ત્રી કે જે ગઇ રાત્રે "ગોથીક યુદ્ધવીર" માંથી નાસી ગયાં હતાં તેમના સંબંધે વેલેડોલીડના પરમ પૂજ્ય ધર્માધ્યક્ષની મુલાકાત થોડી વાર પહેલાં એ ડાકતરે લીધી હતી.

વડો ધર્માધ્યક્ષ ડયુરાના મેયરના મકાનમાં ઉતર્યો હતો અને મેયરનું મકાન ચૌટાના એક છેડે આવેલું હતું, એટલે કેદીઓના મૃત્યુ માટેની તૈયારીઓ જોવા એકઠા થએલા લોકો, ડાક્ટર ઇંગ-લહેમે સ્હવારમાં વહેલાં પોતાના દુભાષીયા સાથે વડા ધર્માધ્યક્ષ ડોન ઝેવીયર વીલેનાની મુલાકાત લીધી હતી, તે વાત સાંભળ્યા સિવાય રહ્યા નહિ.

ડાક્ટર ઇંગલહેમે પોતાના દુભાષીયાદ્વારા વડા ધર્માધ્યક્ષને જે ખબર આપી હતી તે કેવા પ્રકારની હતી તે લોકોના જાણવામાં આવી શક્યું નહિ; પરંતુ એટલી વાતમાં તો કોઇને સંશય રહ્યો નહિ કે ડાક્તરે બર્થોલ્ડ તથા જોન ઉપર કોઇ એવો ગુન્હો કરવાનો આરોપ મૂક્યો હતો કે જે ગુન્હો ઘણો ભયંકર હતો, એટલું જ નહિ પણ આરોપીઓ પરદેશી હતાં અને તેમણે જે કાંઇ ગુન્હો

કર્યો હતો તે સ્પેનમાં કર્યો નહોતો, તોપણ તે ગુન્હો કોઇ એવા પ્રકારનો હતો કે જેથી અસ્તુરીયાના અધિકારીઓ વચ્ચે આવીને તપાસ ચલાવી શકે તેમ હતું.

સંયોગો ઉપરથી આવી વસ્તુસ્થિતિનું અનુમાન કરવામાં આવતું હતું અને જોકે મેયરના ઘોડેસ્વાર પહેરેગીરો મેડોઝને અને તેની સાથે બીજા જે કોઈ હોય તેમને પકડી પાડવાને જૂદી જૂદી દિશાઓમાં ક્યારનાએ નીકળી ચૂક્યા હતા, તોપણ ઇંગલહેમ અને વેલેડોલીડના વડા ધર્માધ્યક્ષની મુલાકાત પછી તુરત જ આસપાસના પ્રદેશમાં વધારાના ગુપ્ત દૂતો તપાસ માટે મોકલવામાં આવ્યા હતા, જેથી બર્થોલ્ડ અને જોન મૂર રાજ્યની સરહદમાં પહોંચે તે પહેલાં તેમને પકડી લેવાની તક ગુમાવવી પડે નહિ.

મેડોઝને પોતાને પુનઃ પકડવા કરતાં પણ બર્થોલ્ડ તથા જોનને પકડીને ચોકી પહેરામાં રાખવાના કાર્યને હવે વધારે મહત્ત્વ આપવામાં આવતું હોય એવું માલૂમ પડતું હતું; અને તેથી લોકો એવું અનુમાન કરી રહ્યા હતા કે તેઓની સામે ડો. જુલીયસ ઇંગલહેમે મૂકેલો આરોપ કાંઇ જેવા તેવા પ્રકારનો નહિ હોય.

બર્થોલ્ડ અને જોનના સંબંધમાં આ નવો ભય ઉપસ્થિત થયાનું જ્યારે ઝામોરાએ સાંભળ્યું ત્યારે તેને અત્યંત દુઃખ થયું. તેઓ ખરેખર કોઇ ભયંકર ગુન્હાને માટે કિંવા શરમભરેલા અપરાધને માટે દૂષિત હોય એવું ક્ષણભર તેણે માન્યું જ નહિ, એટલે પહેલો વિચાર તેને એવો આવ્યો કે એકદમ ઘોડાપર બેસીને તેમની પાછળ જવું અને તેમને માથે ઝઝૂમી રહેલા ભયની તેમને ચેતવણી આપવી.

પણ વળી તેને સાંભર્યું કે તેમની પાછળ પડનારા ઘોડેસ્વારોની પહેલાં કલાકો અગાઉ તેઓ નીકળી ગયાં હશે, એટલે તેણે માની લીધું કે તેઓને પહેરેગીરો પકડી પાડી શકે તે પહેલાં તેઓ ખરેખર મૂર રાજ્યની સરહદમાં પ્રવેશી ચૂક્યાં હશે. તેથી કરીને જે ખાસ કામ તેને કરવાનું હતું તે કામમાં જ પોતાનું ચિત્ત પરોવવાનો

તેણે નિશ્ચય કર્યો. ડચુરામાં આજે જે ભયાનક કાર્યો થવાનાં હ
તેનો વિચાર પણ ઝામોરાના ઉદાર આત્માને ત્રાસજનક થઇ પડ
હતો, એટલે તેણે "ગોથીક યુદ્ધવીર" ના માલેકને પોતાના નિવા
તથા ભોજન બદલનું લવાજમ આપી દીધું અને પછી પોતે ઘોડા
સ્વારી કરીને ચાલ્યો ગયો.

## પ્રકરણ ૧૪ મું.

### દેહાન્ત દંડ.

મધ્યાહ્ન પૂર્વે ઘણી વારે ડચુરાની બધી વસતી પોતપોતા
નિવાસસ્થાન તથા કાર્યસ્થાન છોડીને ચૌટામાં એકત્ર થઇ ગઇ હતી

મેયરના નિવાસસ્થાનની સમીપે જ જમીનમાં ત્રણ મોટા દ
મજબૂત રીતે ખોડવામાં આવેલા હતા. એ દરેક દાંડાની પાસે રા
લાકડાંના મોટા મોટા કકડાનો ઢગલો કરવામાં આવ્યો હતો.

એક મોટો ક્રોસ પણ એ સ્થળે ઊભો કરવામાં આવેલો હ
તેનો ઉપરનો ભાગ કે જ્યાં ઇશુની પ્રતિમાનું મસ્તક આવી ર
હતું તે ભાગ ઉપર ધાતુના પતરાનું એક મોટું ચકચકિત વ
ચોડવામાં આવેલું હતું, જેથી સૂર્યનો પ્રકાશ તેના ઉપર અત્યંત જો
પ્રતિબિંબિત થઇ રહ્યો હતો અને પ્રકાશનાં અસંખ્ય કિરણો તેજ
પ્રભામંડળની પેઠે ચોમેર ફેલાઇ રહેલાં હતાં.

વચ્ચે આવેલી ખુલ્લી જગ્યામાં સંખ્યાબંધ પહેરેગીરો લોક
ભીડ નહિ થવા દેવાનું કાર્ય બજાવી રહ્યા હતા. એ ખુલ્લી જગ્
આસપાસ સર્વ સ્થળે લોકો ખીચોખીચ ગોઠવાઇ ગયા હતા. ડચુ
પ્રજાજનો ત્યાં આવ્યા હતા એટલું જ નહિ પણ આસપા
ગામડાંમાંથી પણ હજારો લોકો એ ભયાનક દૃશ્ય જોવાને ડચુ
ઉતરી પડ્યા હતા.

જાણે કે એક તહેવારના દિવસનો મેળો જોવાનો હોય, એમ સમજીને ખેડૂત વર્ગનાં સ્ત્રીપુરૂષો સુંદર પોષાકમાં સજ્જ થઇને આવેલાં હતાં. સ્પેનની મૃગનયની સુંદરીઓ કદાવર બાંધાના અસ્તુરીયન યુવકોના બાહુ ઉપર મનોરમ રીતે અઢેલીને ઊભી હતી. વૃદ્ધ પુરૂષો પોતાની કુતૂહલવૃત્તિ શમાવવાને લાકડીઓનો ટેકો રાખીને પણ આ દૃશ્ય જોવાની અપૂર્વ તક નહિ ગુમાવવાને ખેંચાઈ આવ્યા હતા.

દેહાંત દંડ માટે મધ્યાહ્નનો સમય થયા પહેલાં થોડી મિનિટે મેયરના નિવાસસ્થાનની પહેલા માળની બારીઓ ઉઘાડવામાં આવી, અને આ દૃશ્ય જોઇ શકાય તેવે સ્થળે આવેલા એક મોટા પત્થરના ઝરૂખામાં વેલેડોલીડનો વડો ધર્માધ્યક્ષ આવીને બેઠો.

તે મધ્યમ વયનો એક પુરૂષ હતો. તેનો ચહેરો સખ્તાઇ ભરેલો, સહેજ ઝાંખા વર્ણનો અને ઘૃણા ઉપજાવે તેવો હતો. ચહેરા ઉપર તીવ્ર વિકારની ઉંડી અને કાળી રેષાઓ દેખાઇ રહી હતી. તે ચહેરાપરના ભાવમાં ઘાતકી તથા પશ્ચાત્તાપરહિત ક્રૂરતા અને અતૃપ્ત વિષયવાસના વજ્રલેપ થએલી દેખાતી હતી. પવિત્ર નમ્રતાના આવિર્ભાવ હેઠળ પોતાનું ખરૂં ચારિત્ર્ય છુપાવી દેવાને જોકે તેણે પ્રયત્ન કર્યો, તોપણ બારીક રેશમી વસ્ત્ર નીચે રહેલો ભયાનક સર્પ જેમ બહાર દેખાઈ આવ્યા વિના રહેતો નથી, તેવી રીતે તેનું આંતર્ ચારિત્ર્ય છૂપું રહી શકતું નહોતું.

ઝરૂખામાં મૂકેલી એક ખુરશી ઉપર તે બેઠેલો હતો અને તેની પાછળ મેયર તથા બીજા પાદરીઓ ઊભેલા હતા. જે ક્ષણે તેણે ઝરૂખામાં દેખાવ દીધો તે ક્ષણે એકત્ર થએલા લોકોમાં શ્મશાનવત્ શાંતિ ફેલાઇ રહી, કારણકે જ્યાં જ્યાં ઝેવીયર વિલેના જતો ત્યાં ત્યાં તેનો દેખાવ અને પ્રતિષ્ઠા લોકોમાં સ્તબ્ધતા તથા ભયનો સંચાર કરતાં હતાં.

પાસેના દેવળના જૂના ભુખરા બૂરજમાંથી મૃત્યુસમયનો

ગંભીર ઘંટારવ થવા લાગ્યો અને થોડી ક્ષણોમાં ત્રણે ગુન્હેગારો ચૌટાને એક છેડે લોકોના ટોળાની વચ્ચે રાખવામાં આવેલા માર્ગમાં દેખાયા.

તેઓને લોખંડની વજનદાર બેડીઓ પહેરાવવામાં આવી હતી. દરેક ગુન્હેગાર પોતાની સાથેના પાદરી તથા પહેરેગીરની વચ્ચે ખુલ્લે માથે તથા ખુલ્લે પગે ચાલ્યો આવતો હતો.

તેઓના સખ્તાઇભર્યા દેખાવથી અને તેઓએ માંહોમાંહે જે ઉતાવળી વાતચીત કરી તે ઉપરથી લોકોમાં કાંઈ ખાસ દિલસોજી પેદા થએલી દેખાઇ નહિ. તેઓની રીતભાત ઉપરથી ખુલ્લું દેખાઇ આવતું હતું કે મહાત્મા જોસે, કાર્લો અને લોપેઝે તેમનાં મન ઉપર છેલ્લા બાર કલાકસુધી તેમની પાસે તુરંગની કોટડીઓમાં રહીને આધ્યાત્મિક દૃષ્ટિએ કશી અસર નીપજાવી નહોતી.

એકત્ર થએલા હજારો લોકોની ગંભીર શાંતતા પરન્તુ અપૂર્વ આશ્ચર્યની વચ્ચે ગુન્હેગારો પોતાના વધસ્થાન તરફ આગળ વધ્યા, કે જે સ્થાને ઝરૂખામાં બેઠેલા નિર્દય ન્યાયાધીશે ફરમાવેલી ભયાનક શિક્ષાનો અમલ તેઓની ઉપર કરવામાં આવનાર હતો.

પરન્તુ જ્યારે તેમણે પોતાના વધની ભયાનક તૈયારીઓ જોઇ-રાળવાળાં લાકડાંના ઢગલાની વચ્ચે ખોડેલા ત્રણ ઉંચા દાંડા, લાકડાના ઢગલાને માત્ર એક મશાલનો સ્પર્શ કરવામાં આવતાં જ તે એકદમ ઝળહળ ચિતાના સ્વરૂપમાં ફેરવાઇ જાય એવી તૈયારી અને મરણની યાતનાને સમયે પણ તેમનાં હૃદયોમાં વધારે તીવ્ર ભય પેસાડવાને તથા તેમની આંખોને આંજી નાંખવાને સામે ઊભો કરવામાં આવેલો ઉંચો ક્રોસ: એ બધી તૈયારીઓ જ્યારે તેમણે જોઇ, ત્યારે તેમના વદનપર વ્યાકુળતા પ્રસરી ગઇ, તેમનાં ગાત્ર ગળવા લાગ્યાં અને પશુના જેવી તેમની સખ્તાઈ પણ તેમને ત્યજી જવા લાગી.

જરા પણ વિરૂદ્ધતા દર્શાવ્યા વિના, ગંભીર શાંતિથી અને ઝુકી પડેલાં મસ્તક સમેત એ ત્રણે દુર્ભાગી મનુષ્યોએ પોતાનાં શરીરને

એ દાંડાની સાથે ચોકીદારોને સાંકળ બાંધવા દીધી; અને એ બધો વખત ઝરૂખામાંથી વેલેડોલીડનો વડો ધર્માધ્યક્ષ તીવ્ર દૃષ્ટિથી જોઈ રહ્યો. પોતાના સકંજામાં ફસી ચૂકેલા પ્રાણી ઉપર કૂદી પડવાને તત્પર બની રહેલો અજગર જેવો સન્તોષ પામે તેવા સંતોષનો ભાવ તેની આંખોમાં એ સમયે ચમકી રહેલો હતો.

ગંભીર ઘંટારવ ચાલી રહ્યો હતો અને લોકોના ટોળામાં વ્યાપી રહેલી શાન્તતા ગભરાવી નાંખે તેવી જડતાના રૂપમાં ભયકારક ભાસતી હતી.

તે સમયે ઘણા પ્રવાળ સરખા રક્ત ઓષ્ઠો ખુલ્લા રહી ગયા, અનેક સુંદર નેત્રો ભયસંચારથી સ્થિર બની ગયાં, સંખ્યાબંધ સુઘટિત ગ્રીવાઓ લંબાઇ રહી, અગણિત સુકોમળ હૃદયો ‘હવે શું થશે?’ એવી સભય ઉત્સુકતાથી ધડકવા લાગ્યાં અને ત્યાં અત્યંત લાવણ્યવતી તથા ચાપલ્યવતી અસ્તુરીયન કુમારિકાઓ એકત્ર થઇ હતી, તોપણ તેમનું સૌંદર્ય અત્યારે તે સ્થાનને ભયાનકતા અર્પી રહ્યું હતું.

પણ અરે! જે સમયે ટોળાની વચ્ચેની ખુલ્લી જગ્યામાંથી ધુમાડાના ત્રણ જૂદા જૂદા ગોટા ઉંચે ચડવા લાગ્યા અને ત્રણે ગુન્હેગારોના ઓષ્ઠોમાંથી ભયસૂચક ચીસો નીકળવા લાગી, તે સમયે પ્રત્યેક પ્રેક્ષકના વદન ઉપર એક ક્ષણને માટે કેવો ભયભીત અને વ્યાકુળ આવિર્ભાવ ઉછળી આવ્યો?!

તે જ ક્ષણે ત્રણ ગુન્હેગારોની સાથેના ત્રણ પાદરીઓ ઘુંટણીએ પડ્યા અને મરણ પામતા ગુન્હેગારોની સદ્દગતિને અર્થે પોતાના હાથમાંના નાના ક્રોસ તેમની તરફ લંબાવી રહીને પ્રભુસ્તુતિ ગાવા લાગ્યા.

એક મિનિટ કરતાં પણ ઓછા સમયમાં ધુમાડાના દરેક ગોટમાંથી મોટી જ્વાળાઓ ફૂટી નીકળી: અને પછી એ તીવ્ર યાતનાનો પહેલો જ દંશ અનુભવાતાં દુર્ભાગી ગુન્હેગારોના મુખમાંથી કાન ફાડી નાંખે તેવી ચીસો સંભળાવા લાગી.

કેટલાંક હૃદયોપર આ મરણસમયની વેદનાની ચીસો વજ્ર-

ઘાતના જેવી અસર કરી રહી, બીજાંઓપર વીંછીના બનાવેલા ચાબુકના મારથી લાગતા દંશના જેવી અસર થઇ; કેટલાંક મગજો એ ચીસોરૂપી તીવ્ર બાણોથી વિંધાઇ જવા લાગ્યાં, અને બીજાંમાં તીવ્ર ઘોષ કરતા ઘંટોથી બ્હેરા બની જવાય એવી અસર થવા લાગી.

કોઇને શરીરે ધ્રુજારી છૂટવા લાગી, કોઇના શરીરનું માંસ અસ્થિની સાથે ગંઠાઇ જવા લાગ્યું, કોઇની ભ્રૂકુટીઓ ફરકવા લાગી, કોઇનાં અંગો થરથરવા લાગ્યાં, એવી રીતે અનેક પ્રેક્ષકો ઉપર એ ભયાનક દૃશ્યની અસર થવા લાગી: કેટલાકના શરીરે એથી લાહ્ય લાગી રહી તો કેટલાંકનાં શરીર પ્રસ્વેદબિંદુઓથી બરફ જેવાં શીતળ બની ગયાં હતાં, કેટલાકો એ ઘૃણાજનક દૃશ્યની અસહ્યતાથી 'અરે'કાર કરી રહ્યાં હતાં, તો કેટલાકો માનસિક સંભ્રમને લીધે અટ્ટહાસ્ય કરી રહ્યાં હતાં: એ ઉપરથી માલૂમ પડતું હતું કે પ્રેક્ષકો ઉપર કેવી વિલક્ષણ અને ભયાનક અસર નીપજવા પામી હતી.

પરંતુ ડોન ઝેવીયર વીલેનાના વદનપર જરા પણ પાંડુતા ન જ દેખાઇ; તેના ઓષ્ઠ ધ્રૂજ્યા નહિ, તેનાં અંગો કંપ્યાં નહિ કે તેનાં રૂંવાડાં થરથર્યાં નહિ.

તેથી ઉલટું, જેમ જેમ ધુમાડાના ગોટ વધારે ને વધારે ઉંચે ચડવા લાગ્યા, તેથી વાદળ વધારે ઘેરૂં દેખાવા લાગ્યું તથા ધુમાડામાં ગુંચવાએલી જ્વાળાઓ વધારે લાલ રંગની દેખાવા લાગી, અને બળી જતા અપરાધીઓની ચીસો, રોદનો તથા દયાજનક વિલાપો વધારે યાતનાસૂચક તથા વધારે આવેગયુક્ત દેખાવા લાગ્યાં, તેમ તેમ ઝેવીયર વીલેનાના ચહેરાપરની સંતોષસૂચક રેખાઓ પ્રમાણમાં વધારે ને વધારે ગાઢ થવા લાગી તથા તેના આંતરૂ ચારિત્ર્યમાં છૂપી રહેલી નિર્દયતા વધારે ને વધારે સ્પષ્ટ સ્વરૂપ ધારણ કરવા લાગી.

અને હા! એ ધૂમ્રથી વીંટળાએલા અને અગ્નિશિખાઓથી આવૃત્ત થએલા ત્રણ મનુષ્યદેહોને બેવડ વળી જતા, ધ્રૂજી રહેતા

અને દાંડા સાથે લટકી રહેતા કલ્પવા-એ અત્યંત ત્રાસજનક હતું-ખરેખર, ત્રાસજનક હતું !

પાદરીઓની શોકજનક પ્રભુસ્તુતિના અવાજને પણ દાબી દેતી, કાન ફાડી નાંખતી, કંપાવી નાંખે તેવી અને મગજને શૂન્ય બનાવી દે તેવી એ ચીસો સાક્ષાત્ યમદેવની તીક્ષ્ણ ગર્જનાઓના સરખી લાગતી હતી !

આ બધો વખત ઉંચો ઊભો કરવામાં આવેલો ક્રોસ તેજસ્વી સૂર્યના સરખાં સોનેરી કિરણોનું પ્રતિબિંબ પાડી રહ્યો હતો, એટલું જ નહિ પણ નરકયાતનાની વચ્ચે દગ્ધ થઇ જતા, કાળા કોયલારૂપ બની જતા અને છેવટે ખાકનું સ્વરૂપ પામી જતા ત્રણ મનુષ્યદેહોની ચિતાઓને પણ પ્રતિબિંબિત કરી રહ્યો હતો.

પણ હવે અમે આ હૃદયદ્રાવક દૃશ્યનું વધારે વર્ણન કરીશું નહિ; અને ટૂંકાણમાં પતાવી દેવાના દોષને માટે વાચકની ક્ષમા યાચીને બીજી વિગતો રજુ કરવા માટે એટલું જ જણાવી દઇશું કે એ દૃશ્ય સમાપ્ત થઈ ગયું છે, ગુન્હેગારો ભસ્મીભૂત થઈ ચૂક્યા છે અને આગો પણ બુઝાઈ ગઇ છે એવું વાચકોએ સમજી લેવું.

મધ્યાહ્ન પછીના ત્રણ વાગ્યાનો સમય થયો છે.

લોકોનાં ટોળાં વીખરાઇ રહ્યાં છે, પણ હજી કેટલાક લોકો ચૌટામાં ધીરે ધીરે ફરી રહ્યા છે. કેટલાકો રાખના ત્રણ નાના ઢગલા પાસે જઇને મ્લાન વદને તે તરફ જોઈ રહ્યા છે. એ ત્રણ ધર્મદ્રોહી અપરાધીઓ અને તેમની ત્રણ ચિતાઓનાં અવશેષો હવે એ માત્ર રાખના ઢગલા જ રહ્યા છે.

હજી વેલેડોલીડનો વડો ધર્માધ્યક્ષ ઝરૂખામાં બેસી રહેલો છે. તે આવતી કાલસુધી ડયુરામાં રહેવાનો ઇરાદો રાખે છે, કારણકે બર્થોલ્ડ અને જોનને પકડી પાડવા માટે અથવાતો મેડોઝ અને વૃદ્ધ ઇવાનનું પગેરૂં કાઢવા માટે મોકલવામાં આવેલા ઘોડેસ્વારો પોતાના કાર્યમાં સફળ થાય છે કે નહિ તે જોવાને તે ઉત્સુકતા ધરાવી રહ્યો છે.

તે હજી ઝરૂખામાં જ બેસી રહ્યો છે, કારણકે મેયરે તેને માટે જે મીજબાનીની ગોઠવણ કરી છે તેની તૈયારીઓ હજી પૂરી થઇ નથી, અને વળી મેયરનું નિવાસસ્થાન ઉત્તરાભિમુખ આવી રહેલું હતું એટલે ઓકા પર્વતોની ટેકરીઓપરથી ખુશનુમા વાયુલહરિ આવી રહી હતી અને તૃપ્ત થએલી ક્રૂરતાને પરિણામે ઉત્તપ્ત થએલા તેના વદનમંડળને શીતલતા અર્પી રહી હતી.

નાસી છૂટેલા આરોપીઓની પાછળ પડવાને ઘોડેસ્વારો પરોઢીયામાં નીકળી ચૂક્યા હતા. ત્યારપછી ઘણા કલાક વ્યતીત થઈ ચૂક્યા હતા, એટલે એ સંબંધે કાંઇ અસરકારક કામ કરવાને માટે ઘોડેસ્વારોને પૂરતો વખત મળવા પામ્યો હતો.

ડોન ઝેવીયર વિલેના આ પ્રમાણે પોતાના મનમાં વિચારી રહ્યો હતો, અને એ જ બાબત સંબંધે તે વિચારનિમગ્ન બની રહ્યો હતો, એટલામાં ઘોડેસ્વારોની એક ટુકડી ચૌટાને સામેને છેડે દેખાઇ.

"આપણા જ ઘોડેસ્વારો!" મેયર આનંદપૂર્વક બોલી ઉઠયો: "અને તેમની વચ્ચે એક સ્ત્રી દેખાય છે–"

"હા–અને તેમની સાથે વિદ્યાર્થીના પોશાકવાળો એક સુંદર યુવક પણ છે!" ધર્માધ્યક્ષના ખાનગી અધિકારી–એક પાદરીએ કહ્યું.

"ત્યારે–કાલે આ જ ઝરૂખામાંથી આપણને બે વધારે દહનક્રિયાઓ પણ અવશ્ય જોવાની મળશે." ડોન ઝેવીયર વિલેનાએ કહ્યું. તે સમયે તેના ઓષ્ઠના ખૂણા આગળની રેષાઓ સંકોચાવા લાગી અને તેના ચહેરાપર છવાઇ રહેલી ક્રૂરતાના અવિર્ભાવથી તેની ભ્રૂકુટીપર કરચોલીઓ પડવા લાગી.

ડાક્ટર ઇંગલહેમ કે જેની સાથે તેનો દુભાષીયો પાકો પણ હતો તેણે નજીક આવતા ઘોડેસ્વારોની વચ્ચેના વિદ્યાર્થી તથા સ્ત્રીને તુરત જ ઓળખી કાઢયાં, અને તેથી તેના મુખમાંથી આનંદનો ચિત્કાર નીકળી પડયો.

ઝરૂખાના કઠેરાને અઢેલતાં ધર્માધ્યક્ષે પૂછ્યું: "માનવંત ડાક્ટર સાહેબ! મેયેન્સમાંથી નાસી છૂટેલાં અપરાધીઓ તેઓ જ છે કે?"

પાકોએ ઈંગિલહેમને ધર્માધ્યક્ષના પ્રશ્નનો અર્થ સમજાવ્યો, એટલે ઈંગિલહેમે તુરત જ તે પ્રશ્નનો હકારમાં જવાબ આપ્યો.

ઘોડેસ્વારો પોતાના કેદીઓની સાથે મેયરના નિવાસસ્થાનની સામે થોડાં ડગલાં દૂર થોભ્યા, એટલે ધર્માધ્યક્ષ પોતાની દૃષ્ટિને જોન તરફ સ્થિર કરીને મનમાં જ ગણગણ્યો: "પ્રભુના પવિત્ર વધસ્થંભની સાક્ષીએ કહું છું કે તે એક મનોહારિણી રમણી છે–તેના રૂઆબદાર દેખાવ તથા તેના વદનપરના અભિમાનયુક્ત તુચ્છકારની હેઠળ પણ તેનું આખું અંગ વિષયી આતાપના તથા તીવ્ર વિષયાસક્તિના ઉચ્છ્વાસ ભરી રહ્યું હોય એવું લાગે છે!"

ડોને ઝેવીયર વિલેના પોતાના મનમાં આ પ્રમાણે વિચારી રહ્યો હતો, ત્યારે તેની દૃષ્ટિ ઘોડેસ્વારોની વચ્ચે પોતાના ઘોડાપર શાંત ગંભીરતાથી બેઠેલી જોનના મનોરમ વદન અને સુંદર દેહયષ્ટિ ઉપર ધીમે ધીમે રસળી રહી હતી.

જોનની બાજુએ તેનો પ્રાણેશ્વર બર્થોલ્ડ હતો. જોકે તે પોતાપર આવી પડેલી આ આફતથી મનમાં ગભરાયો હતો, તોપણ પોતાના વદનપર તેણે દૃઢતા ધારણ કરી રાખી હતી, કે જેથી પોતે પોતાની પૂજ્ય પ્રિયતમાની હિંમતની સાથે સમતોલતા દર્શાવી શકે અને વળી જોનની હિંમતમાં પણ ઘટાડો થવા ન પામે.

આ નવો બનાવ જોવાને ચૌટામાં ફરી રહેલા લોકો એકદમ ઝરૂખાની હેઠળ એકઠા થઈ ગયા. થોડી વાર પહેલાં બનેલા ભયાનક બનાવથી ઉત્પન્ન થએલી ઉત્સુકતા ચાલુ રહેવા પામે તેવા જ પ્રકારનો આ બનાવ પણ મનાવા લાગ્યો. જુલીયસ ઈંગિલહેમે જેમના ઉપર કાંઇ મલીન અને ભેદભર્યા આરોપો મૂક્યા હતા તે સુંદર યુવક તથા મનોહારિણી યુવતીને લોકો ઉત્કંઠ બનીને તથા પોતાના પગના અંગુઠા ઉપર ઉંચા થઈ–લંબાઇને જોવા લાગ્યા.

પરન્તુ તેમના પરના આરોપના પ્રકાર સંબંધે કરવામાં આવતાં અનુમાનો ઉપરથી લોકોમાં જે સંદિગ્ધ ત્રાસ ફેલાવા પામ્યો હતો,

તે એ સુંદર યુગલને જોવાથી એકદમ બદલાઇ ગયો. જોન તથા બર્થોલ્ડનો રૂઆબદાર તથા મનોહર દેખાવ જોઇને લોકો તેમના તરફ ગંભીર ભાવ તથા અંતઃકરણપૂર્વકની સહાનુભૂતિ ધરાવવા લાગ્યા.

પહેલાં વેલેડોલીડના વડા ધર્માધ્યક્ષનો ઇરાદો એવો હતો કે બર્થોલ્ડ તથા જોન ઉપરનો મુકર્દમો જાહેરમાં સાંભળવો અને એકત્ર થએલા પ્રેક્ષકોની હાજરીમાં જ તેનો ન્યાય તોળવો; પરન્તુ જોનના અનુપમ સૌંદર્યે તેના મન ઉપર એવી છાપ પાડી હતી કે તેણે પોતાનો ઇરાદો બદલવાનો અને એવી રીતે મુકર્દમો ચલાવવાનો નિશ્ચય કર્યો કે જેથી એકાંતમાં તેનો પરિચય મેળવવાનું બ્હાનું તેને મળી આવે.

ઝરૂખાના કઠેરા ઉપર પોતાના હાથ તેણે એવી રીતે ટેકવ્યા કે જેથી તે પોતાના મ્હોંને આગળ લંબાવી શકે અને નીચેનો એ બધો દેખાવ એકી સામટો અવલોકી શકે. પછી તે મોટે અવાજે બોલ્યો: "ફરીયાદી અને તેનો દુભાષીયો ક્યાં છે?"

ઘોડેસ્વારોની ટુકડી તથા કેદીઓની સમીપે ડા. ઇંગલહેમ અને પાકો ઊભેલા હતા, તેમાંથી પાકોએ જવાબ આપ્યો: "આ રહ્યા, નામવર!"

દુભાષીયાને સંબોધીને ધર્માધ્યક્ષે કહ્યું: "એ સ્ત્રી કેદીનું નામ જણાવવાનું ફરીયાદીને કહે."

ઇંગલહેમ સાથે થોડી વાત કરીને પાકોએ જવાબ આપ્યો: "તેનું નામ જોન ગીલ્બર્ટ્સ છે, નામવર!"

ધર્માધ્યક્ષે પૂછ્યું: "આ વિદ્યાર્થીના પોશાકવાળા યુવકની તે પત્ની છે?"

"ના, નામવર! કાયદેસર રીતે તેને તેની પત્ની કહી શકાય નહિ." ઇંગલહેમ તરફની સૂચના પ્રમાણે પાકોએ પુનઃ જવાબ આપ્યો.

લોકોના ટોળાની વચ્ચે આ પ્રમાણે પોતાની પ્રિયતમાની અપકીર્તિ થએલી જોઇને બર્થોલ્ડના વદન ઉપર ગાઢ શોકાતુરતા

પ્રસરી ગઈ અને તિરસ્કાર તથા લજ્જાના મિશ્રિત આવિર્ભાવથી જોનના સુંદર વદન ઉપર આરક્તતા છવાઈ ગઇ, જ્યારે પોતા સામે ફરીયાદ કરનાર દ્વેષી અને હીચકારા જુલીયસ ઇંગલહેમ ઉપર તેની આંખો તુચ્છકાર અને નિષેધયુક્ત દૃષ્ટિ કરવા લાગી.

થોડી ક્ષણો થોભીને ધર્માધ્યક્ષે કહ્યું: "ફરિયાદી કહે છે કે જોન ગીલ્બર્ટસને તેના સોબતીની કાયદેસરની પત્ની કહી શકાય નહિ; તો શું તે બીજી કોઈ વ્યક્તિની પત્ની છે?"

જુલીયસ ઇંગલહેમ તરફથી પાકો જવાબ આપ્યો: "ના નામવર, તેના સોબતીને માટે જ કાયદેસરની અશકયતા રહેલી છે."

ધર્માધ્યક્ષે પૂછ્યું: "તો પછી તેનો સોબતી કોણ છે?"

એકદમ ચમકાવી મેલે તેવો જવાબ મળ્યો: "બર્થોલ્ડ નેકાર, ફુલ્દાના મઠનો માજી મહંત!"

લોકોના ટોળામાં એકદમ આશ્ચર્ય અને તીવ્ર ઉત્સુકતાને લીધે ગણગણાટ પ્રસર્યો, કારણકે બર્થોલ્ડ નેકારનું નામ, આખા ખ્રિસ્તી રાજ્યમંડળમાં તે સમયના જીવંત વૃદ્ધ તથા અત્યંત પૂજ્ય મનાતા પાદરીઓના જ્ઞાન કરતાંએ વિશેષ જ્ઞાન ધરાવનાર પાદરી તરીકે વિખ્યાતિ પામ્યું હતું.

જે વખતે લોકોના ટોળામાં વિજળીના લંબાએલા આંચકાની જેમ સંક્ષોભ પ્રસરી રહ્યો હતો અને જાણે કે બર્થોલ્ડ જેવા ધૈર્યશીલ પુરૂષના પૂર્ણ પ્રેમનું પાત્ર થવા માટે જોન મગરૂર બની હોય તેવી રીતે તે પોતાના પ્રેમિક તરફ ઉચ્ચ ઉત્સાહથી જોઇ રહી હતી, તે વખતે ધર્માધ્યક્ષે ઘોડેસ્વારોની ટુકડીના મુખીને ઝડપથી કાંઈ ઇશારો કર્યો.

ધર્માધ્યક્ષના ઇશારાનો આશય તે મુખી સમજી ગયો અને તેણે અસભ્યતાપૂર્વક એકદમ આંચકો મારીને બર્થોલ્ડના માથા પરની લાંબી ટોપી તેમ જ તે નીચેની નાની કાળી રેશમી ટોપી ખેંચી લીધી, એટલે બર્થોલ્ડના માથાની વચ્ચેનો ટાલવાળો ભાગ લોકોના

જોવામાં આવ્યો. ફુલ્દાના મઠમાં માથાની વચ્ચેના ભાગમાંથી વાળ કઢાવી નાંખવાનો રીવાજ હતો અને બર્થોલ્ડ મેયેન્સથી નાઠો ત્યારપછી એ ટાલવાળા ભાગમાં પૂરતા લાંબા વાળ ઉગે એટલો વખત હજી પસાર થયો નહોતો એટલે અત્યારે એ ટાલ લગભગ પહેલાંના જેવી જ–વાળ વિનાની રહેવા પામી હતી.

"હા! તે ખરેખર પાદરી જ છે!" ધર્માધ્યક્ષ બોલી ઉઠ્યો. બર્થોલ્ડની ખરેખરી સ્થિતિનો આ પુરાવો જુલીયસ ઈંગ્લહેમે મૂકેલા આરોપને નિઃસંશય રીતે પુરવાર કરતો જણાયો, એટલે પ્રતિજ્ઞાનો ભંગ કરનાર અને લીધેલા સોગંદનું ખૂન કરનાર બર્થોલ્ડને માટે તે અત્યંત તુચ્છકાર દર્શાવતો બોલ્યોઃ "એ પ્રતિજ્ઞાભંગ કરનાર પાપીને લઇ જાઓ–કેદમાં લઇ જાઓ! અને તેની અપરાધિની પ્રિયતમાને માટે તો ન્યાયદૃષ્ટિ એવું ફરમાવે છે કે આપણે તેની તપાસ એકાન્તમાં ચલાવવી જોઇએ."

એ પ્રમાણે બોલીને ડોન ઝેવીયર વિલેના એકદમ ફર્યો અને ઝરૂખામાંથી ચાલ્યો ગયો; ઘોડેસ્વારોએ બર્થોલ્ડ તથા જોનને પકડીને તેમના ઘોડાપરથી નીચે ઉતાર્યાં.

સંપૂર્ણ શ્રદ્ધા વ્યક્ત કરતી દૃષ્ટિથી બર્થોલ્ડની તરફ જોઇને આતુર સ્વરે જોન બોલીઃ "ધૈર્ય રાખજે, બર્થોલ્ડ! ધૈર્ય રાખજે! એક અપૂર્વ પ્રેરણાથી હું કહું છું કે આપણે લાંબો વખત વિખૂટાં રહીશું નહિ!"

માયાવી મસ્તકની વાણી તેમ જ કાલાત્રાવાના કિલ્લાના વૃદ્ધ પુરૂષનું કથન અત્યારે તેના મગજમાં તરવરી રહ્યાં હતાં. તે ઉપરથી જ તેને ધૈર્યની પ્રેરણા પ્રાપ્ત થઇ હતી અને હવે તેનામાં હિંમત આવી હતી.

બર્થોલ્ડે અવર્ણનીય ભક્તિમત્તાપૂર્વક પોતાની પ્રિયતમા તરફ દૃષ્ટિ કરી અને બીજી જ ક્ષણે તેમને વિખૂટાં પાડવામાં આવ્યાં. બર્થોલ્ડને તુરંગમાં લઇ જવામાં આવ્યો અને જોનને મેયરના નિવાસસ્થાનના એક વિશાળ ખંડમાં લઇ જવામાં આવી.

## પ્રકરણ ૧૫ મું.

### ડૉન ઝેવીયર વિલેના.

વેલેડોલીડનો ધર્માધ્યક્ષ અને આપણી વાર્તાની નાયિકા અત્યારે એકાંતમાં એકઠાં મળેલાં હતાં. ધર્માધ્યક્ષ એક વિશાળ ખંડની એક બાજુએ એક ખુરશીપર બેઠો હતો અને જોન તેની સમીપે જરા દૂર ઊભી રહી હતી.

તેની ઉંચી દેહાકૃતિ ધર્માધ્યક્ષની સમીપે પોતાની સંપૂર્ણ ઉંચાઇસુધી લંબાએલી ઊભી હતી. તેણે ધારણ કરેલી અનુપમ ઓજસ્વિતાથી તેની દેહાકૃતિની સુપ્રમાણતા દીપી નીકળી હતી જોકે પોતાનું સૌંદર્ય વ્યક્ત કરવાની તેની ઇચ્છા નહોતી. એક સ્ત્રીના ઉચિત ગર્વ તથા એક વીર રમણીના ધૈર્ય સરખા સ્વાભાવિક ગુણોથી પોતાનો બચાવ કરવાનો તે વિચાર કરી રહી હતી, ત્યારે ખરેખરી રીતે તેનું વદનમંડળ એટલું સુંદર તથા તેની દેહાકૃતિ એટલી આકર્ષક દેખાતી હતી કે ઝેવીયર વિલેનાનું મન તેના માટેની પ્રશંસા તથા વ્યાકુળતાથી ભરાઇ રહ્યું હતું.

પુરાતન સમયનાં વૃત્તાંતો ધર્માધ્યક્ષે સારી પેઠે વાંચ્યાં હતાં, એટલે અત્યારે જોનમાં જાણે કે દેવી જુનોની ઓજસ્ભરી સુંદરતા, દેવી મિનર્વાની બુદ્ધિમત્તાની રેખાઓ અને ડાયાનાની શારીરિક સુપ્રમાણતા સંપૂર્ણ રીતે ભરી હોય એવું તેને દેખાતું હતું.

જ્યારે ઘોડેસ્વારોએ તેને પકડી અને કેદ કરી હતી, ત્યારે તેની પ્રત્યે કોઇ જાતની શારીરિક અસભ્યતા કે જોર–જુલમ વાપરવામાં આવ્યાં નહોતાં તેથી કાલાત્રાવાના કિલ્લાવાળા વૃદ્ધ પુરૂષ તરફથી તેને મળેલું મહોરબંધ પરબીડીયું હજી તેની પાસે એમ ને એમ રહ્યું હતું; પરન્તુ ફેરીયા ઇવાને બર્થોલ્ડને જે લાકડાની પેટી સોંપી

હતી તે તેની પાસેથી લઇ લેવામાં આવી હતી અને એ પેટી અત્યારે ધર્માધ્યક્ષની પાસે પડી હતી.

જોન અને ધર્માધ્યક્ષ એકલાં પડયાં ત્યારપછી થોડી મિનિટો સુધી ગંભીર શાંતિ ફેલાઇ રહી. જોન પહેલાં ન જ બોલી, અને ડોન ઝેવીયર વિલેના વાતચીતનો પ્રારંભ કેવી રીતે કરવો તે માટે કાંઇક ગુંચવાયો.

મમતાદર્શક સ્વર અને ઉત્તેજક ઉદાર રીતિ ધારણ કરીને છેવટે તે બોલ્યો: "તરૂણ નારી! તું અત્યારે એટલી બધી ગંભીર સ્થિતિમાં મુકાયલી છે, કે તને જોઇને મને અત્યંત દયા જ ઉપજે છે. તેટલા જ કારણથી તેં કરેલા ભયંકર અપરાધના સંબંધમાં તારી લાગણીઓ અને વિચારો કેવા પ્રકારના છે તે જાણવાના હેતુથી હું તને એક ખાનગી મુલાકાત આપવાને લલચાયો હતો. જો તું ખરેખર પશ્ચાત્તાપ કરતી હોય અને મારી દયા જ યાચતી હોય, તો તેં કર્યો છે તેવા અપરાધને માટે ધર્મમંદિરનો કાયદો જે ભયાનક સજા ફરમાવે છે તેમાંથી કદાચ હું તારો બચાવ કરી શકીશ; પરન્તુ જો તું હઠીલી અને દુરાગ્રહી બનીશ, તો તારી પ્રત્યેની મારી ભલી લાગણીઓ હોવા છતાં તને દેહાંત દંડ કર્યા સિવાય બીજો કશો માર્ગ હું ગ્રહણ કરી શકું તેમ નથી."

જોને દૃઢતાથી પ્રશ્ન કર્યો: "અને નામવર! એ દેહાન્ત દંડ કેવા પ્રકારનો?"

ડોન ઝેવીયર વિલેનાએ જવાબ આપ્યો: "ચૌટા વચ્ચે જીવતા બાળી મેલવાનો—અત્યંત ભયાનક મોત નીપજાવવાનો."

સ્વરમાં કે રીતભાતમાં જરા પણ ગભરાટ કે ભય દર્શાવ્યા વિના જોન બોલી: "અને જો હું કબૂલ કરૂં કે હું એકલી ગુન્હેગાર છું, જો હું એકદમ કબૂલ કરી વાળું કે બર્થોલ્ડ નેકારને તેની પ્રભુ પ્રત્યેની ભક્તિમાંથી ભ્રષ્ટ કરવાનું અધમ પાપ મેં જ કર્યું છે,–તો

પ નામવર તેને છૂટો કરવાનું ફરમાવશો અને તેને મૂર રાજ્યમાં સલામત રીતે જવા દેવાની ખાત્રી આપશો ? ”

ક્રોધ તથા આશ્ચર્યમિશ્રિત સ્વરે વેલેડોલીડનો ધર્માધ્યક્ષ બોલી યો: “ શું ?! જેણે જગતમાં મોટામાં મોટો ગણાતો અપરાધ ં છે તે અધમ મનુષ્યને હું બચાવી લઉં ? જે ગુન્હેગારનો ગુન્હો ખૂન કરતાં પણ વધારે ગંભીર છે તેને હું સજા કર્યા વિના ા દઉં ? તરૂણ બાળા ! ખ્રિસ્તી જગતનાં ધર્મમંદિરોના દા, નીતિ અને રીતિથી તું કેવળ અજાણી હોય એવું લાગે છે, તો મારા જેવા એક ધર્માધ્યક્ષ પાસે તું આવી દરખાસ્ત પિ રજુ કરે નહિ ! ”

જોને જવાબ આપ્યો: “ મેં એમ ધાર્યું કે આપ નામવર સ્તી ધર્મના એક મોટા અધ્યક્ષ છો એટલે આપની ન્યાયની રીમાં જે કાંઇ મુકર્દમાઓ રજુ થાય તેમાં અપરાધીને જીવિત- દેવાની કિંવા દેહાંત દંડ કરવાની સત્તા આપ ધરાવતા હશો.”

ધર્માધ્યક્ષે જવાબ આપ્યો: “ એક પતિત થએલા મહંતને ા આપવાની અને તેને પાપમુક્ત કરવાની સત્તા તો એકલા મ પૂજ્ય મહાત્મા પોપ જ ધરાવે છે; પરન્તુ બર્થોલ્ડ નેકારના ા જગજાણીતા થએલા પતનના સંબંધમાં તો એ સત્તાનો ઉપયોગ નામવર દયાળુ હોવા છતાં પણ કરશે નહિ. ”

જોન બોલી: “ ત્યારે આપ નામવરે તેને ભયાનક રીતે મારી મવાનો જ નિશ્ચય કર્યો છે કે ? ” એ શબ્દો બોલતાં જોનના ખા શરીરમાં કંપારી છૂટતી દેખાઇ અને પગથી માથાસુધીનાં તેનાં થરથરી ગયાં.

ધર્માધ્યક્ષે સખ્તાઇથી કહ્યું: “ તરૂણ સુંદરી ! બર્થોલ્ડ નેકા- જીવનનો તો હવે તું વિચાર જ છોડી દે; મરેલાઓની ભરતીમાં તે ગણાઈ ચૂક્યો છે ! ”

એક વીર રમણીને છાજે તેવા ઉત્સાહથી—નહિ કે સ્ત્રીજાતિની સ્વાભાવિક નિર્બળતાથી—કંપતે સ્વરે જોન બોલીઃ "તો પછી જે દાન હું આપની પાસેથી માંગું છું, જે દયા હું આપની પાસેથી યાચું છું તે એ જ છે કે જેને હું મારા અંતરથી ચાહું છું તેની બાજુએ જ રહીને મને સજા વેઠવા દો—મને મરી જવા દો!"

"દુરાગ્રહી—બેવકૂફ સ્ત્રી!" ગુસ્સાથી કંપી ઉઠેલા અને લાલ થઈ ગએલા વદને ધર્માધ્યક્ષ બોલી ઉઠ્યો: "તારી જાતને માટે આવો દુરાગ્રહ ધારણ કરીને અને તારા પાપી પ્રિયતમ પ્રત્યે આવી ભક્તિ દર્શાવીને તું અપરાધ ઉપર અપરાધ કરી રહી છે, પાપનો સંચય કરી રહી છે!"

"અહા! નામવર! પાદરીઓએ અને ધર્મસ્થાનકના સાધુ-ઓએ એમ દર્શાવ્યું હશે કે પ્રેમ કરવો એ એક અપરાધ છે." એક મરણીયા વીર નરને છાજે તેવી દૃઢતાથી, આવેગથી અને આનંદથી જોન બોલીઃ "પરન્તુ એ અભિપ્રાયના સત્યને અથવા ન્યાયને પ્રભુ સ્વીકારતો નથી!"

"તું નિંદા કરે છે!" ધર્માધ્યક્ષ બોલી ઉઠ્યોઃ પરન્તુ એ ક્ષણે જોનનો દેખાવ એવો ઓજસ્‌ભર્યો હતો અને પોતાની હૃદય-પ્રતિમા પ્રતિના પ્રેમોત્સાહથી એટલો જ્વલંત બન્યો હતો, તેમજ આ દૃઢ શ્રદ્ધા તથા અડગ ભક્તિમત્તાના આવેગ તથા આંતર્ આનંદથી તેનો દેખાવ એટલો તેજદાર થયો હતો કે ધર્માધ્યક્ષ પ્રશંસા, આશ્ચર્ય તથા ભયથી અવાક્ બની ગયો.

તેની આખી દેહાકૃતિ વિસ્તરવા લાગી, તેનું મસ્તક તેની ગ્રીવાપર સહજ ઝુકી ગયું, તેની છાતી સજ્જડ બંધબેસતા બદનની અંદર પ્રફુલ્લિત થવા લાગી અને તેનું વદનમંડળ એવા ઉચ્ચ ભાવોનું ચૈતન્ય ધારણ કરવા લાગ્યું કે જાણે એક સુંદર પ્રતિમામાં જીવનસં-ચાર થવા લાગ્યો હોય અથવાતો જાણે એક પ્રતાપી સ્ત્રી એક દેવીનો પ્રભાવ ધારણ કરવા લાગી હોયઃ આવો દબદબાભર્યો અને આકર્ષક દેખાવ તે સમયે થઈ રહ્યો.

મધુર સ્વરનો પ્રવાહ રેલાવતી હોય તેમ જોન બોલી: " આપ
ત્તર કહો છો કે હું નિંદા કરૂં છું, કારણકે પ્રેમ પ્રતિની મારી
પ્રકટ કરવાની હું હિંમત કરૂં છું." પછી લશ્કરી વાદ્યયંત્રોના
ી પેઠે તેનો સ્વર વધારે જોરદાર અને તીવ્ર થવા લાગ્યો અને
ાલી: " અરે, ના! નામવર! નિંદા કરનાર હું નથી, પણ
। છો! હા-જો આપને પ્રેમ પ્રતિ જરા પણ શ્રદ્ધા ન હોય-
વાતો જો આપ એમ માનતા હો કે જે વખતે એક હૃદય
ંત તેજયુક્ત બની રહેતું હોય તથા બીજા હૃદયની હૂંફમાં
ી રહ્યું હોય, તે વખતે બીજા હૃદયે પોતાની ઊર્મિને તુચ્છકારી
ી જોઇએ અથવા દબાવી દેવી જોઇએ, તો આપ નામવર
યસ્વભાવનું અજ્ઞાન બતાવો છો અને એ અજ્ઞાનને લીધે
ાણાં મનુષ્યબંધુઓના કલ્યાણ તથા સદ્‌ભાગ્ય માટેના ધાર્મિક
। આધ્યાત્મિક નેતા થવાને આપ નામવર ખરેખર નાલાયક
છો. હજારો પ્રકારની વેદનાઓથી કદાચ હૃદય ચીરાઇ જાય,
ા દુર્ભાગ્યોનાં વાદળાં કદાચ આંતર્ જીવનના પ્રકાશને અંધકાર-
બનાવી દે, અસહ્ય યાતનાઓની જ્વાળાઓ કદાચ હૃદયકુસુમોને
ૂળમાંથી દગ્ધ કરી નાંખે; તોપણ જો એ હૃદય શાશ્વત અને
યુક્ત પ્રેમ ધરાવતું હશે, તો એ કલ્યાણકારી પ્રેમતત્ત્વ, જ્યાંસુધી
કાયમને માટે ધબકતું બંધ થશે નહિ, ત્યાંસુધી-તે ક્ષણસુધી
ત-જ્વલંત જ રહેશે! નામવર! પ્રેમ આવો છે: તો પછી,
। શું એવું માનો છો કે મનુષ્યના કાયદાઓ અથવા અભિપ્રાયો
શમાં રાખી શકે તેવો તે એક વિકાર છે? અરે! મહાત્મા
મી સત્તા આખા ખ્રિસ્તી જગત્ ઉપર-બ્રિટનના કિનારાથી
ને આર્મીનીયાની સરહદ સુધી,-ઉત્તરના બરફમય પ્રદેશથી
ને ભૂમધ્ય સમુદ્રનાં ઉષ્ણ તરંગો સુધી-કદાચ પ્રસરતી હશે, એ
કદાચ મોટા મોટા સમ્રાટો અને રાજાઓને અંકુશમાં રાખી
ી હશે અને રાજ્યગાદી ઉપર બેસનારાઓની નીમણૂક કરી શકતી

હશે, પરન્તુ તે સત્તા પ્રેમના જન્મ, વૃદ્ધિ અથવા અંતને અંકુશમાં રાખવા સમર્થ નથી. ક્યાં પડવું અને ક્યાં ન પડવું તે વજ્રને કહેવાને અથવાતો ક્યાં ચમકવું અને ક્યાં ન ચમકવું તે વિજળીને શિખવવાને જો એ સત્તા સમર્થ હોય, તો જ પોતે સૂચવેલી ખાસ હદની અંદર પ્રેમવિકારને ગોંધી રાખવા તે શક્તિમાન્ બની શકે! તો પછી આપ એમ કહેશો નહિ કે મારા પર આવો દૃઢ પ્રેમ ધરાવવા માટે બર્થોલ્ડ અપરાધી છે, કિંવા તેની પ્રત્યે અડગ પ્રેમ ધારણ કરવા માટે હું પાપ કરૂં છું! જોકે તે એક સાચો પાદરી હશે અને ખુદાના મઠનો સાચો મહંત હશે, તોપણ આપણા સામાન્ય મનુષ્યત્વની લાગણીઓ અને ઊર્મિઓ તેનામાં હજી પણ રહેલી છેઃ અને પોતાના હૃદયના અવાજને અનુસરીને વર્તવામાં તેણે નથી પ્રભુનો અપરાધ કર્યો કે નથી કુદરતનો અપરાધ કર્યો, જોકે તેણે મનુષ્યના નિર્દય કાયદાઓ, જુલ્મી અભિપ્રાયો અને અસંભવિત મનાઇઓની વિરૂદ્ધ બંડ ઉઠાવ્યું છે ખરૂં!"

જોનનો મનોરંજક સ્વર જાણે કે ધર્માધ્યક્ષનું ભાન વિસરાવીને તેને મધુરતાના વેગવાન પ્રવાહમાં ખેંચી જતો હોય તેથી, અને જોનનાં અંગોપાંગની પ્રત્યેક હીલચાલ, તેના વદનનો પ્રત્યેક ક્ષણનો દેખાવ અને ભાવ તેનામાં કાંઈ અવનવી મોહકતાને વિકસાવી રહ્યો હોય એવું લાગવાથી, ડોન ઝેવીયર વિક્ષેના આ લાંબા અને આવેશયુક્ત ભાષણને પૂર્ણ ધ્યાનથી સાંભળી રહ્યો.

વળી, તેના આ ભાષણનો વિષય એવો હતો કે એ દંભી–વિષયલંપટ પુરૂષને આ પ્રમાણે જુસ્સાથી તથા અભિનયપૂર્વક બોલતી અસાધારણ સુંદર સ્ત્રીના શબ્દો સાંભળવાનું અણગમતું થઇ પડે નહિ. આ એકાંત મુલાકાતના પ્રારંભની ક્ષણથી જ તે જે વિષયની વાતચીત ઉપર આવવા આતુરતાથી ઇચ્છતો હતો તે જ વિષય ઉપર હવે વાતચીત આવી પહોંચી હતી; એટલે તેનો એ મુખ્ય હેતુ પાર પડ્યો હતો.

જોનના વદન ઉપર પોતાની આનંદસૂચક દૃષ્ટિને સ્થિર કરીને તે બોલ્યો: "જોન ગીલ્બર્ટ્સ! શું ત્યારે મારે એમ સમજવું કે જે વિકારને તું પ્રેમ કહે છે તે વિકાર એક ધર્મ કરતાં પણ ચડીયાતો છે એમ તું કહેવા માંગે છે?"

જોન બોલી ઉઠી: "તે એક ધર્મ છે-પંથ છે-પૂજા છે!"

ડોન ઝેવિયર વિલેનાએ પ્રશ્ન કર્યો: "પણ એ પંથ અને પૂજા ખ્રિસ્તી પંથ કે ખ્રિસ્તી ધર્મમાં કહેલી પૂજાથી કેવળ જૂદાં જ છે, નહિ વારૂ?"

"નહિ, નામવર!" આ વિષયના સંબંધમાં દલીલો કરવા જેટલી હદે ધર્માધ્યક્ષ આવ્યો તેથી આનંદ પામતી જોન બોલી: "સમસ્ત ખ્રિસ્તી ધર્મસંસ્થામાં વ્યાપેલા દૈવી સત્ત્વનો તે એક વિભાગ છે. પૂજ્ય મહાત્મા! હવે આપ સમજો છો કે બર્થોલ્ડ અને હું જે પ્રેમ પરસ્પર ધરાવીએ છીએ તે પ્રેમ પૂર્ણ રીતે ન્યાય્ય નહિ, તો ઘણે અંશે ક્ષમ્ય તો છે. ધર્મગુરૂઓ એમ કહે છે કે એક પાદરીએ એક સ્ત્રી ઉપર પ્રેમ કરવો એ અયોગ્ય છે, તેમ જ એક સ્ત્રીએ એક પાદરી ઉપર પ્રેમ ધરાવવો એ કાયદેસર નથી;-અને એ અત્યંત નિર્દય તથા અન્યાયી કથનના તત્ત્વને અનુસરીને ધર્મમંદિરના કાયદાઓએ એ અકુદરતી આજ્ઞાનો ભંગ કરનારાઓને માટે સખ્તમાં સખ્ત સજાઓ ઠરાવેલી છે. નામવર! હું કબૂલ રાખું છું કે આ આજ્ઞાઓને માટે આપ જવાબદાર નથી, કારણકે આપ નામવરનો જન્મ થયા પૂર્વે ઘણે વખતે એ આજ્ઞાઓ ઘડવામાં આવી હતી, પરન્તુ એ આજ્ઞાઓનો અમલ સખ્તમાં સખ્ત રીતે જો આપ કરો તો આપના ઉપર નિર્દયતાનું કલંક તો લાગ્યા વિના ન જ રહે. તેથી કરીને જો એટલું કબૂલ રાખીએ કે બર્થોલ્ડ નેકારે ખ્રિસ્તી ધર્મમંદિરનો-દેવળનો અપરાધ કર્યો છે, તો તેને માત્ર ધર્મમંદિરમાંથી કાઢી મેલવામાં આવવો જોઇએ: અને આ જુલ્મી ધર્મમંદિરના વૈરની તૃપ્તિને માટે એક ભોગ આપવો જ પડતો હોય

તો ભલે હું પોતે જ એ ભોગરૂપ બનું! અહો! મહાત્મા-પવિત્ર પુરૂષ! આપની ચરણરજ મસ્તકે ચડાવીને હું આપને પ્રાર્થના કરૂં છું કે માત્ર આટલું જ વરદાન મને આપો અને હું માની લઇશ કે આપે મારા પર મોટી કૃપા કરી!"

એટલા શબ્દો બોલીને જોન વેલેડોલીડના ધર્માધ્યક્ષને નમી પડી; જ્યારે તેણે ધર્માધ્યક્ષના પગ સમીપે પોતાનું મસ્તક બહુ નીચું નમાવ્યું ત્યારે તેના કાળા વાળની છૂટી લટો નીચે જડેલા આરસપર પથરાઇ રહી અને ધર્માધ્યક્ષની દૃષ્ટિ પોતાના દુષ્ટ આશયથી તેની ઉપર રસળવા લાગી.

ધર્માધ્યક્ષ પોતાના આસનપરથી ઉઠયો અને નીચે નમી પડેલી જોનની તદ્દન નજીકમાં ગયો. જાણે કે પોતે એક પુત્રીપરનો પિતા તુલ્ય વત્સલ ભાવ દર્શાવતો હોય તેવી રીતે તેણે જોનના મસ્તકપર ધીમેથી હાથ ફેરવ્યો અને એ રીતે તેણે તેના વીખરાઇ ગએલા વાળને સમા કર્યા. પછી તે ઘેરા અને બદલાઇ ગએલા અવાજે બોલ્યોઃ

"જોન! તેં નિઃસંશય રીતે પુરવાર કરી આપ્યું છે કે પ્રેમ કરનારૂં એક જીગર પ્રેમ કરવા માટે દૂષિત ગણાયજ નહિ!"

જેવી ઝડપથી વિજળીનો ચમકારો આકાશને ભેદીને બહાર દેખાઇ આવે, તેવી ઝડપથી ધર્માધ્યક્ષનો આશય જોનના મગજમાં સમજાઇ ગયો. તે એકદમ ઊભી થઇ ગઈ અને ઉત્તમ વદને તથા કંપતે શરીરે તેણે ધર્માધ્યક્ષની તરફ એક દૃષ્ટિપાત કર્યો, જાણે કે તે તેના હૃદયની ઉંડામાં ઉંડી ગુપ્ત વાતો ઉકેલી લેવા માંગતી હોયની!

ધર્માધ્યક્ષ બોલ્યોઃ "હા!" તેની વૃત્તિઓ હદ પાર ઉન્મત્ત બની ગઇ હતી તેથી તે આગળ બોલ્યોઃ "તેં એક ભયાનક સિદ્ધાંત ઉપજાવ્યો છે, પરંતુ હું તે સિદ્ધાન્તના સત્યને કબૂલ રાખું છું અને તેનો લાભ લેવા માંગું છું."

જોન બૂમ મારી ઉઠી: "આપ શું કહેવા માંગો છો, નામવર?" તેના વદનમંડળપરનો ભય પ્રતિક્ષણે વૃદ્ધિંગત થવા લાગ્યો.

ધર્માધ્યક્ષે જવાબ આપ્યો: "હું એમ કહેવા માંગું છું કે તું અત્યંત સુંદર તથા અત્યંત સન્માન્ય લલના છે અને ઝેવીયર વિલેના તારો દાસ છે!"

જોને માન્યું કે કદાચ પોતે ધર્માધ્યક્ષનો આશય સમજવામાં ભૂલ કરતી હોય અને જે પ્રેમવિકારનું વર્ણન પોતે ધર્માધ્યક્ષની પાસે આવી લાગણી સાથે કર્યું હતું તે પ્રેમવિકારનું બળ કસી જોવાને તે કદાચ આ રીતે પોતાની કસોટી કરવા ઇચ્છતો હોય! એ પ્રમાણે માનીને તે બોલી: "અરે નામવર! મારા બર્થોલ્ડ માટેના પ્રેમની કસોટી આપ કેવી રીતે કરી જોવા ઇચ્છો છો?"

"મારૂં કહેવું સાંભળ, જોન! અને આ ઉશ્કેરાએલી વૃત્તિને તું શાન્ત કર!" એમ કહેતાં જોનનો હાથ ધર્માધ્યક્ષે પોતાના હાથમાં લીધો અને જોને જરા પણ વિરૂદ્ધતા દર્શાવ્યા વિના તેને પોતાનો હાથ લેવા દીધો, કારણકે હજી પણ તેના મનમાં એવી આશા હતી કે જે ભયાનક સંશય તેના મગજમાં ઉપસ્થિત થયો હતો તે નાપાયાદાર સાબીત થશે. ધર્માધ્યક્ષ આગળ બોલ્યો: 'તેં એકકે એક બચાવનો મુદ્દો રજુ કર્યો છે–જો તારૂં ચાલે તો તું બર્થોલ્ડને બચાવવાને જમીન આસમાન એક કર્યા વિના ન રહે! પરન્તુ એ અસંભવિત છે! તેનો તો ઘાત જ થવો જોઇએ–તે મરી જવો જોઇએ—"

"ઓ પ્રભુ!" જોન બોલી ઉઠી. તેના આખા શરીરે સખ્ત કંપારી છૂટી કારણકે તેણે જોયું કે ધર્માધ્યક્ષ પોતાનો નિશ્ચય કરી ચૂક્યો હતો અને માયાવી મસ્તક તથા કાલાત્રાવાના કિલ્લાવાળા વયોવૃદ્ધ પુરૂષના શબ્દો માત્ર પોતાની જાત ઉપર આવી રહેલા ભયોને જ લાગુ પડી શકતા હતા, પરન્તુ બર્થોલ્ડના હિતને અર્થે તે શબ્દો કાંઇ અદ્ભુત અસર નીપજાવે તેમ માની શકાય તેમ નહોતું, એવું હવે તેની કલ્પનામાં આવ્યું.

"હા-બર્થોલ્ડે તો મરવું જ જોઇએ!" પોતાનો નિશ્ચય કોઇ પણ જાતની પ્રાર્થનાથી બદલી શકે તેમ જ નથી એવું દર્શાવતા દૃઢ સ્વરે ડોન ઝેવીયર વિલેનાએ એ શબ્દો પુનઃ ઉચ્ચાર્યા.

"ગરીબ બિચારો બર્થોલ્ડ! કેવો માયાળુ-કેવો સુંદર-કેવો બુદ્ધિમાન્!" જોન ગણગણી. ધર્માધ્યક્ષના હાથમાંથી પોતાનો હાથ પાછો ખેંચી લઇને તે નિરાશાસૂચક ધીમા-ઘેરા સ્વરે બોલી: "તો પછી આપ નામવરે મને પણ દેહાન્તની શિક્ષા જ કરવાની છે."

ધર્માધ્યક્ષે પુનઃ પોતાના આસનપર બેસી શાંતિપૂર્વક જવાબ આપ્યો: "સુંદરી! તારા માથાનો એક પણ વાળ વાંકો થાય, તો તે માટે તારો પોતાનો જ દોષ લેખાશે. બર્થોલ્ડની તો તું હવે આશા જ મૂકી દેજે-હવે તો તારે એક એવા પુરૂષને તારો પ્રેમ અર્પણ કરવો જોઇએ કે જે, ધર્મમંદિરના જુલ્મી કાયદાને અધીન બનેલો તારો જીવ બચાવી શકે, એટલું જ નહિ પણ જે તને તારી જીંદગી દર્મિયાન જગત્માં મળી શકતાં તથા ધનથી પ્રાપ્ત થતાં સર્વ પ્રકારનાં સુખ-ચૈન, ભભકા તથા મોજમજાહનો સુખદ અનુભવ કરાવી શકે!"

અસાધારણ કોપથી પોતાના હાથ ઉછાળતી અને આખા શરીરે કંપતી જોન આવેગપૂર્વક બોલી: "ચૂપ! બદમાશ! દુષ્ટ દગાખોર!" તેના ગાલ ઘેરા લાલ રંગથી છવાઇ ગયા અને તેની આંખો વિસ્ફારિત થઇ અગ્નિકણો વર્ષાવવા લાગી. "આહ! હું કેટલી બેવકૂફ અને પાપી કે એક ક્ષણને માટે મારી દૃઢતા ગુમાવીને હું તારે પગે પડી? જેનું પૈશાચિક વર્તન સાધુના ઝબ્બા તળે છુપાએલું છે તેવા દુષ્ટ ધર્મગુરૂની દયા યાચવા કરતાં એક ઝેરી સાપની અથવા તો ભૂખ્યા વાઘની દયા યાચવી એ વધારે સારૂં છે!"

ગુસ્સાથી કંપતે શરીરે અને વિષયવાસનાથી બળતી આંખે ડોન ઝેવીયર વિલેના બોલ્યો: "જોન! શું તું મને આ રીતે ચ્હીડવવાની હિંમત કરે છે? મારી માંગણીનો નિષેધ કરવાની શું તું



અસાધારણ ક્રોધથી પોતાના હાથ ઉછાળતી અને આખા શરીરે કંપતી જોન આવેગપૂર્વક બોલી: " ચૂપ! બદમાશ! દુષ્ટ દગાખોર!"

પૃષ્ઠ ૧૭૦

હિંમત કરે છે? રહે! વિચાર કર! તારા દિલને પૂછ! એક બાજુએ ચૌટામાં બળી મરવાનું મોત રહેલું છે, બીજી બાજુએ મોજમજાહ-ભરેલું સુખી જીવન રહેલું છે: એક ભયાનક મોત અને બીજો સુખોપભોગ: આ બેમાંથી એક વસ્તુ તારે પસંદ કરવાની છે!"

"દગાખોર! દુષ્ટોના સરદાર! જીવતા પિશાચ! હું તારી માંગણીનો તિરસ્કાર સાથે નિષેધ કરૂં છું!" અત્યંત ક્રોધી લાગણીના આવિર્ભાવથી જોન બોલી ઉઠી: "બસ કરો! નામવર! તમારાથી જે થાય તે કરી લ્યો!"

"છેલ્લી વખતને માટે, જોન! હું તને વિચાર કરવાની તક આપું છું." ક્રોધ તેમ જ વિષયવાસનાના મિશ્રણથી કમ્પતે સ્વરે ધર્માધ્યક્ષ બોલ્યો: "અગ્નિની જ્વાળાઓ તારા સુંદર દેહને વીંટળાઇ વળશે-જાણે કે એ જ્વાળાઓ ઝેરી અજગરોની નિર્દય જિહ્વાઓ ન હોય! તારાં શ્વેત અને સુકોમળ ગાત્રો કાળા ઠીકરા જેવા બની જશે અને છેવટે તેની રાખ બની જશે! આ લાંબા સુંદર કેશ ભડભડ બળી જશે! અત્યારે ચમકી રહેલી સુંદર આંખો હૃદય-પ્રદેશમાં સળગતી આગ કરતાં વધારે ક્રૂર આગમાં સળગીને હમેશને માટે ઠરી જશે—"

પોતાના પગને ભોંયપર જોરથી પછાડીને જોન બોલી: "બસ કરો નામવર! જે સ્ત્રીને તમે મોતની સજા કરી છે તેને આ પ્રમાણે ટોણું મારો છો અને મર્મવચન કહી યાતના ઉપજાવો છો, એટલે તમે એક હીચકારા જ છો!"

ધર્માધ્યક્ષ બૂમ મારી ઉઠયો: "આહ! શું તું મને હીચકારો કહે છે, અધમ છોકરી?" તેનો ચહેરો ગુસ્સાથી લાલચોળ થઇ ગયો. પછી એક રૂપાની ઘંટડી મેજપરથી લઇને તેણે તે જોરથી વગાડી.

ધર્માધ્યક્ષની આજ્ઞાનું તુરત જ પાલન થયું. બારણું ઉઘડયું અને બાજુના ઓરડામાં આજ્ઞા થવાની રાહ જોઇ રહેલા કેટલાક માણસો એ વિશાળ ખંડમાં એકદમ દાખલ થયા.

## પ્રકરણ ૧૬ મું.

### અપરાધીઓની તપાસ.

જે માણસો એ ખંડમાં દાખલ થયા હતા તેઓમાં મેયર, ડો. ઇંગલહેમ, દુભાષીયો પાકો, ધર્માધ્યક્ષનો પાદરી કારભારી તથા તેના પાસવાન પાદરીઓ અને બર્થોલ્ડ તથા જોનને પકડવા ગએલા ઘોડેસ્વારોમાંના કેટલાક હતા.

આ માણસો અંદર આવ્યા એટલે ડોન ઝેવીયર વિલેનાએ ખુરશીના હાથાપર પોતાની કોણી ટેકવીને પોતાના એક હાથવડે મ્હોં ઢાંકી દીધું અને એ હાથના આવરણ તળે તે પોતાના અકળાએલા વદનની રેષાઓને બદલી નાંખી વદન ઉપર સમભાવ ધારણ કરવાનો યત્ન કરવા લાગ્યો.

જોન ઊભી જ રહી. તેના લાલચોળ થઇ ગએલા ગાલ, ગુસ્સાથી ગુંચળું વળેલો તેનો ઉપલો હોઠ અને તેની વદનચર્યામાં પ્રતીત થતો દમામ તથા વિરોધઃ એ ઉપરથી જણાઇ આવતું હતું કે થોડી વાર પહેલાં જ કાંઇ ખળભળાટ થઇ ગયો હોવો જોઇએ.

કેટલાકો વેલેડોલીડના વડા ધર્માધ્યક્ષને બીજાઓ કરતાં સારી પેઠે ઓળખતા હતા, એટલે તેઓને કદાચ તેના ન્યાયની સત્યતા સંબંધે સંશય ઉત્પન્ન થયો હશેઃ જોકે તેમને ખરેખર સંશય આવ્યો હશે, તોપણ તેઓ અત્યારે મૂગા જ રહ્યા હતા, કારણકે ઝેવીયર વિલેના કોને કેદમાં મોકલવો અને કોને નહિ અથવાતો કેદમાં મોકલેલાને ત્યાં કેટલો વખત રાખવો કિંવા ન રાખવો તે સંબંધે કોઇ જાતનું ઠેકાણું રાખતો નહિ—ઢંગધડા વિના જ તે માત્ર આજ્ઞાઓ ફરમાવી જાણતો."

છેવટે પોતાનું મસ્તક ઉંચું કરીને વિસ્તરી રહેલી શાન્તિનો ભંગ કરતાં ધર્માધ્યક્ષે કહ્યુંઃ "આ તરૂણીને મેં પોતાનાં પાપોને માટે પશ્ચાત્તાપ કરવાનો તથા તેનું પ્રાયશ્ચિત્ત કરવાનો ઉપદેશ કર્યો છે;

પરન્તુ તેને પાપ ધોવા માટેના પ્રાયશ્ચિત્તના માર્ગમાં દોરવાના મારા પ્રયત્નો તદ્દન નિષ્ફળ નીવડચા છે. તે પાપ, મિથ્યાભિમાન અને મૂર્ખતાભરેલા વિચારોમાં રચીપચી રહેલી અને દુરાગ્રહી છે, એટલે હવે તેના ગુણ-દોષને અનુસરીને જ આપણે ન્યાય તોળવાનો છે.”

જે વખતે ધર્માધ્યક્ષ આ પ્રમાણે બોલી રહ્યો હતો, તે વખતે જોન તેના ઉપર તિરસ્કાર અને ઉપેક્ષાયુક્ત દૃષ્ટિ કરી રહી હતી. તેનો તિરસ્કાર એટલો તીવ્ર હતો અને તેની ઉપેક્ષા એવી દગ્ધ કરી નાંખે તેવી હતી કે જો તેની આંખો વિજળીની પેઠે ફાટી નીકળી શકતી હોત, તો ત્યાં ને ત્યાં જ એ ધર્માધ્યક્ષ બળીને ભસ્મ થઇ જાત.

જોનના એ દૃષ્ટિપાતની જેમ બને તેમ અવગણના કરીને શ્રોતાઓને સામાન્ય રીતે સંબોધી તે આગળ બોલ્યો: “અત્યાર પહેલાં જ્યારે મેં ઝરૂખામાંથી કેદીઓને પ્રશ્નો કર્યા, ત્યારે મેં કેટલાક એવા પ્રશ્નો પૂછચા હતા કે જેના જવાબો હું તે પહેલાં જ જાણી ચૂક્યો હતો, કારણકે ફુલ્દાના મહંત અને તેની પ્રિયતમા સંબંધે પૂરેપુરી વિગતો સ્હવારમાં જ મને ડો. જુલીયસ ઈંગિલહેમ તરફથી મળી ચૂકી હતી; પરંતુ મેં એ પ્રશ્નો પૂછચા તેનો હેતુ એવો હતો કે ડચુરાની બધી વસતીની હાજરીમાં જ કેદીઓ જરા પણ ભૂલ થવાના સંભવ સિવાય ઓળખાઇ જાય. મારાં બાળકો! આ કાંઇ જેવી તેવી વાત નથી.” પિતા તુલ્ય વત્સલતા દર્શાવીને અને ગમગીન સ્વર કરીને ધર્માધ્યક્ષ આગળ બોલ્યો: “હું એમ કહું છું કે બર્થોલ્ડ નેકાર જેવો માણસને મૃત્યુને શરણે મોકલવો એ કાંઇ જેવી તેવી વાત નથી. તેની વિખ્યાતિ આપણે કાને લાંબા વખત અગાઉ પડી ચૂકી છે; વયમાં તે જુવાન હોવા છતાં જ્ઞાનમાં તે વૃદ્ધમાં વૃદ્ધ સાધુઓ કરતાં ચડીયાતો છે અને તેનું નામ આપણે માનપૂર્વક સાંભળેલું છે. જે અપરાધ તેણે કરેલો છે તેને માટે તે પોતાના દેશના તથા તેના રાજાના કાયદાને જ જવાબદાર છે એમ સમજવાનું નથી, પણ તે ઉપરાંત તે ખ્રિસ્તી જગતની દરેક પ્રજાના

અને દરેક ખ્રિસ્તી ધર્મ પાળનાર રાજાના કાયદાને જવાબદાર છે. તેથી કરીને એ બર્થોલ્ડ નેકાર-ફુલ્દાના મહંતના સંબંધમાં જબાની લેવાને હું-ઝેવીયર વિલેના આ આસનપર અત્યારે જે બેસું છું, તે વેલેડોલીડના ધર્મક્ષેત્રમાં મહાત્મા પોપના પ્રતિનિધિ તરીકે મારી-હું યોગ્ય નહિ હોવા છતાં—એ મહાત્માની આજ્ઞાથી જે નીમણુક કરવામાં આવેલી છે તેની રૂએ, તથા અસ્તુરીયાના રાજ્યમાંના લીઓં તથા ઓલ્ડ કેસ્ટીલના પ્રાંતોના વડા ન્યાયાધીશ તરીકેની મારી પદવીની રૂએ, હું બેસું છું."

પુનઃ ધર્માધ્યક્ષ બોલતાં જરા થોભ્યો, એટલે મેયરે તક જોઇને પૂછ્યું કે શહેરના તુરંગમાંથી બર્થોલ્ડ નેકારને તે નામવરની હજુરમાં લાવવાની જરૂર છે કે નહિ.

મેયર તરફથી આ સૂચના થતાં જોનના વદન ઉપર એકાએ આનંદનાં કિરણો પ્રકાશી ઉઠ્યા વિના ન જ રહ્યાં, કારણકે એ વખતે બર્થોલ્ડ પોતાની પાસે જ હોય એવું તે આતુરતાથી ઇચ્છતી હતી કે જેથી તેઓ પોતાના વદનપરના ભાવોવડે પરસ્પર ઉત્તેજ તથા આશ્વાસન આપવાની તક મેળવી શકે. પરન્તુ જોનની આં ખોમાં તેમ જ કપોલપર ઉત્સાહનું જે ક્ષણિક તેજ ચમકી ઉઠ્યુ તે ધર્માધ્યક્ષના જોવામાં આવી ગયું એટલે રાક્ષસી દ્વેષભાવ દર્શા વનારા સ્મિતપૂર્વક ધર્માધ્યક્ષના ઓષ્ઠો ક્ષણભર સંકોચાયા. આ ભાવ એટલો ક્ષણિક અને સૂક્ષ્મ હતો કે જોન સિવાય અન્ય કોઇન જોવામાં તે આવ્યો નહિ. હવે તે બીજા કોઇ પણ કરતાં વધા તીવ્રતાથી દરેક પ્રસંગનું અવલોકન કરવા લાગી.

મેયરના સવાલનો જવાબ આપતાં ધર્માધ્યક્ષ બોલ્યોઃ "નહિ નહિ, ફુલ્દાના મહંતને અહીં લાવવાની કશી આવશ્યકતા નથ તેની ઓળખાણ થઇ ચૂકી છે, એટલું જ બસ છે." પોતા કાળાં નેત્રોને જોન તરફ ફેરવતો તે આગળ બોલ્યોઃ "આપણ સમક્ષ ઊભેલી સ્ત્રીના સંબંધમાં બોલતાં, જે સત્તાની રૂએ હું તે

અપરાધી પ્રિયતમનો ન્યાય કરી શકું છું તે જ સત્તાની રૂએ હું તેના અપરાધની તપાસ પણ ચલાવી શકું છું. હવે સૌથી પહેલાં તેઓને ઘોડેસ્વારોએ કેવા સંયોગોમાં પકડયાં તેની વાત ચાલવા દો."

ઘોડેસ્વારોની ટુકડીના ઉપરીએ કહ્યું: "કુશળ રહો આપ નામવર મહાત્મા! બાયટ્રાગોની નિકટમાં જ સરહદની અંદર થોડે દૂર મેં અને મારી ટુકડીએ કેદીઓને પકડી પાડયાં હતાં. એમ લાગે છે કે તેઓ રાતમાં પોતાનો રસ્તો ભૂલ્યાં હતાં અને નાના નાના રસ્તાઓની ગુંચવણમાં આથડતાં હતાં; નહિતો તેઓ જરૂર સરહદ ઓળંગી ગયાં હોત અને અમે તેમને પકડી પાડીએ તે પહેલાં તેઓ મૂર રાજ્યની સરહદમાં દાખલ થઇ ચૂક્યાં હોત."

ધર્માધ્યક્ષ બોલ્યો: "પરન્તુ પ્રભુની મરજી એવી હતી કે તેઓ આ પ્રમાણે રસ્તાઓની ગુંચવણમાં ભૂલાં જ પડે, કે જેથી તેઓ ન્યાયના ચુકાદામાંથી બચી જાય નહિ. વારૂ, મારા પુત્ર! તેમની પાસેથી તને શું હાથ લાગ્યું?" ટુકડીના મુખીને તેણે એ પ્રશ્ન કર્યો.

તેણે જવાબ આપ્યો: "પરમપૂજ્ય મહાત્માજી! તેમની પાસેથી મને પેલી લાકડાની પેટી મળી આવી. મને એવી ખબર મળી છે કે એ પેટી ઈવાન નામના એક ફેરીયાની છે. એ વૃદ્ધ ફેરીયાને મારા તાબાના ઘોડેસ્વારોમાંના કેટલાક ઓળખે છે અને તેમણે તેની પાસે એ પેટી ઘણી વાર જોઇ છે." મુખી આગળ બોલ્યો: "નામ-વર! એવું મનાય છે કે આ કેદીઓ અને પેલો ઈવાન ગઇ રાત્રે એક બીજાની સાથે જ ડચુરા છોડી ગયાં હોવાં જોઇએ અને એટલું લગભગ નક્કી છે કે ગુન્હેગાર મેડોઝને છોડાવવાને તેઓએ જ સાથે મળીને કાંઈ કાવતરૂં કર્યું હોવું જોઇએ; નહિતો આજે મેડોઝને મોતની સજા થઈ ચૂકી હોત."

ધર્માધ્યક્ષ બોલી ઉઠયો: "આહ! ઓકા પર્વતોના બ્હાર-વટીયાનો મદદગાર!? તું કહે છે તે ફેરીયો અને આ બે કેદીઓ ગોંઝાલેઝ એન્ડયુજારની સાથે મળી ગએલાં છે એવું કોણ જાણતું

હતું? ફુલ્હાનો મહંત નાસી છૂટીને અસ્તુરીયન પર્વતોના લૂટારાનો આશ્રય શોધે તે કરતાં વધારે સંભવિત બીજું શું હોઇ શકે?"

જોન દૃઢ સ્વરે બોલી: "હું ભાર દઇને સાચેસાચું જાહેર કરૂં છું કે ગઇ કાલની સાંજસુધી તો મેં કે બર્થોલ્ડ નેકારે ગોંઝાલેઝ એન્ડયુજારનું નામ પણ સાંભળ્યું નહોતું." તે અભિમાનપૂર્વક અને નિર્ભય રીતે બોલી: "પણ તેના સંબંધે અમે જે કાંઇ સાંભળ્યું છે તે ઉપરથી તેની અને અમારી વચ્ચે જો ખરેખર કાંઇ સંબંધ અસ્તિત્વ ધરાવતો હોત તો તે સંબંધ કબૂલ રાખતાં અમને શરમ આવે તેવું નથી."

ધર્માધ્યક્ષ ત્રાડ મારી ઉઠ્યો: "ચૂપ રહે! તારા શબ્દો અપમાનજનક છે."

જોને તિરસ્કારસૂચક સ્મિત કર્યું પણ તેણે કશો જવાબ આપ્યો નહિ.

ડોન ઝેવીયર વિલેનાએ ઘોડેસ્વારોના મુખીને સંબોધીને પુનઃ પ્રશ્ન કર્યો: "તેં એ પેટીમાં શું છે તે જોયું છે કે?"

"હા નામવર! મેં જોયું છે. તેમાં સ્ત્રીઓ પહેરે તેવી વાળીઓ, હલકી કીમતનાં બીજાં નાનાં ઘરેણાં અને આંદાલુશિયાની ઉત્તમ બનાવટની કેટલીક નાની કટારીઓ છે."

ધર્માધ્યક્ષ બોલ્યો: "ઓહો! ત્યારે તો તું કહે છે તે વૃદ્ધ ફેરીયો એક ભયંકર વ્યક્તિ જણાય છે!"

મુખીએ જવાબ આપ્યો: "હા નામવર! ખરેખર તે તેવો જ છે. અસ્તુરીયા અને મૂર રાજ્ય વચ્ચેની સુલેહની વિરૂદ્ધમાં તે અભિપ્રાય ધરાવતો હોય એવો વહેમ તેના ઉપર ઘણી વાર આવેલો છે."

ધર્માધ્યક્ષે પોતાનો સિદ્ધાન્ત વ્યક્ત કરતાં કહ્યું: "અને જે માણસ એ સુલેહના વાજબીપણા સંબંધે તેમ જ તેના તત્ત્વ સંબંધે જરા પણ સંશય દર્શાવવાની હિંમત ધરે તે માણસ પોતાના રાજાનો દ્રોહી તથા દેશનો શત્રુ છે. પરન્તુ આ પેટી સંબંધે બોલતાં

હું ફરમાવું છું કે તેમાંની કટારીઓ મેયર મહાશયને આપી દેવી અને તેમાંનાં નાનાં ઘરેણાં બર્થોલ્ડ નેકાર અને જોન ગીલ્બર્ટસને પકડી લાવનાર ઘોડેસ્વારોમાં વહેંચી દેવાં."

ધર્માધ્યક્ષની ખુશામત કરવાને તેના આ કાર્યને "ઉદારતા"નું નામ આપતાં મુખીએ પોતાનો આભાર પ્રદર્શિત કર્યો અને પછી મુકદ્દમાનું કામ આગળ ચાલ્યું.

ધર્માધ્યક્ષે ફરમાવ્યું: "જુલીયસ ઇંગલહેમ આગળ આવે."

એ ઉપરથી દુભાષીયા પાકોએ ઈંગલહેમને ધર્માધ્યક્ષની ખુરશીની તદ્દન નજીક ઊભો રાખ્યો. ઈંગલહેમ ઉંચો, પાતળો અને ઘૃણાજનક દેખાવનો માણુસ હતો, તેની વય લગભગ ચાળીસ વર્ષની હતી અને બહુ ડોળડમાકવાળાં કપડાં તેણે પહેર્યાં હતાં. તેણે એ ભયંકર ધર્મગુરૂને બહુ જ નીચા વળીને નમન કર્યું.

દુભાષીયા પાકોની દ્વારા ડા. ઇંગલહેમે નીચે મુજબ ખુલાસો કર્યો:--

"જોન ગીલ્બર્ટસનો બાપ એક ઇંગ્લાંડવાસી-અંગ્રેજ ગૃહસ્થ હતો. તે એથેન્સમાં મોટા ઠાઠમાઠથી રહેતો હતો. તેણે કેટલાંક વર્ષો સુધી કાંઇ વેપાર ખેડયો હતો અને છેવટે થોડું ધન પ્રાપ્ત કરીને ધંધો છોડી દીધો હતો. તેની સ્ત્રી એન્જીસ લાંબા વખત અગાઉ ગુજરી ગઇ હતી અને જોન તેની માત્ર એકની એક પુત્રી હતી. અત્યારે તેની વય લગભગ વીશ વર્ષની છે, જોકે દેખાવમાં તે સહેજ વધુ વયની લાગે છે. બાલ્યાવસ્થાથી જ પોતાની ચંચળતા, દીર્ઘ દૃષ્ટિ અને બુદ્ધિશક્તિને માટે તે વિખ્યાત થઇ હતી. એથેન્સની નજીકમાં આવેલા ફુલ્દાના મઠમાંના એક વૃદ્ધ સાધુએ તેને વાંચતાં-લખતાં શીખવ્યું હતું. થોડાં વર્ષ અગાઉ એ સાધુ મરણ પામ્યો, એટલે મહાત્મા બર્થોલ્ડ એ ગીલ્બર્ટસ તથા તેની પુત્રી જોનનો ધર્મગુરૂ થયો અને એ તરૂણ બાળાની બુદ્ધિમત્તા તથા ચંચળતા જોઇને તે તેની અભ્યાસ માટેની રસવૃત્તિને ખીલવવામાં આનંદ મેળવવા

લાગ્યો. જોકે મહાત્મા બર્થોલ્ડ એક તરૂણ પુરૂષ હતો, તોપણ તેની પવિત્રતા અને જ્ઞાન બહુ જાણીતાં હતાં, એટલે ગીલ્બર્ટસને ઘેર તેની બહુ આવજા થવા છતાં લોકોને તેને માટે કાંઇ સંશય ઉત્પન્ન થયો નહિ. ત્રણ વર્ષ અગાઉ આ સન્માન્ય પુરૂષ–ગીલ્બર્ટસ મરણ પામ્યો, જોન નિરાધાર બની, તોપણ તેની પાસે પોતાના જીવનનિભાવને માટે પૂરતાં સાધનો હતાં. ત્યારપછી થોડે વખતે મહાત્મા બર્થોલ્ડની સર્વાનુમતે ફુલ્દાના મહંત તરીકે ચુંટણી થઇ, કારણકે તેની પહેલાંનો મહંત મેયેન્સનો ધર્માધ્યક્ષ નીમાઇને ત્યાં ગયો હતો. પોતાની પદવીની રૂએ બર્થોલ્ડ તદ્દન સ્વતંત્ર થયો, કારણકે તેના કામકાજનો તેને હિસાબ પૂછે એવું કોઇ હવે રહ્યું નહોતું. આ પ્રમાણે જોન ગીલ્બર્ટસને જેટલી વાર તે ઇચ્છે તેટલી વાર અને જ્યારે તે ઇચ્છે ત્યારે મળવાને બર્થોલ્ડ સમર્થ બન્યો. પરન્તુ હજીસુધી બર્થોલ્ડની પવિત્રતાની વિખ્યાતિને કારણે તેમજ દંભ કરવાની તેની કુશળતાથી લોકોની સંશયવૃત્તિ જાગૃત થવા પામી નહોતી. જ્યારે ગીલ્બર્ટસના મરણ પછીના શોકના છ માસ પૂરા થયા, ત્યારે મેં જોનના હાથની માંગણી કરી. મેયેન્સમાં મારી ગણના માનવંત પુરૂષોમાં થાય છે, મારી પાસે વિપુલ દ્રવ્ય છે અને જોનની નિરાધાર સ્થિતિને કારણે એવું જ મનાતું હતું કે જોન આ સંબંધ જોડવાની ના કહેશે નહિ. પણ જોને ના જ પાડી અને અમારા બન્નેના મિત્રો પાસેથી તેમ કરવાના તેના હેતુ સંબંધે કશો સંતોષકારક ખુલાસો મળી શકયો નહિ.

"આમ બનવાના ખરા કારણ વિષે મને સંશય આવવા લાગ્યો તે પહેલાં કેટલોક સમય પસાર થઇ ગયો; છેવટે મારા મનમાં એવી કલ્પના આવી કે ફુલ્દાના સુંદર મહંતના સમાગમમાં જોન બહુ લાંબો વખત આવી નથી, છતાં શું તે તેની પ્રત્યે સુકોમળ પ્રેમવૃત્તિ ધરાવતી હશે? જો આવી વૃત્તિ તે ખરેખર ધરાવતી હોય, તો શું મહંતે તેની પ્રત્યે વળતો પ્રેમ દર્શાવ્યો હશે? આ પ્રકારના

પ્રશ્નો હું મારા મનને પૂછવા લાગ્યો અને મેં તેની અંદર રહેલો ભેદ ખોળી કાઢવાનો નિશ્ચય કર્યો. મેં મારા બે મિત્રોને મારો સંશય નિવેદન કર્યો, પરન્તુ તેમણે મારા સંશયનો નિષેધ કર્યો. તેઓ એમ માનતા હતા કે બર્થોલ્ડ પવિત્રતાના આદર્શરૂપ હતો અને જોન મૂર્તિમતી પવિત્રતા જ હતી. એ જુવાન મહંતની હીલચાલ ઉપર દેખરેખ રાખવાને મેં છૂપા માણસોની યોજના કરવાનો યત્ન કર્યો, પરન્તુ એ કાર્યને માટે જે જે માણસોને મેં કહ્યું, તે તે માણસો બર્થોલ્ડનું અપમાન થાય એવા કાર્યનો ઇશારો કરવાને પણ ધર્મ-દ્રોહનું તથા અભક્તિનું કાર્ય માનવા લાગ્યા. આ કારણથી એમની જાસૂસી કરવાનું કામ મારે જ માથે લેવું પડ્યું. આ કાર્ય મેં કર્યું પરન્તુ લાંબા-લાંબા વખતસુધી તેમાં કશો સાર જણાયો નહિ. બન્ને પ્રેમિકો પૂર્ણ સાવધાનતાથી, બહુ ડહાપણથી તથા ચતુરાઇથી વર્તતાં હતાં! આ પ્રમાણે બે વર્ષ કરતાં વધુ સમય પસાર થઇ ગયો અને છેવટે બે-ત્રણ અઠવાડીઆં અગાઉ બર્થોલ્ડે મઠના એક ચાકર સાથે જોન ઉપર મોકલેલી એક ચીઠ્ઠી અધવચથી મેળવવાની મેં ગોઠવણ કરી. એ ગોઠવણ પાર પડી. આ ચીઠ્ઠી હું આપની સમક્ષ રજુ કરૂં છું. તે વાંચવાથી માલૂમ પડશે કે તેમાં અત્યંત સુકોમળ પ્રેમભાવનાના ઉદ્ગારો રહેલા છે અને આ પ્રમાણે મારા બધા સંશયો ખરા પડ્યા. પરન્તુ મેયેન્સના વડા ધર્માધ્યક્ષને હું મારી શોધ જણાવવાનો સમય મેળવી શકું તે પહેલાં બર્થોલ્ડે જાણી લીધું કે તેની ચીઠ્ઠી મારા હાથમાં આવી હતી અને તેથી તે એક ક્ષણનો પણ વિલંબ નહિ કરતાં મેયેન્સ છોડી ગયો તથા જોન તેની સાથે ચાલી. તુરત જ હું તેમની પાછળ પડ્યો. ફ્રાન્સમાં તેમની પૂઠે પૂઠે આગળ વધવામાં મને મુસ્કેલી પડી નહિ, જોકે તેમને પકડી પાડવાનું કામ અશક્ય જણાઇ આવ્યું. રાત ને દહાડો પ્રવાસ કરીને અને થોડે થોડે અંતરે નવા ઘોડા ભાડે મેળવીને તેઓ અસાધારણ ઝડપથી આગળ વધતાં રહ્યાં હતાં. તોપણ હું દઢ

નિશ્ચયપૂર્વક તેમની પાછળ પડ્યો અને આપણા પવિત્ર ધર્મ-મંદિરનો આટલો મોટો અપરાધ કરનારાંઓને ન્યાયની કચેરીમાં રજુ કરવાના મેં શપથ લીધા. પીરીનીઝ પર્વતો ઓળંગીને હું બર્ગોસ પહોંચ્યો, જ્યાંથી મને ખબર મળી કે તેમણે બે ઘોડા ખરીધા હતા. એ ઉપરથી મને સ્પષ્ટ માલૂમ પડી આવ્યું કે હવે પછી તેઓનો ઇરાદો ધીમે ધીમે પ્રવાસમાં આગળ વધવાનો હોવો જોઇએ, એટલે મને ખાત્રી થઇ કે હવે થોડા વખતમાં હું તેમને પકડી પાડી શકીશ. આ આશામાં હું પાર પડ્યો છું અને હવે તેઓ આપ નામવરને હાથ પડ્યાં છે."

તુચ્છકાર અને તિરસ્કાર સાથે જોન બોલી ઉઠીઃ "દુષ્ટ માણસ! એ રીતે, તું જેને તારી પત્ની બનાવવા ઇચ્છતો હતો તેના પરનું વૈર તેં વાળ્યું છે. ધર્મમંદિર એ કાર્યને માટે તને કદાચ ઇનામ આપશે, પરન્તુ દુનિયા તો તારા પર શાપનો વરસાદ વરસાવશે!"

જોન આ શબ્દો જર્મન ભાષામાં બોલી, એટલે જુલીયસ ઇંગલહેમ તે તુરત સમજી ગયોઃ પરન્તુ તેણે જવાબમાં જોન તરફ માત્ર પૈશાચિક સંતોષ દર્શાવતા વદને દૃષ્ટિપાત કર્યો.

થોડી મિનિટોસુધી વિચાર કરીને વેલેડોલીડનો ધર્માધ્યક્ષ બોલ્યોઃ "આ માનવંત ડાકતરે ધર્મમંદિરની બહુ સારી સેવા બજાવી છે અને તેમણે કહેલા વૃત્તાન્ત ઉપરથી મોટા દંભના પડદા હેઠળ લાંબો વખત છુપાઈ રહેલું દુરાચારી જીવન ખુલ્લું પડી ગયું છે. બર્થોલ્ડ નેકાર અને જોન ગીલ્બર્ટસ વચ્ચેનો પ્રેમ તેમના પરિચય દર્મ્યાન કયે વખતે શરૂ થયો એ વિષે અનુમાન્ કરવું મુશ્કેલ થઇ પડે છે; પરન્તુ ડો. ઇંગલહેમે મને જે ચીઠ્ઠી સોંપી છે તેમાં જે નાજુક ઊર્મિઓ દર્શાવેલી છે તથા મનોમુગ્ધકર શબ્દો વાપર્યા છે તે ઉપરથી સ્પષ્ટ જણાઇ આવે છે કે એમનો પ્રેમ કેટલોક વખત ચાલ્યો હોવો જોઇએ. આ ચીઠ્ઠી તે જ છે કે જે એ

ડાકતરે અધવચથી મેળવી હતી અને જે ઉપરથી તેમના પહેલાંના સંશયો ખરા પડ્યા હતા. એ ચીઠ્ઠી હું મોટેથી વાંચીશ નહિ, કારણ કે જગત્ જેને 'પ્રેમ' કહે છે, તે એક મિથ્યા મનોવૃત્તિ છે અને તત્સંબંધી પ્રતિજ્ઞાઓ, પરસ્પર બંધનો તથા અભિવચનો એવા પ્રકારનાં છે કે જેથી કલ્યાણકારિણી કુમારી દેવીની* ભક્તિમાં મગ્ન બનેલા મનને તે ત્રાસ ઉપજાવનારાં જ લેખાય. બન્ને આરોપીઓ ઉપરનો આરોપ પૂરી રીતે પુરવાર થઇ ચૂકેલો છે. એક બાજુએ મહંત બર્થોલ્ડ નેકાર મનુષ્યકૃત કાયદાની દૃષ્ટિએ સૌથી વધારે મોટો અપરાધ કરવા માટે દૂષિત છેઃ અને બીજી બાજુએ તેની સાહાય્યકારિણી જોન ગીલ્બર્ટસ છે. બર્થોલ્ડે જે પ્રતિજ્ઞાઓ ભાગી છે, જે વચનોનું ઉલ્લંઘન કર્યું છે અને ધર્મમંદિરના નિયમોની મર્યાદા ઉલ્લંઘી છે, તે માટે એ દુર્ભાગી મનુષ્યે હવે કેવું પ્રાયશ્ચિત્ત કરવું જોઇએ? તેવી જ રીતે પ્રભુભક્તિમાં લીન થએલા એક મહંતને તેમાંથી લલચાવીને ભ્રષ્ટ કરવા માટે આ અધમ સ્ત્રીએ શું પ્રાયશ્ચિત્ત લેવું જોઇએ? બધા ખ્રિસ્તી દેશોમાં ચાલતો કાયદો એ અપરાધોને અત્યંત અધમ કહીને તેને માટે સજાઓ દર્શાવે છે અને હું ઝેવીયર વિલેના તેમાં દર્શાવેલી સજા જાહેર કરવામાં માત્ર એ કાયદાની વતી જ બોલું છું. તેથી કરીને હું એવો ઠરાવ કરૂં છું કે આરોપી બર્થોલ્ડ નેકાર અને જોન ગીલ્બર્ટસને ડયુરાના ચૌટાની વચ્ચે આવતી કાલે બપોરે અગ્નિથી બાળીને મારી નાંખવાં."

ધર્મના કાયદા મુજબનો આવો ભયંકર ન્યાય આપીને વેલેડોલીડનો ધર્માધ્યક્ષ ઉઠ્યો અને એ ખંડમાંથી એકદમ ચાલ્યો ગયો, કારણકે તે સમયના ગંભીર દેખાવથી તેના મન ઉપર પણ અસર થવા પામી હોય એમ જણાતું હતું.

પોતાના પ્રિયતમ બર્થોલ્ડ અને પોતાની ઉપર જે સજા આ પ્રમાણે ફરમાવવામાં આવી હતી તે સજા જોને વીરતાયુક્ત દૃઢતા

* વર્જીન–Virgin.

તથા શાન્ત ગંભીરતાથી સાંભળી અને પછી તુરત જ તેને તુરંગમાં લઇ જવામાં આવી: પરન્તુ જ્યારે તેને ચોકીદારો ચૌટામાં એકઠા થએલા લોકોના ટોળાની વચ્ચે થઇને લઈ જતા હતા, ત્યારે પ્રેક્ષકોમાંના ઘણા તરફથી તેને હૃદયપૂર્વકની સહાનુભૂતિ મળતી હોય એવા દેખાવો તેના જોવામાં આવ્યા હતા.

## પ્રકરણ ૧૭ મું.

### મોતની સજા પામેલાં.

તુરંગમાં પહોંચતાં જોનને એક અંધારી કોટડીમાં જૂદી રાખવામાં આવી. જોકે સાંચેઝ તેની પ્રત્યે ખરેખરી ક્રૂરતાથી વર્ત્યો નહિ, તોપણ બર્થોલ્ડની સાથે થોડી મિનિટ વાતચીત કરવાની જોને અરજ કરી તે અરજને તુચ્છકારી કાઢવામાં તેણે ભારે સખ્તાઇ વ્યક્ત કરી.

અપરાધીઓની તપાસ કેટલાક કલાકોસુધી ચાલુ રહી હતી એટલે અત્યારે લગભગ સાંજ પડવા આવી હતી. સૂર્ય પશ્ચિમ દિશાની ટેકરીઓની પાછળ ડૂબતો જતો હતો, તોપણ કોટડીની અંદર ગાઢ અંધકાર ફેલાઇ રહેલો હતો. જોનની કમરે સાંકળ બાંધવામાં આવી નહોતી, કારણકે સાંચેઝને ખાત્રી હતી કે તે નાસી છૂટી શકવાની જ નથી. તેના શરીરપરનાં કપડાંની જડતી લેવામાં આવી નહોતી, એટલે કાલાત્રાવાના કિલ્લામાંના વયોવૃદ્ધ પુરૂષે તેને જે મહોરબંધ પરબીડીયું આપ્યું હતું તે હજી તેની પાસે રહી શક્યું હતું.

કોટડીમાંના ઘોર અંધકારમાં ઘાસના ઢગલાપર બેસીને જોને પોતાની સામે આવી રહેલી પરિસ્થિતિનો વિચાર કરવા માંડ્યો અને પોતાની તથા પોતાના પ્રિયતમની આસપાસ ઘેરાઇ વળેલા ભયોની સામે નાસી છૂટવાના કેવા સંયોગો આવી રહેલા છે તેનું તે અનુમાન કરવા લાગી.

માયાવી મસ્તકે જે શબ્દો તેને કહ્યા હતા તેમાંનો દરેક શબ્દ અને કાલાત્રાવાના કિલ્લામાંના વયોવૃદ્ધ પુરૂષે તેને જે કાંઈ કહ્યું હતું તેમાંનો દરેક શબ્દ તે ધીમે ધીમે સંભારવા લાગી.

જો માયાવી મસ્તકના ભવિષ્યકથનના શબ્દોમાં કાંઇ પણ સત્ય ખરેખર સમાઇ રહેલું હોય અને જો એ મસ્તક-પ્રતિમામાં રહેલું જાદુ કેવળ ખોટું અને આભાસાત્મક ન હોય,-તો તેની જીંદગીનો તાર એકાએક કપાઇ જતાં એ પ્રતિમાના મુખમાંથી ઉચ્ચરાએલાં વચનો કેવળ ખોટાં જ નીવડે.

માયાવી મસ્તક આ પ્રમાણે બોલ્યું હતું:-"તારો જન્મ જ જ્ઞાન તથા સત્તાની પ્રાપ્તિ માટે થયો છે. જ્ઞાનનો જો ખરી રીતે ઉપયોગ કરવામાં આવે તો તે શક્તિ પ્રાપ્ત કરાવે છે. તેથી કરીને તેં સંપાદન કરેલા બધા જ્ઞાનને ઉચ્ચમાં ઉચ્ચ મહત્ત્વાકાંક્ષાને શિખરે ચડવા માટે ઉપયોગમાં લેવા સારૂ તારા બધા વિચારો તથા ઉત્સાહનું તું એકીકરણ કરજે."

વળી એ પાષાણપ્રતિમાએ સ્પષ્ટ શબ્દોમાં જણાવ્યું હતું કેઃ "તારી મહત્ત્વાકાંક્ષાની પ્રગતિને અનુકૂળ એવા હજારો બનાવો તારા જીવનના પ્રસંગોમાં બનશે અને સમય આવ્યે એવા પ્રસંગોનો લાભ કેવી રીતે લેવો તેનું સૂચન તને તારૂં ચાતુર્ય તુરત જ કરશે."

આ બધું કથન શું ખરેખર ભવિષ્યને લગતા જ્ઞાનથી યુક્ત હશે? જો માયાવી મસ્તકના શબ્દો ખરા પડવાના જ હોય, તો એ ભવિષ્યના કથનના અદ્‌ભુત શબ્દો ઉચ્ચરાયા પછી માત્ર ત્રણ જ દિવસમાં તેનું મોત નીપજવાનું નિર્માણ થએલું હોય એ કેવળ અસંભવિત હતું.

પરન્તુ વયોવૃદ્ધ પુરૂષના શબ્દો તેથી પણ વધારે સ્પષ્ટ હતા. જે ભેદ ભર્યું અભિવચન એ શબ્દોમાં રહેલું હતું તે ખાસ કરીને તેની અત્યારની પરિસ્થિતિને જ ઉદ્દેશીને હોય એવું જોનને જણાતું હતું.

એ વયોવૃદ્ધ પુરૂષે કહ્યું હતું કે "તેં માથે લીધેલાં તારાં બધાં

મહાન્ કાર્યોમાં એક અદૃશ્ય શક્તિ તારી સહાયમાં ઊભી રહ્યાં કરશે. જોકે એવા પ્રસંગો ઊભા થશે કે જ્યારે તું ભય તથા ગભરામણને તાબે થઇ જઇશ અને આવી અદ્ભુત શક્તિના અસ્તિત્વ માટે તારૂં મન શંકાશીલ બની જશે, તોપણ તે શક્તિની અદૃશ્ય ઢાલ બધો વખત તારા દેહનું રક્ષણ કર્યા કરશે અને જ્યારે તને તારા સંયોગો કેવળ અસાધ્ય થઇ પડેલા જણાશે, બરાબર તે જ વખતે તારે માટે સહાય આવી પહોંચશે!"

આહ! પણ જો પોતાને માટે ખરેખર સહાય આવી જ પહોંચે, તોપણ પોતાના પૂજ્ય હૃદયવિરામ અને પ્રિયતમ બર્થોલ્ડને એ શક્તિ–પછી તે ઇહલોકની હોય કે પરલોકની હોય–પોતાની સહાય અર્પે, તેવી આશા જોન કેવી રીતે રાખી શકે?

હા! આ જ વિચાર અત્યારે તેના હૃદયને અકળાવી રહ્યો હતો—ના, તેના દિલને અસહ્ય યાતના ઉપજાવી રહ્યો હતો અને તેના મગજને ઘેલું બનાવી રહ્યો હતો! શું? બર્થોલ્ડ–જુવાન, સુંદર, પ્રેમાળ અને ભક્તિમાન્–બર્થોલ્ડ, પ્રેમનો દાતા અને પ્રેમનો ગ્રહિતા બર્થોલ્ડ, સૂર્યની તેજસ્વી પ્રભા સરખી બુદ્ધિશક્તિ ધરાવનારો બર્થોલ્ડ–

હા! શું ત્યારે તેને મોતની જ સજા કરવામાં આવી? જોન તે વાતને સંભવિત માની શકી નહિ. તે એક એવી આપત્તિ હતી કે જેનો વિચાર કરવો એ પણ ભયંકર થઇ પડે! તે એક એવું દુર્ભાગ્ય હતું કે જેનું આગમન જ અત્યંત ભયાનક થઇ પડે, અને જેનું આક્રમણ સહન કરવા માટે તે જીવતી પણ ન રહી શકે કિંવા ભાનમાં ન રહી શકે!

આ પ્રમાણે જોન વિચાર કરતી કરતી મગજની શાન્તતામાંથી સંશયની દુઃખદાયક વિહ્વળતામાં ખેંચાઈ ગઇ. પરસ્પર વિરૂદ્ધતા ધરાવનારાં અગણિત અનુમાનો તેના મગજમાં યુદ્ધ મચાવવા લાગ્યાં અને તેનું ધૈર્ય તેને લગભગ ત્યજી જવા લાગ્યું.

આ પ્રમાણે તેને અપરંપાર દુઃખ થતું હતું ખરૂં, પરન્તુ તે તેને પોતાને માટે નહોતુંઃ

ના, ના; તેના પોતાના ભવિષ્યના સંબંધમાં કેવળ નિરાશા જ પ્રવર્ત્તે અને તેના કાનમાં તેના ભવિષ્યનું કથન કરનારૂં કોઇ માયાવી મસ્તક કિંવા કોઇ વયોવૃદ્ધ પુરૂષ અસ્તિત્વ ધરાવતાં ન હોય, તોપણ પોતાને માટે તો પ્રમાણમાં તે બેદરકાર જ હોય અને માત્ર પોતાના પ્રેમિકના ભવિષ્યના દુર્દૈવને માટે જ તેને ચિંતા થયા કરતી હોય !

હવે તેની કલ્પના તેને બર્થોલ્ડના પ્રેમથી પ્રાપ્ત કરેલાં સર્વ સુખોનું સ્મરણ કરાવવા લાગી. તેઓ પહેલાં મળ્યાં તે દિવસ અને તે સમયનાં સ્મરણો તાજાં કરીને આનંદદાયક પ્રેમપ્રસંગોને એક પછી એક તે સંભારવા લાગી; પરન્તુ અત્યારે તો જીવનની આશાની આસપાસ પણ ગાઢ અંધકાર વીંટળાઈ વળ્યો હતો અને એ પ્રસંગ અનુક્રમે સ્મરણમાં આવતાં તેની વિચારમાળા એકાએક તૂટી ગઇ. ભૂતકાળનો સુખસમય અને વર્તમાનકાળે તેના ઉપર છવાઇ રહેલો દુઃખદાયક અંધકાર: એ બન્નેનો આ કેવો અદ્ભુત વિરોધ ?!

જોનના મગજમાં અત્યારે આવા વિચારો–આવાં યાતનામય ચિંતનો ચાલી રહેલાં હતાં. જોન પોતે જોકે એક વીર રમણી જ હતી, તોપણ અત્યારે માત્ર બર્થોલ્ડને માટે તે પુનઃ એક સુકોમળ હૃદયની–નરમ દિલની સ્ત્રી બની ગઇ.

તે સમજતી હતી કે જો બર્થોલ્ડને મારી નાંખવામાં આવશે અને પોતાને જીવતી રાખવામાં આવશે, તો એ બનાવ દયાના બનાવને બદલે નિર્દયતાનો અને શાપરૂપ થઇ પડશે, અને જો મહત્ત્વાકાંક્ષા માટેના પોતાના પ્રયત્નો જોઇને તેને સ્મિતથી વધાવી લેવા માટે તથા જે મહત્તા પોતાને માટે પ્રાપ્ત કરવાની તેણે અભિલાષા રાખી હતી તે મહત્તામાં ભાગ પડાવવા માટે બર્થોલ્ડ આ જગત્‌માં જીવતો નહિ રહે, તો તેની મહત્ત્વાકાંક્ષા નષ્ટ થઇ જશે અને ભવિષ્યની આશાઓ માટેનો જ્વલંત અગ્નિ હોલવાઈ જશે !

અત્યારે બર્થોલ્ડ નેકારનો સમય કેવી રીતે પસાર થઇ રહ્યો હતો ? તેને કરવામાં આવેલી સજા તેને જણાવી દેવામાં આવી હતી:

પરન્તુ પોતાના પ્રેમપાત્ર-જોનને એવી જ આકરી સજા કરવામાં આવી ન હોત, તો પોતાને કરવામાં આવેલી સજાની ખબર તેણે અત્યંત આનંદથી અને સસ્મિત વદને જ સાંભળી હોત.

પરન્તુ જોન પણ મરી જવાની હતી-જે તેજસ્વિની રમણીની સુંદરતા પોતાના અભિમાન તથા આનંદરૂપ હતી તે રમણીને પણ અગ્નિની જ્વાળાઓ દગ્ધ કરી નાંખવાની હતી-અરેરે ! એ ઘણું ત્રાસજનક-અત્યંત ત્રાસજનક હતું !

તુરંગની અંદરની પોતાની કોટડીના અંધકારમાં દુર્ભાગી બર્થોલ્ડ નિરાશાથી મૂગો અને જડ બની જઇને બેઠો હતો. પછી જ્યારે આ ત્રાસજનક ભીતિના વિચારોથી તેનું હૃદય ચરચર ચીરાવા લાગ્યું ત્યારે અત્યંત ઉશ્કેરાઇ જઇને તે રડ્યો અને તેણે પોતાની છાતી કૂટી!

કોઇનાં પણ અશ્રુબિંદુઓથી ન બુઝાય તેવા અગ્નિથી તેનું ચિત્ત દગ્ધ થઇ જતું દેખાતું હતું અને તેનું હૃદય ઉન્મત્તતાથી તથા તીવ્ર વેદના આપનારા ભયની કલ્પનાઓથી પ્રજ્વળી રહ્યું હતું.

મધ્યરાત્રિ પહેલાં થોડી વારે મહાત્મા કાર્લોને બર્થોલ્ડની કોટડીમાં દાખલ કરવામાં આવ્યો; અને કેદીને ઘેરી વળેલા ગાઢ અંધકારને દૂર કરવાને હવે એક દીવારૂપી સુખસાધન એ કોટડીમાં લાવવામાં આવ્યું.

એ જ ક્ષણે એક પાદરી પોતાના આખા શરીરે એક મોટો ઝબ્બો પહેરી લઇને અને માથે પહેરવાની ટોપીની આગલી પણાવડે મ્હોંને છુપાવી દઇને જોનની કોટડીમાં દાખલ થયો. તુરંગનો ઉપરી એક ગોખલામાં દીવો મૂકીને પોતાની પાછળ કોટડીનાં દ્વાર બંધ કરી, તેની સાંકળ વાસી ચાલ્યો ગયો.

પાદરીએ ગંભીર સ્વરે કહ્યું: "અપરાધિની બાળા ! તારૂં મોત પ્રત્યેક ક્ષણે નજીક આવતું જાય છે !"

જોન ચમકીને ઊભી થતી બોલી ઉઠી: "ઓહ! શું એ જ સ્વર? હા, તે સ્વરને મારા કાન સારી પેઠે ઓળખે છે—"

"ચૂપ! સાંભળી લે!" વેલેડોલીડના ધર્માધ્યક્ષે કહ્યું: તે પાદરી ધર્માધ્યક્ષ પોતે જ હતો. એમ બોલતાં તેણે પોતાનું મ્હોંઢાંકણુ પાછળ હઠાવી દીધું અને પોતાનું વદન ખુલ્લું કર્યું. એ વદનપર દુષ્ટ હેતુ પાર ન પડવાથી ઉપજતી નિરાશામિશ્રિત ભયસૂચક રેખાઓ પડેલી હતી અને તીવ્ર વિષયવાસનાથી તેની મોટી કાળી આંખો પ્રજવળી રહેલી હતી.

જોન બોલી: "અરે નામવર! મારૂં મોત આવ્યું છે, છતાં શું તમે મારી પૂઠ છોડશો નહિ?" એમ બોલતાં જોનના સુંદર વદનપરની નસો ઘેરી બની, તેના કપોલ લાલ થઇ ગયા અને તેના વદનમંડળપર વિરોધ તથા ધિક્કારની લાગણીઓ તરી આવી.

ધર્માધ્યક્ષે કહ્યું: "અભિમાનિની અબળા! મેં એમ ધાર્યું કે આ તારો ઉન્માર્ગી સ્વભાવ વિચાર કરવાથી કાંઇક અંકુશમાં આવ્યો હશે; પરન્તુ જોન! નિર્દય ન બન, મૂર્ખ ન થા!" તે વધારે માયાળુ અને વધારે આશ્વાસનદાયક સ્વરે આગળ બોલ્યો: "તને બચાવી લેવાની સત્તા હું ધરાવું છું અને મારો ઇરાદો પણ તેવો જ છે: પરન્તુ તે માટેની મારી શરતો તું જાણે છે—અને તે શરતો કબૂલ રાખવાનું કામ હવે તારૂં છે."

જોન બોલી ઉઠી: "ઓહ! તે કરતાં તો એક નહિ—પણ હજારો મરણોની યાતના વેઠવાનું હું વધારે પસંદ કરૂં છું; તમે જે મરણ મને ફરમાવ્યું છે તે કરતાં વધારે ક્રૂર અને વધારે પીડાજનક એ મરણ હોય તોપણ તે જેમ વહેલું આવે તેમ વધારે સારૂં! હા! દુષ્ટ સાધુ—નીચ પાદરી—અપવિત્ર માનવી! એકવાર મારા છેલ્લા શબ્દો સાંભળી લે!" જોનનું વદન હવે ફીકકું બની ગયું અને ઉશ્કેરાએલી વૃત્તિના આવેગથી તેમ જ અસાધારણ તિરસ્કારથી તેનું આખું શરીર કમ્પવા લાગ્યું. તે આગળ બોલી: "તારા દુષ્ટ હૃદયનું દર્શન કરાવીને તું મારા પ્રેમનો ન્યાય તોળે છે—પણ એટલું નક્કી જાણજે કે જે પવિત્ર, શ્રદ્ધાશીલ અને અચળ પ્રેમ મારો આત્મા

પોતાની એકની એક પૂજ્ય વ્યક્તિપર ધરાવી રહ્યો છે, તે પ્રેમને સાથે લઇને મૃત્યુને ભેટવું તથા આગથી બળી જવું, એ તો મારૂં પ્રશસ્ત અભિમાન અને વિખ્યાતિ લેખાશે!"

ઉશ્કેરાઇ રહેલી વાસનાઓથી ખોખરે બનેલે સ્વરે ધર્માધ્યક્ષ બોલ્યો: "જોન! જ્યારે તારા શરીરને મૃત્યુના દાંડા સાથે બાંધવામાં આવશે અને તારા સુકોમળ અંગોને અગ્નિજ્વાળાઓ દગ્ધ કરવા લાગશે, ત્યારે તને પસ્તાવો થશે, હોં!"

"ના! મારી જે દુઃસ્થિતિ કરીને તારી દુષ્ટ વૃત્તિ એક યુદ્ધ-વીરની પેઠે અભિમાન ધારણ કરશે, તે સ્થિતિથી હું પોતે તો આનંદ પામીશ, કારણકે તારા નિર્દય કાયદાઓએ મારા ઉપર જે અપરાધ સિદ્ધ કર્યો છે તે અપરાધનો ભોગ હું થએલી લેખાઇશ નહિ, પરન્તુ જે મારો સ્વમત છે, મારો ધર્મ છે, મારી પૂજા છે, તેવા પ્રેમ પ્રત્યેની મારી અડગ વૃત્તિની જ હું આહુતિ થએલી લેખાઇશ! અને હવે, ઓ દુષ્ટ સાધુ! મારી પાસેથી ચાલ્યો જા, નહિતો મારી બૂમો-વડે હું આખા તુરંગને ગજાવી મેલીશ અને વેલેડોલીડના ધર્માધ્યક્ષનો નીચ દંભ ખુલ્લો પાડી દઇશ!" જોને ગર્વપૂર્વક ઉત્તર આપ્યો.

જોકે જોન અત્યારે તુરંગની એક કોટડીમાં હતી, તોપણ એક રાજમહેલમાં રહેતી રાણીને છાજે તેવા રૂઆબથી તેણે "મારી પાસેથી ચાલ્યો જા" એ શબ્દો બોલતી વેળાએ પોતાનો હાથ કોટ-ડીના દ્વાર ભણી લંબાવ્યો.

ધર્માધ્યક્ષે કહ્યું: "તરણ સુંદરી! તારી ધમકીઓ નિષ્ફળ અને મૂર્ખતાભરી છે." એ શબ્દો બોલતી વેળાએ ધર્માધ્યક્ષનું આખું શરીર ગુસ્સાથી કંપી રહ્યું હતું અને કરચોલીઓવાળા કપાળ હેઠળની તેની આંખો ચળકી રહી હતી. તે આગળ બોલ્યો: "તારી બૂમો કોઇથી સાંભળી શકાવાની જ નથી—અથવાતો કદાચ કોઇના સાંભળવામાં તે આવશે, તો તે સાંભળનારાઓ એવું માનશે કે મોતની સજા પામેલા કેદીઓ પોતાના મોતને દિવસે માનસિક

વેદના વેઠતાં જે બૂમો પાડે છે તેવી બૂમો કોઇ કેદી પાડતો હશે; અને મને ખુલ્લો પાડવાની તારી ધમકીને તો હું તુચ્છકારી કાઢું છું! સત્તાધિકારી ધર્માધ્યક્ષ ઝેવીયર વિલેનાના કથનને છોડીને એક અજ્ઞાત સ્ત્રીનું કથન કોણ માન્ય રાખશે? અને જો હું એવું જણાવું કે ધર્મમંદિરના લાભની તેમ જ અગત્યની કેટલીક ગુપ્ત વાતો મેળવવાની ધારણાથી આજની રાત્રે મેં તારી કોટડીની મુલાકાત લેવાનું યોગ્ય ધાર્યું હતું, તો મારી વાતની સત્યતા ઉપર કોણ સંશય ધરાવવાની હિંમત કરશે? જોન, જોન! આ તારી હઠીલાઇ સંબંધે તારે વિચાર કરવો જોઇએ અને આજે સાંજે તારા ત્રાસદાયક મોતના બદલામાં મેં જે માંગણી રજુ કરી છે તેનું યોગ્ય તોલન કરવું જોઇએ! જોન! તું મારી થા–મારા માટે જીવવાની તું હા પાડ અને આ તુરંગનાં દ્વાર તારે માટે ખુલ્લાં કરી નાંખવામાં આવશે–"

"ચાલ્યો જા, દુષ્ટ પાદરી! અહીંથી તારૂં કાળું કર!" એવા દૃઢ સ્વરે તથા એવી નિશ્ચયાત્મક રીતે જોને એ શબ્દો ઉચ્ચાર્યા કે ધર્માધ્યક્ષ પોતાના દુષ્ટ હેતુમાં જરા પણ સફળતા મેળવવાની આશા ધરાવી શક્યો નહિ.

તે ગર્જી ઉઠયો: "અભાગિની બાળા! ત્યારે હવે હું તને તારા દુર્ભાગ્યને જ સોંપી જઉં છું!" એમ કહીને તેણે પોતાના હાથની મૂઠી વાળી તેને કોટડીના દ્વાર સાથે જોરથી અફાળી.

તેની આજ્ઞાને અનુસરીને તુરત જ તુરંગનો કોટવાળ ત્યાં આવ્યો અને તેની પાછળ પાછળ ધર્માધ્યક્ષનો ખાનગી પાદરી કારભારી પણ આવ્યો.

ધર્માધ્યક્ષે પોતાના પાદરી કારભારીને સંબોધીને કહ્યું: "મારા પુત્ર! આ અભાગિની અબળા અત્યંત જક્કી તથા હઠીલી હોય એવું મને જણાયું છે. હવે તેના મૃત્યુનો સમય આવે ત્યાંસુધી તું તેની પાસે રહે, પણ જો તારા પવિત્ર ઉપદેશથી તેના હૃદયમાં સદ્‌વૃત્તિ ઉત્પન્ન થાય અને તેનાં પાપ પ્રકટ કરવાની તથા તેની ગુપ્ત વાતો

મને કહેવાની ઇચ્છા તેનામાં સ્ફુરી આવે, તો મને અહીં આવવા માટે સંદેશો મોકલવાની હું તને પરવાનગી આપું છું."

સખ્ત તુચ્છકાર દર્શાવતા સ્વરે જોન બોલીઃ "દુષ્ટ સાધુ! અહીંથી હવે ચાલ્યો જા અને જો તને ઉંઘ આવે તો ભલે નિરાંતે ઉંઘ! તું તારે ખાત્રી રાખજે કે મારા તરફના કોઈ પણ સંદેશાવડે તારી નિદ્રાનો ભંગ થવા નહિ જ પામે!"

જોન કેદમાં હોવા છતાં તેને આવી રીતે વર્તતી જોવાથી જાણે ધર્માધ્યક્ષને ત્રાસ થતો હોય એવી રીતે તેણે પોતાના હાથ તથા આંખો ઉંચી કરી અને એક પણ શબ્દ બોલ્યા વિના તે કોટડીમાંથી બહાર નીકળ્યો. તેનો પાદરી કારભારી કોટડીની અંદર જ રહ્યો, દ્વાર બંધ કરીને બહારથી તેને પુનઃ તાળું મારવામાં આવ્યું અને ધર્માધ્યક્ષ મેયરના નિવાસસ્થાને ઉતાવળો પાછો ફર્યો. બાકી રહેલી રાત તેણે જરા પણ નિદ્રા વિના ચિંતા તથા અધીરાઈમાં ગાળી. પ્રતિક્ષણે પોતાને તુરંગમાં પાછો બોલાવવા માટેનો સંદેશો આવી પહોંચવાની આશા તે રાખી રહ્યો હતો.

પણ તે નિરાશ થયો. સ્હવાર પડ્યું અને અનિદ્રાથી તથા વિષયવિકારની ઉન્મત્તતાથી તે શ્રમિત થઇ ગએલો દેખાતો હતો.

મધ્યાહ્ન થયો અને ડચુરા નગરનું ચૌટું લોકોથી ચીકાર બની ગયું. લોકોની મેદની એટલી ધીચ હતી કે જાણે બધો જન-સમુદાય કચરાઈ મરશે કિંવા ગુંગળાઇ જશે એવું જણાતું હતું. ચોતરફ લોકોનાં માથાં ગોઠવાઇ ગયાં હોય અને ક્યાંય ખાલી જગ્યા ન હોય એવું દૃશ્ય નજરે પડતું હતું. આસપાસનાં મકાનો પણ અગ-ણિત પ્રેક્ષકોથી ભરાઇ ગયાં હતાં. મેયરના મકાનના ઝરૂખામાં વેલે-ડોલીડનો ધર્માધ્યક્ષ બેઠો હતો અને તેની પાછળ તેના અનુચરો નિયમ પ્રમાણે ઊભા રહ્યા હતા.

તેનું વદનમંડળ પિશાચવત્ પાંડુવર્ણીય બની ગયું હતું અને તેથી અત્યંત ભયાનક દેખાતું હતું. તેની આંખો લાલચોળ અંગારાની પેઠે ભયાનક રીતે તગતગી રહી હતી.

આગલે દિવસે જે સ્થળે ત્રણ અપરાધીઓને બાળી મૂકવામાં આવ્યા હતા, તે જ સ્થળે આજે બે દાંડા ઊભા કરવામાં આવ્યા હતા. દરેક દાંડાની હેઠળ રાળવાળાં જ્વાળાઉ લાકડાંનો ઢગલો કરવામાં આવેલો હતો. એક દાંડા સાથે કુલ્દાના નાસી આવેલા મહંત બર્થોલ્ડ નેકારને બાંધવામાં આવ્યો હતો અને બીજા દાંડા સાથે સુંદર તથા શૌર્યવતી જોન ગીલ્બર્ટસને બાંધવામાં આવી હતી!

તેમનાં વદનપર સ્વર્ગીય સંતોષની પ્રભા ચમકી રહી હતી, ઇહલોકની તેમની સર્વ આશાઓ તથા એષણાઓ હવે ચાલી ગઇ હતી અને મૃત્યુની તીવ્રતા ઉપર તેમણે વિજય મેળવ્યો હતો, એટલે અત્યારે તેઓ એકી સાથે મરી જવાના વિચારમાં મધુરા સંતોષનો અનુભવ કરી રહ્યાં હતાં.

પોતાને માટે કોઇ જાતની મદદ આવી પહોંચે કે પોતાના બચાવને માટે કોઇ તરેહનો દૈવી ચમત્કાર બની આવે એવી આશા હવે જોન રાખતી જ નહોતી. કાલાત્રાવાના કિલ્લા સાથે સંબંધ ધરાવતી સઘળી વાતો-માયાવી મસ્તકના શબ્દો તેમજ પેલા વયોવૃદ્ધ પુરૂષે આપેલી ખાત્રીઓ-એ બધું તેણે હવે પોતાના મગજમાંથી દૂર હાંકી કાઢ્યું હતું!

પરન્તુ હજી પેલું મહોરબંધ પરબીડીયું તેની પાસેજ હતું. એ પરબીડીયાની અંદરની વસ્તુઓ તથા વિગતો જોવા તથા જાણવાનો વિચાર પણ તેણે કર્યો નહોતો અને હવે તો તે પણ પોતાની સાથેજ આગની અંદર બળીને ભસ્મ થઈ જાય એવો તેનો નિશ્ચય હતો.

એ ભયાનક બનાવના છેલ્લા અંકની બધી તૈયારીઓ હવે થઇ ચૂકી હતી. ડચુરાના પુરાતન દેવળના બૂરજમાંના ઘંટ શોકજનક રીતે વાગી રહ્યા હતા અને આગ લગાડનાર માણસ પોતાના હાથમાં બળતી મશાલ લઇને લાકડાંના ઢગલા પાસે ઊભો રહ્યો હતો.

આનંદદર્શક સ્વરે બર્થોલ્ડ બૂમ મારી ઉઠ્યોઃ "છેલ્લી સલામ! મારી વ્હાલી જોન!"

“છેલ્લી સલામ! મારા પૂજ્ય પ્રિયતમ!” તેવા જ વીરોત્તેજક સ્વરે જોને વળતો જવાબ આપ્યો: “આપણે હવે થોડી જ વારમાં પુનઃ સ્વર્ગમાં મળીશું.”

વેલેડોલીડનો ધર્માધ્યક્ષ ઝરૂખામાં ક્રોધથી રાતો પીળો થતો ગર્જી ઉઠ્યો: “એ નીચો ધર્મની નિંદા કરે છે! એકદમ આગ લગાડો અને જે દોઝખની આગમાં પડવાને તેઓ અધીરાં બની રહ્યાં છે તે તેમને પ્રાપ્ત કરાવવાને એક વાર અહીંની આગનો સ્વાદ ચખાડો!”

પરન્તુ એ શબ્દો પૂરા બોલાઇ રહ્યા નહોતા, એટલામાં દૂરથી રણશીંગાનો અવાજ ઉઠતો કાને પડવા લાગ્યો! તેનો કર્ણભેદક અને વિજયસૂચક ધ્વનિ દેવળમાં થતા ઘંટારવથી તથા પાદરીઓએ ગાવા શરૂ કરેલા મૃત્યુગીતથી કેવળ જૂદો પડી જતો હતો.

પછી તુરત જ ચૌટાને એક છેડે મોટી ગરબડ મચી રહેલી જોવામાં આવી અને જનસમુદાયનાં ઉંચાં-નીચાં થતાં મસ્તકની ઉપર થઇને પીંછાવાળા ટોપ, ચળકતાં ભાલાં તથા તેજદાર બખ્તરો દેખાવા લાગ્યાં.

લોકો આઘા-પાછા ખસી ગયા અને તેમણે ત્રણ સો ઉપરાંત વીર અશ્વારોહીઓની ટુકડીને માટે આગળ વધવાનો માર્ગ કરી આપ્યો. તે ટુકડીને મોખરે તેનો મુખી બખ્તરમાં સજ્જ થઇને આગળ વધતો હતો, તેના માથાપરના ટોપ ઉપર કાળાં પીછાં ફરફરતાં હતાં, અને તેનો ચહેરો તેના ટોપ-શિરત્રાણના જાળીદાર બુરખાથી ઢંકાએલો હતો.

પરન્તુ હજી રણશીંગું તો મધુરે અવાજે વાગી રહેલું હતું અને બર્થોલ્ડ તથા જોનના ઉંડા અંતરમાં આશાની અત્યાનંદજનક ઊર્મિ પ્રાદુર્ભૂત કરી રહ્યું હતું. લોકોનાં એકઠાં થએલાં ટોળાંએ એવું અનુમાન કર્યું કે તે લશ્કરી વાજું વગાડનારી ટુકડી હશે, એટલે ઉત્સાહપૂર્ણ ધ્વનિ સાથે તેમણે એ જોરાવર જોદ્ધાઓનો સત્કાર કર્યો

અને જ્યાં બર્થોલ્ડ તથા જોનને દાંડા સાથે બાંધવામાં આવ્યાં હતાં તે સ્થળ તરફ આગળ વધવા સારૂ એ તેજદાર અશ્વારોહી સૈનિકોને લોકોએ ખુશીથી માર્ગ કરી આપ્યો.

ચિતાઓને આગ લગાડનારના હાથમાંથી ભય તથા આશ્ચર્યને લીધે બળતી મશાલ નીચે પડી ગઇ અને પહેરેગીરો પણ એવા જ ભાવપૂર્વક સ્તબ્ધ બનીને ઊભા રહ્યા.

આગંતુક અશ્વારોહી ટુકડીનો મુખી જ્યાં ચિતાઓ ખડકવામાં આવી હતી તે ખુલ્લી જગ્યામાં ચાલ્યો આવ્યો; એટલે ધર્માધ્યક્ષે ઝરૂખામાં બેઠા બેઠા તીવ્ર અને ડરામણે અવાજે પૂછ્યું: "તમે કોણ છો? આમ આડા શાને આવો છો? જો તમે અસ્તુરીયાના નામદાર રાજાની નોકરીમાંના સિપાઇઓ હો, તો તમે તે નામદારના આ સ્થળના પ્રતિનિધિની આજ્ઞાઓને માન આપવાને બંધાએલા છો! અને એ મહારાજા આલ્ફોન્ઝોનો પ્રતિનિધિ હું પોતે જ છું, કારણકે હું ઝેવીયર વિલેના, વેલેડોલીડનો ધર્માધ્યક્ષ છું."

પોતાનો બખ્તરવાળો હાથ ગર્વપૂર્વક ઉંચો કરતો અને શિરત્રાણની જાળીમાંથી આંખોને વિદ્યુતની પેઠે ચમકાવતો એ ટુકડીનો મુખી બોલ્યો: "અને હું, નામવર! ગોંઝાલેઝ એન્ડયુજાર છું!"

## પ્રકરણ ૧૮ મું.

### ગોંઝાલેઝ એન્ડયુજાર.

ગોંઝાલેઝ કેટલાકોને અત્યંત પ્યારો હતો અને કેટલાકોને તદ્દન અકારો હતો, પરન્તુ તેનું નામ જાહેર થતાં જ દારૂગોળાથી ભરેલા વહાણને દીવાસળી ચાંપતાં જેવું દૃશ્ય થાય તેવું સભયાશ્ચર્યજનક દૃશ્ય લોકોના ટોળામાં પ્રસરી ગયું.

ઝેવીયર વિલેના, ડયુરાનો મેયર અને તેમના અનુચરો સર્વ કોઇ ક્રોધ તથા ભયના મિશ્ર ઉદ્દગારો કાઢવા લાગી ગયા. લોકોના

ટોળાએ ઉત્સાહજનક આવકાર આપનારો ગગનભેદી હર્ષધ્વનિ કર્યો. ગોંઝાલેઝના બે અનુચરો પોતાના અશ્વોપરથી નીચે કૂદી પડીને દાંડા સાથે બાંધેલાં અપરાધીઓના બંધ એકદમ છોડી નાંખવા લાગ્યા, જેથી જોન તથા બર્થોલ્ડના મુખમાંથી આશાના આનંદસૂચક ઉદ્દગારો નીકળવા લાગ્યા.

ડયુરાના પહેરેગીરોની સંખ્યા એકંદરે એંશી કરતાં વધારે ન હતી, એટલે તેઓ ત્રણસો જેટલા બહાદુર યોદ્ધાઓની ટોળીની સમક્ષ બળહીન થઇ પડયા હતા, એટલું જ નહિ પણ તેઓ પ્રતાપી ગોંઝાલેઝ એન્ડયુજારની હાજરીથી અત્યારે પૂરી રીતે ગભરાઇ ગયા હતા.

આ બળવાન સેનાનાયક-ગોંઝાલેઝની ઉંચી અને ભવ્ય આકૃતિ જ કાળા રંગના બખ્તરમાં સજ્જ થએલી તથા સુદૃઢ અવયવો વાળા તેના કાળા અશ્વ ઉપર બિરાજી રહેલી એવી દેખાતી હતી કે અસ્તુરીયાના ગમે તેવા કેળવાએલા તથા બહાદૂર પહેરેગીરના શૌર્યને દબાવી દેવા અને તેના હાથને કમતાકાત બનાવી મેલવા માં તે બસ થઇ પડે.

અને ઓકા પર્વતોના એ બ્હારવટીયા તરફ પ્રેક્ષકો કેટલા બધા આશ્ચર્યપૂર્વક નિહાળી રહ્યા! તેના માથાપરના ટોપની સાથે લટકાવેલું મ્હોંઢાંકણ તે ઉંચું કરે અને જે ચહેરાના સંબંધમાં ચિત્ર-વિચિત્ર તથા પરસ્પર વિરૂદ્ધ વાતો લોકોમાં ચાલી રહી હતી તે ચહેરાને તે ખુલ્લો કરે એવી આતુરતા તથા ઉત્કટ જિજ્ઞાસા લોકોમાં કેટલા મોટા પ્રમાણમાં પ્રસરી રહી હતી!

જોકે ડયુરા એ ગોંઝાલેઝની જન્મભૂમિ હતી, તોપણ આ કથાના સમય પૂર્વે લગભગ ત્રીસ વર્ષે-તેની કિશોર વયમાં તે જન્મભૂમિને છોડી ગયો હતો, એટલે તેના શારીરિક દેખાવના સંબંધમાં જે કાંઇ લોકો જાણતા હતા તે તેના સંબંધી ચાલી રહેલી અગણિત ગુંચવી નાંખે તેવી અફવાઓ ઉપર જ આધાર રાખતું હતું

વસ્તુતઃ તેના વદનના તથા શરીરના દેખાવ સંબંધે લોકો કશું નિશ્ચયપૂર્વક જાણી શક્યા નહોતા. જેઓ એકવાર પોતાનાં ઘર-બાર છોડીને ગોંઝાલેઝની ટોળીમાં ભળતા હતા, તેઓ તેનો આશ્રય છોડીને પાછા કદી પોતાને ઘેર આવ્યા નહોતા, એટલે જે સરદારના પક્ષને તેઓ એ પ્રમાણે મજબૂત બનાવતા હતા તેના સંબંધી કશી વિગત તેઓ કદાપિ નગરવાસીઓને કહી શક્યા નહોતા. એ પ્રમાણે તેઓનો ગોંઝાલેઝ સાથેનો સંબંધ જીવનપર્યંતની એકનિષ્ઠાનો જ બન્યો હતો.

તો પછી, ગોંઝાલેઝ એન્ડયુજાર પોતાના પીછાંવાળા ટોપ નીચેનું મ્હોઢાંકણુ ઉંચું કરે અને જે ચહેરાને કેટલાક દેવના ચહેરા જેટલો સુંદર માનતા હતા તથા બીજાઓ પિશાચના ચહેરાના જેટલો ભયાનક તથા ઘૃણાજનક કહેતા હતા તે ચહેરાને તે ખુલ્લો કરે, એવી અધીરાઇ તથા આશાતુરતાથી સૌ કોઇનાં હૃદયો ધડકી રહે, તેમાં કશું જ આશ્ચર્ય નથી.

પરન્તુ લોકોની એ તીવ્ર કુતૂહળ-વૃત્તિનું શમન થાય એવું દેખાયું નહિ, કારણકે ગોંઝાલેઝ પોતાના અશ્વપર સ્થિર બેસી રહ્યો અને તેના માણસોએ બર્થોલ્ડ નેકાર તથા જોન ગીલ્બર્ટસને મુક્ત કર્યા. અત્યાર પહેલાં તેના ટોપની જાળીમાંથી જે આંખો ઝરૂખામાંના વેલેડોલીડના ધર્માધ્યક્ષ તરફ વિદ્યુત્‌ની પેઠે ચમકી હતી તે તીવ્ર અને ભેદક આંખો અત્યારે ચળકતી દેખાતી હતી.

જે બે પ્રેમિકોને ક્રૂર ઝેવીયર વિલેનાએ મોતની સજા ફરમાવી હતી તેઓને માટે આવી ચમત્કારિક મદદ આમ અચાનક કેવી રીતે આવી પહોંચી ?! આ બનાવ એટલો આકસ્મિક અને અદ્ભુત હતો કે આંખોથી જોવા છતાં જોન અને બર્થોલ્ડને તે વિશ્વસનીય લાગતો નહોતો! એ સંબંધે વિચાર કરી જોવાની પણ તેઓ હિંમત ચલાવી શક્યાં નહિ, કારણકે વધારે બારીકીથી જોતાં કદાચ એ આનંદજનક દેખાવ સ્વપ્નરૂપ જણાઇ આવે, એવો તેમને ભય રહેતો હતો.

પરન્તુ જે ક્ષણે બર્થોલ્ડ અને જોન દાંડાઓ સાથેનાં બધન
છૂટી જતાં મુક્ત થયાં, તે જ ક્ષણે તેઓ પોતાના ઘેલાતૂર પ્રેમ
વેગને નહિ થોભાવી રાખી શકતાં, દોડીને એક બીજાને ભેટી પડચાં
આવા ઉત્કટ અને પવિત્ર પ્રેમના હૃદયદ્રાવક તથા આનંદજન
દૃશ્યથી અનેક ચક્ષુઓમાં અશ્રુબિંદુઓ ચમકવા લાગ્યાં.

અને જે સત્તાથી ગોંઝાલેઝ આ પ્રમાણે જુલ્મીઓના કાયદા
બાજુએ મૂકીને આવાં બે માયાળુ મનુષ્યપ્રાણીઓને મૃત્યુના મુખ
માંથી બચાવી શક્યો હતો તે સત્તાનો ઉદાર રીતે ઉપયોગ કરવાથ
તથા તે સત્તાનું સારી રીતે ભાન થવાથી જે લાગણીઓ તેનું હિ
અનુભવવા લાગ્યું, તે લાગણીઓની અભિલાષા અનેક હૃદયે
ધારણ કરવા લાગ્યાં-તેના જેવો આનંદ અનુભવવાને અસંખ
હૈયાં ઉત્સુક બનવા લાગ્યાં.

લોકો અત્યંત આવેશમાં આવી જઇને પુનઃ પુનઃ ગોંઝાલેઝન
નામનો જય બોલાવવા લાગ્યા અને તેથી ઝરૂખામાં બેઠેલા અધિ
કારીઓ તથા ચૌટામાંના પહેરેગીરો ભયચકિત બની ગયા. લોક
ગોંઝાલેઝની આસપાસ ફરી વળ્યા, તેઓ તેને આશીષ આપવ
લાગી ગયા, તેનો બખ્તરવાળો હાથ પકડીને તે ઉપર ચુંબનને
વર્ષાદ વર્ષાવવા લાગ્યા, અસ્તુરીયાનો રાજધ્વજ ફેંકી દઇને મૂ
લોકો સામે મરતાંસુધીનું યુદ્ધ જાહેર કરવા તેને વિનવવા લાગ્ય
અને તેને સ્પેનીશ સ્વતંત્રતાના હિમાયતીરૂપ તથા મુસલમાનોન
આક્રમણની સામે ખ્રિસ્તીઓના પક્ષની એકની એક આશારૂપ લેખી
નમન કરવા લાગ્યા.

આવો વીરશ્રીયુક્ત ઉત્સાહ અને દેશાભિમાનનો જુસ્સો કદા
જોવામાં આવ્યો નહોતો.

સ્ત્રીઓ ગોંઝાલેઝ તરફ આંગળી કરીને પોતાના પતિઓ
ભાઇઓ તથા પુત્રોને તેની ટોળીમાં દાખલ થવાની સૂચના કરવ
લાગી. રમણીઓનાં ચક્ષુઓ આશારૂપી અગણિત તારાઓની પે

તેની તરફ વળીને ચમકવા લાગ્યાં. સુંદરીઓના સુમધુર ઓષ્ઠોપર સ્મિત ફરકવા લાગ્યું. સ્ત્રીઓનાં સુકોમળ હૃદયો ગોંઝાલેઝ એન્ડચુજાર માટેની ઉચ્ચ લાગણીઓવડે ધબકવા લાગ્યાં.

અહા! પ્રભુ! લોકોનો આભારદર્શક ધન્યવાદ એક દેશભક્તના કર્ણને કેટલો રોચક લાગે છે! પિતૃભૂમિના સ્વાતંત્ર્ય માટેની ઇચ્છા પ્રદર્શિત કરનારી ગગનભેદક ગર્જનાઓ અને ઉત્સાહ-સૂચક ત્રાડો કરતાં વધારે મધુર સંગીત એક દેશાભિમાનીને માટે બીજું શું હોઇ શકે?

ગોંઝાલેઝે મધુર આંદોલનો ઉપજાવતા ઉચ્ચ સ્વરે કહ્યું: "મારા બંધુઓ અને નાગરિકો! તમે આ રીતે મારી પ્રત્યે જે આ સહાનુભૂતિ, સંમતિ તથા ઉદાર વૃત્તિ દર્શાવી રહ્યા છો તે માટે હું તમારો આભાર માનું છું. પરન્તુ જે ઉત્સાહથી તમે આજે મારૂં અભિનંદન કરી રહ્યા છો, તે ઉત્સાહનો મારી ઇચ્છા પ્રમાણેનો ઉત્તર વાળવા માટેનો પરિપક્વ સમય હજી આવી પહોંચ્યો નથી. થોડો વધુ વખત જતાં—આજે મારા અનુયાયીઓની જે સંખ્યા સેંકડોની છે તે હજારોની બની જશે: અને પછી જો પ્રભુની ઇચ્છા હશે તો, મારા બંધુઓ! આપણે સ્પેનીશ સ્વતંત્રતાનો વિજય-ધ્વજ ફરકાવીશું, આપણે ક્રૂર આક્રમણકારોની સામે નિશ્ચયાત્મક યુદ્ધ પોકારીશું અને જ્યાંસુધી મૃત્યુદેવની સેનાની વચ્ચે થઇને આપણે કીર્તિમાન્ માર્ગ તૈયાર કરી શકીશું નહિ તથા આપણી પિતૃભૂમિની સ્વતંત્રતા જીતીશું નહિ, ત્યાંસુધી આપણે કદિ આપણી લોહીતરસી તલ્વારને મ્યાન કરીશું નહિ!"

પછી હજારો લોકોએ ગોંઝાલેઝના નામનો જય પોકારતાં એક પ્રબળ ગર્જનાવડે આકાશને ભરી મેલ્યું. લોકો ગોંઝાલેઝ પ્રત્યે પ્રેમ તથા આભારની લાગણી દર્શાવવાને અધીરા થતાં સમુદ્રનાં મોજાંની પેઠે ઉંચા નીચા થવા લાગ્યા, આગળ ધસવા લાગ્યા અને આમતેમ અથડાવા લાગ્યા. આસપાસનાં મકાનોની બારીઓમાથી સફેદ રૂમાલો

ઉડવા લાગ્યા અને સ્ત્રીઓનાં બારીક મુખવસ્ત્રો તથા ઉપવસ્ત્રો આનંદસૂચક પતાકાઓની પેઠે વાયુલહરિમાં ઝૂલવા લાગ્યાં: એ પ્રમાણે ગોંઝાલેઝ એન્ડચુજારની સમક્ષ ચોમેર ઉત્સાહ તથા આનંદનો આવેગ દૃસ્યમાન થઇ રહ્યો.

હા, ચોમેર ઉત્સાહ તથા આનંદ પ્રસરેલો હતો; પરન્તુ મેયરના નિવાસસ્થાનના ઝરૂખામાં ઝેવીયર વિલેના, તેના અનુચરો અને મિત્રો બેઠા હતા, તેઓ આ દેખાવ તરફ ઉગ્ર ક્રોધની લાગણીથી જોઇ રહ્યા હતા. એ ક્રોધને તેઓ જરા પણ ખુલ્લો કરી શક્યા નહિ, તેમજ તદ્દન દબાવી રાખી શક્યા પણ નહિ; જ્યારે હર્ષની ગગનભેદી ગર્જનાઓ તથા આનંદનો ઉગ્ર ધ્વનિ શમી ગયો અને દેશાભિમાનયુક્ત એકનિષ્ઠાના જ્વલંત ઉદ્દગારો લોકોના મુખમાંથી બહાર પડવા લાગ્યા, ત્યારે ધર્માધ્યક્ષે બખ્તરમાં સજ્જ થએલા સરદાર ગોંઝાલેઝને સંબોધીને પોતાનું ગૌરવ બતાવવાની તક સાધી.

તે બોલ્યો: "અલ્યા બ્હારવટીયા! શું તું જાણતો નથી કે તને મારીને તારૂં માથું કાપી લાવનારને માટે ઇનામ ઠરાવવામાં આવેલું છે અને વળી તેં હમણાં જે કામ કર્યું છે તે કામથી તો આપણા નામવર મહારાજા આલ્ફોન્ઝો તારી વિરુદ્ધ વધારે કોપાયમાન થયા વિના રહેશે નહિ?"

"હા, નામવર! હું જાણું છું કે મારૂં માથું કાપનારને ઇનામ આપવાનું ઠરાવવામાં આવેલું છે." એ વિશાળ ચૌટાના એકકે એક ખૂણાસુધી પહોંચે એવા ગંભીર અવાજે ગોંઝાલેઝ બોલ્યો: "પરન્તુ શું આપ ધારો છો કે ગોંઝાલેઝ એન્ડચુજાર ઉપર પોતાનો કાતીલ હાથ ઉગામવાની હિંમત કોઇ ધરી શકશે?"

ધર્માધ્યક્ષે કહ્યું: "ગર્વિષ્ઠ બ્હારવટીયા! આજે તારી પાછળ હથીયારબંધ સિપાઇઓનું બળ રહેલું છે, પરન્તુ કદાચ નામવર મહારાજા પર્વતોમાં પોતાનાં લશ્કરો મોકલીને શોધ ચલાવશે અને સિંહને તેના જંગલની અંદર જ પકડી લેશે, માટે તું તેમનો ભય રાખ!"

પોતે ઉંડા અંતઃકરણમાંથી બોલી રહ્યો હોય એવી ગંભીરતાથી
ંઝાલેઝે જવાબ આપ્યો: "નામવર! એ જ લશ્કરો એક દિવસ
રા રણધ્વજ હેઠળ ક્રૂર લોકોની સામે લડવાને આવશે."

આ જવાબ સાંભળીને લોકોએ એક વાર ફરીથી હર્ષધ્વનિ
ી અને વેલેડોલીડનો ધર્માધ્યક્ષ ફફડતે ઓઠે, ચડેલી ભ્રૂકુટીએ
ા ફીકકે ચહેરે ઝરૂખામાં ઊભો રહ્યો.

એકાએક બધી દિશાએ લોકોનાં ટોળાંમાંથી અવાજ આવવા
ગ્યો: "ઝેવીયર વિલેનાને નીચે લાવો! એ ગર્વિષ્ઠ ધર્મગુરૂને
રી નાંખો! તેને ફાંસી દો-શૂળીએ ચડાવો!"

પોતાના હાથને અધિકારદર્શક રીતિએ ઉંચો કરીને ગોંઝા-
 એન્ડયુજાર જોરદાર અવાજે બોલ્યો. "મારા બંધુઓ! એવું
માવનારૂં કાર્ય આપણાથી ન થાય! આપણે બતાવી આપવું
ઇએ કે સાચા દેશભક્તો હમેશાં દયાળુ હોય છે અને માત્ર
કારો, પાદરીઓ તથા ઉમરાવો જ ધાતકી તથા નિર્દય હોય
! આપણે સાબીત કરી આપવું જોઇએ કે જોકે રાજાઓ, અમીરો
ને ધર્મગુરૂઓ અવિચારપૂર્વક અને જરાએ પશ્ચાત્તાપ કર્યા
વાય લોકોને માર મારી શકે છે, ફાંસી દઇ શકે છે અને ત્રાસ
પી શકે છે, તોપણ લોકો અને લોકોના નેતાઓ તો ન્યાયી,
ર તથા દયાળુ જ હોય છે!"

લોકોએ પુનઃ ગગનભેદી ગર્જના કરી, જે ઉપરથી જોઇ
ાતું હતું કે ગોંઝાલેઝના શબ્દોએ તેમના હૃદય ઉપર બરાબર
સર નીપજાવી છે અને હવે તેમને સાચા મનુષ્યો બનાવવાને
તીય દૃષ્ટિએ મહાન્ કેવી રીતે બનવું એ જ શિખવવાની જરૂર
, એવું ગોંઝાલેઝ જોઇ શકયો.

ગોંઝાલેઝ બોલી ઉઠયો: "તો પછી એ નિર્દય ધર્માધ્યક્ષને
 પોતાના જ હૃદયનો દંશ સહન કરતો રહેવા દેવો એ જ વધારે
 છે. જે પ્રેમી-મમતાળુ યુગલને મેં અત્યારે મૃત્યુના મુખમાંથી

બચાવ્યું છે તે જે આનંદ તથા સુખનો અનુભવ લઇ રહ્યું છે, તે આનંદ તથા સુખની અસર જો ધર્માધ્યક્ષના હૃદય ઉપર નહિ થતી હોય, તો પછી, મારા બંધુઓ! ભલે તે એક પૂરેપૂરો ન્યાયાધીશ હોય, અમીર હોય અને ધર્માધ્યક્ષ પણ હોય; પણ તેનાથી દુનિયાનું જરા પણ ભલું થવાનો સંભવ નથી!"

આ શબ્દો ઉપર લોકોમાં એક વાર ફરીથી હર્ષધ્વનિ પ્રસરી ગયો, જે દર્મિયાન ઝેવીયર વિલેના અને તેના સહચારીઓ ઝરૂખામાંથી ચાલ્યા ગયા.

પોતાના ભલા માટે આમ વચ્ચે પડવાને આવી પહોંચવા માટે ગોંઝાલેઝ એન્ડયુજારનો બર્થોલ્ડ તથા જોને હવે અંતઃકરણપૂર્વક આભાર માન્યો અને તેઓએ તેને ઉંડા અંતરના જ્વલંત શબ્દોમાં ખાત્રી આપી કે પોતે જીવનપર્યંત તેના નામને આભાર, સન્માન તથા પ્રેમથી પોતાના સ્મૃતિપટમાં લખી રાખશે.

પોતાના ટોપની નીચે લટકાવેલા મ્હોંઢાંકણને હજી ચહેરા ઉપર જ રહેવા દઇને, પરન્તુ પોતાના કાળા ઘોડાપર બેઠાં બેઠાં નમ્રતાપૂર્વક નીચા નમીને ગોંઝાલેઝે બર્થોલ્ડ તથા જોનને જવાબ આપ્યોઃ "બરાબર અણીને વખતે અહીં હું આવી પહોંચ્યો, તે માટે તમારે વૃદ્ધ ઈવાનનો જ આભાર માનવાનો છે. ઇવાને મને એવી વાતો કહી છે કે જેથી હું તમારી પ્રત્યે સંપૂર્ણ દિલસોજી ધરાવતો થયો છું. 'ગોથીક યુદ્ધવીર' માં તમારી તથા તેની વચ્ચે જે ઔદાર્યયુક્ત અને બોધાત્મક વાર્તાલાપ થયો હતો તે તથા મેડાઝને મુક્ત કરવા માટેના ઈવાનના સાહસમાં તેને મદદ કરવાને તમે તત્પરતા દર્શાવી હતી તે બધુંએ તેણે મને કહ્યું છે."

બર્થોલ્ડે પૂછ્યું: "અને બહાદુર સરદાર! તેણે તમને એ પણ કહ્યું છે કે તેણે અમને એક લાકડાની પેટી સોંપી હતી? સ્પેનીશ સિપાઇઓએ તે પેટી અમારી પાસેથી લઇ લીધી હતી."

"અને વેલેડોલીડના ધર્માધ્યક્ષની આજ્ઞાથી એ પેટીમાંની

વસ્તુઓ એ સિપાઇઓને જ વહેંચી આપવામાં આવી હતી." જોન વચમાં બોલી. દુષ્ટ ધર્માધ્યક્ષનું નામ ઉચ્ચારતાં જોનના ગાલ ક્રોધથી લાલ બનવા લાગ્યા અને આંખો તિરસ્કારવૃત્તિથી ચળકવા લાગી.

ગોંઝાલેઝ બોલ્યો: "મારા ભલા મિત્ર! એ પેટી અને તેમાંની વસ્તુઓને માટે તમે જરા પણ અકળાશો નહિ. આજે રાત્રે ઈવાન પર્વતોમાંના મારા કિલ્લામાં આવનાર છે અને તેનાં નાનાં નાનાં ઘરેણાંઓ ખોવાયાથી તેને કાંઇ અડચણ પડવા પામે નહિ તેવી હું ગોઠવણ કરીશ. મારી પાસે થોડું સસ્તી કીંમતનું જર-જવાહીર છે અને આંદાલુશિયાની બનાવટની પોલાદની ઉત્તમ કટારીઓ પણ છે: એ બધું હું તેને ખુશીથી આપી દઇશ."

બર્થોલ્ડ બોલ્યો: "પણ મહાશય ગોંઝાલેઝ! વૃદ્ધ ઈવાનની પેટીમાંની વસ્તુઓ ખોવાઇ તેના બદલામાં તમે તમારી વસ્તુઓ તેને આપવાનો જ્યારે ઇરાદો રાખો છો, ત્યારે તે તમારા માલની કીંમત મારે આપવી જ જોઇએ અને હું આશા રાખું છું કે એ કીંમતનો તમે સ્વીકાર કરશો." એમ બોલતાં બર્થોલ્ડે પોતાની નાણાંની થેલી વસ્ત્રો હેઠળથી બહાર ખેંચી કાઢી. એ થેલીમાં સોનાના સિક્કા ભર્યા હતા અને તુરંગના કોટવાળે તેમજ સ્પેનીશ સીપાઇઓએ એ થેલી તેની પાસેથી લઈ લીધી નહોતી એટલે હજીસુધી તેની પાસે જ રહેવા પામી હતી.

ગોંઝાલેઝ બોલી ઉઠયો: "તમારી સુવર્ણમુદ્રાઓ તમારી પાસે જ રહેવા દો, મહાશય! તમને તમારા પ્રવાસમાં નાણાંની બહુ જરૂર પડશે અને હું ઈવાનને જે વસ્તુઓ આપી દેવા ધારૂં છું તે વસ્તુઓની મને તો કાંઇ ખાસ જરૂર નથી. એટલે હવે એ નાણાં લેવા-દેવાની વાત જવા દો. હવે તમારી જે કાંઇ વસ્તુઓ અધિકારીઓએ તમારી પાસેથી લઇ લીધી હોય તે બધી તમને એકદમ પાછી મળી જવી જોઇએ; અને જો તે પાછી મળશે તો જ ઝેવીયર વિલેનાએ સિપાઇઓને જે ઝવેરાત વહેંચી આપ્યું છે તે હું તેમની પાસે રહેવા દઈશ."

આ બાબત સંબંધે ગોંઝાલેઝની ઇચ્છાને અનુસરીને વર્તવાને સિપાઇઓના ઉપરી અધિકારીએ એકદમ તતપરતા દર્શાવી; અને થોડી વારમાં તો બર્થોલ્ડ તથા જોનના ઘોડા, તેમના પર ગોઠવેલા સામાન તથા પાછળ બાંધવામાં આવેલી ચામડાની થેલીઓ સાથે મેયરના તબેલામાંથી બહાર દોરી લાવવામાં આવ્યા.

ગોંઝાલેઝે બર્થોલ્ડ તથા તેની પ્રિયતમાને પૂછ્યું: "હવે, મારાં મિત્રો! તમારે કઇ દિશાએ જવું છે?"

બર્થોલ્ડે જવાબ આપ્યો: "અમે મૂર લોકોના દેશમાં જઇ પહોંચવા આતુર છીએ કે જેથી ખ્રિસ્તીઓનો જુલ્મ અમને કશી અડચણ કરી શકે નહિ."

ગોંઝાલેઝ બોલ્યો: "ભલે એમ કરો: હું મારા એક સો ઘોડેસ્વારોને તમારી સાથે બાયટ્રાગો સુધી મોકલીશ: અને હું પોતે તમને ત્યાંસુધી વળાવવા માટે આવી શકું તેમ નથી તે માટે દિલગીર થઉં છું. સંયોગો એવા છે કે બીજી દિશાએ ધ્યાન આપ્યા સિવાય મને ચાલે તેમ નથી, એટલે હવે અત્યારને માટે તો સલામ!"

ગોંઝાલેઝે આ પ્રેમી યુગલની જે ભારે સેવા ઉઠાવી હતી તે માટે બર્થોલ્ડ તથા જોને અંતઃકરણપૂર્વક આભાર પ્રદર્શિત કર્યો, અને પછી તેઓ ઘોડાપર બેસીને ધીમે ધીમે ચૌટામાંથી ચાલવા લાગ્યાં. ગોંઝાલેઝના એક સો બખ્તરીયા વીરો તેમની સાથે ચાલી રહ્યા હતા.

ગોંઝાલેઝ પોતાના બાકીના સિપાઇઓને મોખરે રહીને બીજી જ દિશાએ ચાલ્યો ગયો. જે વખતે ગોંઝાલેઝને જવા માટે લોકોના ટોળાએ માર્ગ કરી આપ્યો અને તેનો અશ્વ ધીમે ધીમે ડગલાં ભરવા લાગ્યો, તે વખતે લોકોની કર્ણભેદક હર્ષગર્જનાથી દિશાઓ ગાજી રહી. ગોંઝાલેઝે પોતાનું મ્હોંઢાંકણ ખસેડ્યા વિના જ પીછાંવાળા ટોપ સાથે નમ્રતાપૂર્વક મસ્તક નમાવ્યું અને લોકોના સંમાનનો સત્કાર કર્યો. જ્યારે ગોંઝાલેઝ પોતાનાં માણસો સાથે

ડયુરાના પાધરમાં આવી પહોંચ્યો, ત્યારે તેને માલૂમ પડ્યું કે ડયુરા તથા તેની આસપાસના પ્રદેશના બસો ઉપરાંત જુવાનો તેની ટોળીમાં શામેલ થવાના ઇરાદાથી તેની પાછળ પાછળ આવી રહ્યા હતા.

એ બધા જુવાનોની સેવાનો ગોંઝાલેઝે સ્વીકાર કર્યો. જે પત્નીઓ, ભગિનીઓ અને પ્રેમાળ સુંદરીઓને તેઓ આ પ્રમાણે છોડી આવ્યા હતા તેઓએ તે જુવાનોને પોતાને છોડી જવા માટે ઠપકો આપ્યો નહિ પરન્તુ આનંદપૂર્વક આગળ જવાનું તથા ગોંઝાલેઝના વિજયધ્વજ હેઠળ સત્કીર્તિ પ્રાપ્ત કરવાનું સૂચન કર્યું.

દર્મિયાનમાં વેલેડોલીડનો વડો ધર્માધ્યક્ષ મેયરના નિવાસ-સ્થાનમાંના પોતાના ઓરડામાં ચાલ્યો ગયો હતો. તેણે પોતાના અનુચરોને પોતાની સમીપેથી કાઢી મેલ્યા હતા અને જે વૃત્તિઓ તેના હૃદયમાં અત્યારે અકળામણ ઉપજાવી રહી હતી તે વૃત્તિઓને છૂપી રીતે પ્રકટ કરવા માટે તે ઓરડાનાં દ્વાર બંધ કરીને એકલો બેઠો હતો.

જે ક્ષણે તેણે ઓરડાનાં દ્વાર બંધ કર્યાં અને પોતે એકલો પડ્યો, તે ક્ષણે જો કોઇ પણ મનુષ્ય પ્રાણીએ તેને જોયો હોત, તો એ જોનારના મગજ ઉપર અત્યંત ત્રાસજનક અસર થયા વિના ન રહેત.

આ નીચ અને અનિશ્ચિત મનના માણસના વદન ઉપર પિશાચોના હૃદયમાં ઉભરાઇ રહેલા સર્વ દુષ્ટતમ વિકારો અત્યારે પ્રતિબિંબિત થઇ રહેલા હતા. જોનની પ્રતિમા હજી પણ તેના વિષયવિકારને ઉશ્કેરીને તેને વિષયોન્મત્ત બનાવી રહી હતી. તે પોતાના પંજામાંથી છૂટી ગઇ તેથી તે અનિયંત્રિત આવેશને વશ બની ગયો હતો. તે જોનને ચાહતો હતો અને તે સાથે તેને ધિક્કારતો પણ હતો. તેના બાહુપાશમાં એક કલાકનું સુખ મેળવવાને તેણે સેતાનનો સાથી થવાનું પણ પસંદ કર્યું હોત. જોને તેની પ્રાર્થનાનો અસ્વીકાર કર્યો હતો, તેથી તેના દુષ્ટ મગજમાં ભયાનક વૈરવૃત્તિ અત્યારે પ્રજળી રહી હતી. વળી બર્થોલ્ડ પણ છૂટી ગયો

હતો; તે જીવતો છૂટયો હતો એટલું જ નહિ પણ જે સુંદરીને તે ચાહતો હતો તે સુંદરીને સાથે લઇને બર્થોલ્ડ ચાલ્યો ગયો હતો.

અને ધર્માધ્યક્ષને ઉન્મત્ત બનાવી મેલવાને જાણે કે આ બધું પૂરતું ન હોય, તેમ ગોંઝાલ્વેઝે હજારો લોકોના ટોળાની વચ્ચે તેનું અપમાન કર્યું હતું, તેની સામે વિરૂદ્ધતા દર્શાવી હતી અને તેની ભારે બદનામી કરી હતી.

વેલેડોલીડના ધર્માધ્યક્ષ જેવા સાહસિક, આવેશભરેલા, નિર્દય અને ધિક્કારપાત્ર સ્વભાવના મનુષ્યનું મગજ આ બધા સંયોગોને લીધે કેવી સ્થિતિમાં આવી પડયું હશે તે વિષે વર્ણન કરવા કરતાં અનુમાન કરી લેવાનું કામ વધારે સહેલું છે.

અતૃપ્ત રહેલી વિષયવાસનાની જ્વાળાથી તે રીબાઇ રહ્યો હતો. પોતાની દુષ્ટ ઇચ્છાઓ પાર પાડવામાં અને તીવ્ર વૈરવૃત્તિનું શમન કરવામાં ગભરાઇ ગયો હતો, નિરાશ થઇ ગયો હતો અને હાર પામી ચૂક્યો હતો. બહાદુર ગોંઝાલ્વેઝની સામે પોતાનો નિર્બળ જુસ્સો પ્રકટ કરતા ઝેવીયર વિલેનાને અત્યારે તેના ઓરડાની એકાંતમાં જો કોઇ જુએ, તો જોનારને તે ત્રાસજનક અને દયાજનક સ્થિતિમાં આવી પડેલો લાગ્યા વિના રહે નહિ.

પોતાની છાતીપર મુક્કીઓ મારતો, સખ્ત મુઠ્ઠી વાળતો અને જંગલી માણુસની પેઠે દાંત કચડતો તે ઓરડામાં આમથી તેમ ફરવા લાગ્યો; જાણે કે એ ઓરડો એક ગુફા હોય અને તેમાં પુરાએલા સિંહને માટે ત્યાંથી નાસી છૂટવાનો એકકે માર્ગ ન હોવાથી તે ખીજાએલો હોય, તેવી રીતે તે ઇતસ્તતઃ પરિક્રમણ કરવા લાગ્યો.

એક વાર તેણે પોતાની આંખો વિકસાવી અને આંખની કીકીને આમ-તેમ ફેરવી જાણે કે આંખની અંદરની તેજદાર ચમકને તે ચોપાસ ફેલાવી રહ્યો હોયની! પછી પોતાની ગુફાની આડે છવાઇ રહેલાં ઝાંખરાંમાંથી જેમ એક વાઘ પોતાનાં નેત્રોને ચળકાવે તેવી રીતે આંખોને નીચે નમાવીને તે એક બાજુએ જોઇ રહ્યો.

અત્યારે તેની પ્રકૃતિ એવી ભયાનક બની ગઈ હતી કે જેથી એક મનુષ્ય અને એક પિશાચના સ્વભાવ વચ્ચે રહેલો તફાવત જરા પણ દેખાય નહિ. ગોંઝાલેઝ એન્ડયુજારે વસ્તુસ્થિતિને બદલાવી નાંખીને જે નવા સંયોગો નીપજાવ્યા હતા તે સંયોગોને આગળ વધવા દેવાને અને સહન કરી લેવાને તે તૈયાર નહોતો-તે સંયોગોનો અવ· રોધ કરવાનો જ તેણે નિશ્ચય કર્યો હતો.

શું જોન તેના હાથમાંથી તદ્દન છટકી જાય ?-નહિ, નહિ, તેમ થવા દેવાની તેની મુદ્દલ ઇચ્છા નહોતી ! જોને તેની વાસના- ઓને એટલી બધી ઉશ્કેરી મૂકી હતી કે તેથી તે ઉન્મત્ત બની ગયો હતો-તે લગભગ ભાન ભૂલ્યા જેવો થઇ ગયો હતો.

જોનની પ્રતિમા તેની કલ્પના સમીપે તરવરી રહી હતી. પહેલાં તે તેને ન્યાય તોળતી વેળાની રૂઆબદાર સ્થિતિમાં દેખાઇ,-પછી તે તેને પોતાના પગ આગળ ઝુકી પડેલી મોહક સુંદરીની સ્થિતિમાં દેખાઇ,-પછી તુરંગમાં તેણે તેને જોઈ હતી તે સમયના જેવા ઉશ્કે- રાએલા તુચ્છકારદર્શક સ્વભાવમાં તે પ્રતાપી દેખાવા લાગી, અને છેલ્લે ચૌટામાં બાળી નાંખવાને સ્થળે તે જેવી દેખાઇ હતી તેવી- આનંદ તથા વાસનારહિત દૈવી સ્વરૂપમાં ભાસવા લાગી. તેની કલ્પના તેને હરકોઇ પ્રકારની સ્થિતિમાં જોવા લાગી, તોપણ તે સુંદરતા-અપરિમીત સુંદરતાની પ્રતિમારૂપે જ તેને દેખાવા લાગી; અને હવે તેને લાગ્યું કે એ સુંદરીને પોતાના કબજામાં લેવી એ પોતાના જીવનનો એક મહત્વનો હેતુ, પોતાના સર્વ વિચારોનો એક અગત્યનો આશય અને પોતાનાં બધાં ગુપ્ત પરાક્રમોમાંનો એક ઉચ્ચ- તમ પ્રસંગ બનવો જોઇએ.

ભૂતકાળમાં તેણે અનેક દુષ્ટ પરાક્રમો કરેલાં હતાં અને એ પરાક્રમોમાં તેને જે ફતેહ મળી હતી તે ઉપરથી ધૈર્ય, વિશ્વાસ તથા આશા ધારણ કરીને ઝેવીયર વિલેનાએ પોતાની અત્યારની ઇચ્છાઓ તથા આશાઓ પાર પાડવા માટેની વસ્તુ-જોનની પૂઠ અવિશ્રાંત

ચપળતા તથા કાર્યપટુતાથી પકડવાનો પોતાના મનમાં નિશ્ચય કર્યો.

પરન્તુ એ માટેની યોજના પાર પાડનારો કાર્યભારી ક્યાંથી શોધી કાઢવો–એવા કાર્યને માટે બરાબર બંધ બેસે તેવાં યંત્રો ક્યાંથી મેળવવાં? તેને એવા માણસો જોઇતા હતા કે જેઓ હરેક પ્રસંગે–હરકોઇ પ્રકારના જોખમે તેના અંતર્ના હેતુ સંબંધે જરા પણ શંકા રાખ્યા વિના–માત્ર આંધળી રીતે જ તેના કહ્યા પ્રમાણે કર્યા કરે; તેણે પોતાના અનુચરો, ખાનગી માણસો અને બીજા કેટલાકો સંબંધે વિચાર કરી જોયો, પરન્તુ તેઓ તે કાર્યને માટે લાયક માણસો થઇ પડે એવું તેને જણાયું નહિ. છેવટે જુલીયસ ઇંગલહેમ અને તેના દુભાષિયા પાકો ઉપર તેની નજર બેઠી.

તેણે તુરત જ પોતાના એક ચાકરને બોલાવ્યો અને તેમને બન્નેને પોતાની સમીપે ખડા કરવાની તેને આજ્ઞા ફરમાવી.

આ આજ્ઞાનું તુરત જ પાલન થયું: માત્ર દસ મિનિટમાં જ ડાક્ટર ઇંગિલહેમ અને દુભાષીયા પાકોને ધર્માધ્યક્ષના ઓરડામાં દાખલ કરવામાં આવ્યા.

ધર્માધ્યક્ષે પાકોને પૂછ્યું: "પછી ચૌટામાં શું શું બન્યું?"

પાકોએ જવાબ આપ્યો: "નામવર! ગોંઝાલેઝ એન્ડયુજાર એક દિશાએ ચાલ્યો ગયો છે અને ફુલ્દાનો મહંત તથા તેની પ્રિયતમા બીજી દિશાએ ગયાં છે. બ્હારવટીયાએ તેમની સાથે એક સો ઘોડેસ્વારોને રક્ષક તરીકે મોકલ્યા છે, જેઓ તેમને બાયટ્રાગો સુધી પહોંચાડી દેશે."

ધર્માધ્યક્ષ સખ્તાઇથી બોલ્યો: "અને શું તેઓ એમ માને છે કે ખ્રિસ્તી ધર્મના કાયદાઓનો ભંગ કરીને અને મુસલમાનોના મુલકમાં આશ્રય મેળવવાથી તેઓ એમ સહીસલામત બચી જવા પામશે? ડાક્ટર ઇંગલહેમ તે સંબંધે શું ધારે છે?"

પાકોએ જવાબ આપ્યો: "તે એમ કહે છે કે પોતાના હરીફ બર્થોલ્ડને શિક્ષા કરવાને અને જે સ્ત્રીએ પોતાના પ્રેમનો અનાદર

કર્યો છે તે સ્ત્રી ઉપરનું વૈર વાળવાને તે પોતાની અખૂટ દોલત ખર્ચી નાંખવાને પણ તૈયાર થશે.”

ઝેવીયર વિલેનાએ ઉત્તેજક સ્વરે કહ્યું: “અને મારા પુત્ર! એ ભલા ડાક્ટરને આવા મહત્ત્વના કાર્યમાં મદદ કરવાને શું તું ઇચ્છતો નથી? એથી તું સામાન્ય રીતે ધર્માધિકારીઓની અને ખાસ કરી મારી પોતાની કૃપાને પાત્ર બનશે. આ મોટાં અપરાધીઓ મારા હાથમાંથી છટકી ગયાં છે. અને અસ્તુરીયાના રાજા તથા નામવર પોપ તે માટે મને જવાબદાર ગણે તેમ છે, એટલે તેમને ફરીથી પકડી પાડવાની યોજનામાં મારાથી બની શકતું ઉત્તેજન આપવાને હું બંધાએલો છું, અને એ પ્રકારનું ઉત્તેજન તને મારા તરફથી મળશે.”

પાકોએ કહ્યું: “પણ નામવર! તેઓ મૂર લોકોના મુલકમાં દાખલ થઇ ચૂક્યાં હોય તો એ હેતુ પાર પાડવાનું શી રીતે બની શકે? મૂર લોકો તો તેમને એકદમ આશરો આપશે, કારણકે ખ્રિસ્તીઓની વિરૂદ્ધનો મુદ્દો ઉભો કરવાને તેઓ મૂર લોકોને ઉપયોગી થઇ પડે એવો સંભવ છે.”

ધર્માધ્યક્ષે કહ્યું: “ફુલ્દાના મહંતને અને તેની પ્રિયતમાને પાછાં અસ્તુરીયન મુલકમાં લાવવાને કેવો માર્ગ ગ્રહણ કરવો તે સૂચવવાનું કામ મારૂં નથી. તે સાથે હું એટલું પણ ધારૂં છું કે સુવર્ણ જેવી રીતે ખ્રિસ્તીઓને લલચાવે છે તેવી જ રીતે મૂરોને પણ લલચાવ્યા વિના રહેતું નથી–” અપૂર્વ ભક્તિમત્તાનો દેખાવ વદન ઉપર ધારણ કરીને, વચમાં ધર્માધ્યક્ષ શોક દર્શાવવા લાગ્યો: “અફસોસ! આવું કાર્ય કરવું પડે તે અત્યંત અફસોસ ઉપજાવનારૂં છે!” પછી તે આગળ બોલ્યો: “પરન્તુ જગતનો લાભ તેમાં સમાએલો છે એટલે કાયદા તથા ધર્મની સેવાને અર્થે એવાં સાધનોનો ઉપયોગ કરવો એ ગેરવાજબી ગણાય નહિ. જો પાંચ સાત મૂર લૂટારાઓ મળી શકે અથવા તો બીજા કોઇ સાહસિક મુસલમાનો તે કાર્યને માટે રોકવામાં આવે તો એ કામ થઈ શકે. શીઘ્ર ગતિ-

વાળા ઘોડેસ્વારો એ અપરાધીઓને પકડીને મુસાફરોની ઓછી આવજાવાળા પ્રદેશમાં થઇને તેમને અસ્તુરીયન મુલકમાં ઘણી જ સહેલાઇથી પાછાં લાવી શકે. તું મારૂં કહેવું સમજે છે કે?"

પાકોએ જવાબ આપ્યો: "હું સમજું છું, નામવર! હું મને સાંભર્યું કે મૂરોના મુલકમાં એક લૂટારૂ ટોળકી છે-તેના સરદારનું 'કાળો કમાન'-એવું ભયાનક નામ છે-"

"કારાઅલી?" ધર્માધ્યક્ષે કહ્યું: "હા-મેં તેનું નામ સાંભળ્યું છે ખરૂં-અધમતાની ખ્યાતિ ચોમેર પ્રસરી રહે છે એટલે મારા સાંભળવામાં પણ તેનું નામ કેમ આવ્યા વિના રહે? લોકવાયકા એવી છે કે બધાએ સાહસિક બદમાશોમાં આ લૂટારો કેવળ અદ્ભુત છે. જો તું તેનો કિલ્લો અગર તેનું ગુપ્ત સ્થાન શોધી કાઢી શકે-"

પાકો વચમાં બોલ્યો: "એકવાર હું એક પ્રવાસીને માડ્રીડ તરફ લઇ જતો હતો, તે વખતે કારાઅલીની ટોળકીએ તેને પુએનકારાની નજીકમાં લૂટી લીધો હતો. તે ઉપરથી મને એમ માનવાને કારણ મળે છે કે પુએનકારાના મુસાફરખાનાના માલીકે આપેલ બાતમીને આધારે એ પ્રવાસીને માર્ગમાં અટકાવીને લૂટી લેવામાં આવેલો હોવો જોઇએ. એ મુસાફરખાનાના માલીકની માર્ફતે કદાચ કારાઅલીનો મેળાપ કરવાનું મારાથી બની શકે ખરૂં!"

ઝેવીયર વિલેનાએ પાકો તરફ અર્થસૂચક દૃષ્ટિથી જોયું. તે દૃષ્ટિ ઉપરથી જણાતું હતું કે પાકો એ લૂટારાઓની સાથે મેળાપ કરવાનાં સાધનો જાણતો જ હોવો જોઇએ એવો ધર્માધ્યક્ષને સંશય આવ્યો હતો. પછી તે બોલ્યો: "મારા પુત્ર! તારા હેતુમાં તને વિજય મળશે, એ માટે મને જરા પણ સંશય નથી. પરંતુ આ માનવંત જર્મન ગૃહસ્થ તારા સાહસમાં તારી સાથે રહ્યા કરશે ખરો? જો તે સાથે રહે તો તમને બન્નેને પરસ્પર સલાહ તથા એક બીજાના રક્ષણનો લાભ મળ્યા કરે."

દુભાષીયાએ ડા. ઇંગલડેમને ધર્માધ્યક્ષના વિચારો જણાવ્યા, તે ઉપરથી પોતે એ યુક્તિમાં ભાગ લેવાને એકદમ તૈયાર હતો એમ તેણે દર્શાવ્યું.

પિતાતુલ્ય વત્સલ ભાવ દર્શાવતાં ધર્માધ્યક્ષે કહ્યું: "ત્યારે મારા પુત્ર! હું કહું છું તે સાંભળી લે અને મારૂં કથન બરાબર સમજી લે. જો આ બે અપરાધીઓ-બર્થોલ્ડ નેકાર અને જોન ગીલ્બર્ટસ-પકડાય અને તેમને અસ્તુરીયામાં પાછાં લાવવામાં આવે તો તેઓ મનેજ સોંપાવાં જોઇએ-બીજા કોઇ અધિકારીને અથવાતો અન્ય કોઇ વ્યક્તિને તેઓ સોંપાવાં ન જોઇએ. જેમ બને તેમ વધારે ગુપ્તતાથી આ કાર્ય પૂરૂં કરવામાં આવે તેમ વધારે સારૂં છે, જેથી તેમના મિત્ર-ગોંઝાલેઝ એન્ડચુજારને એ વાતની બિલકુલ ખબર મળવા પામે નહિ. તેથી કરીને, મારા પુત્ર! તને ઉત્તેજન આપવા સારૂ હું તને એવું વચન આપું છું કે જે ઘડીએ બર્થોલ્ડ નેકાર અને જોન ગીલ્બર્ટસને સહીસલામત રીતે વેલે-ડોલીડના મારા મહેલના કારાગૃહમાં લાવીને રાખવામાં આવશે, તે ઘડીએ તને હું એક હજાર સોનામહોરો અને મારા તબેલામાંના છ મનપસંદ ઘોડા બક્ષીસ આપીશ."

અત્યંત નીચા નમીને એ બક્ષીસનું વચન સ્વીકારતાં પાકો બોલ્યો: "નામવર! આપના સરખા ઉદાર માલીકની નોકરી હું જીવને જોખમે પણ બજાવ્યા વિના રહીશ નહિ. પરન્તુ આપ નામ-વરે મને જે ઇનામ આપવાનું વચન આપ્યું છે તે આ જર્મન ગૃહસ્થને જણાવવાની હું કાંઇ જરૂર જોતો નથી."

ધર્માધ્યક્ષે જવાબ આપ્યો: "પુત્ર! તારી મરજીમાં આવે તેમ તું કરે, તોપણ મને વાંધો નથી." પછી સોનામહોરોથી ભરેલી એક થેલી દુભાષીયાને આપીને તે બોલ્યો: "આ રકમ હું તને તારા મુસાફરીના તથા બીજા પરચુરણ ખર્ચ માટે આપું છું."

પછી પાકો અને ઈંગિલહેમ ધર્માધ્યક્ષની રજા લઈને ચાલ્યા ગયા. એક કલાકની અંદર તો તેઓ બાયટ્રાગોને માર્ગે પડ્યા.

ડા. ઈંગિલહેમ અને પાકો ત્યાંથી બહાર નીકળ્યા કે તુરત જ ધર્માધ્યક્ષના ઓરડાનું દ્વાર બંધ થયું. ધર્માધ્યક્ષ પુનઃ એકલો પડ્યો અને પોતાના મનમાં બડબડવા લાગ્યોઃ "હવે મારા મગજ ઉપરનો બોજો દૂર થયો હોય એવું મને લાગે છે. એ ભાડુતી દુભાષીયાની અને વૈરાંધ બનેલા જર્મનની કીંમત આંકવામાં મેં ભૂલ તો નથી કરી. મેં દુભાષીયાને જે ઇનામ આપવાનું કહ્યું છે તેથી ચોથા ભાગના ઇનામને માટે પણ તે સેતાનનો સાથી બનાવવાને તૈયાર થાય એવો છે અને જર્મન પોતાના વૈરની તૃપ્તિને માટે હરકોઈ પ્રકારનું સાહસ ખેડતાં આંચકો ખાય તેવો નથી. હા-જોન, એ મિજાજી, અભિમાનિની, હઠીલી જોન,-જેવી શૂરવીર છે તેવી જ સુંદર જોન,-હજી પણ મારી જ થશે! અને જે બર્થોલ્ડે ધર્મના ઉલ્લંઘાએલા કાયદાઓના સંરક્ષક તરીકેના મારા માન, અભિમાન તથા પ્રતિષ્ઠાની ક્ષણભર હાનિ કરી છે, તે બર્થોલ્ડ પણ પુનઃ મારા કાબૂ હેઠળ આવશે અને મૃત્યુવડે જ પોતાનાં પાપોનું પ્રાયશ્ચિત્ત કરશે! પરન્તુ તે દર્મિયાનમાં મારા ક્રોધાવેશને તૃપ્ત કરવા માટે શું બીજાં બલિદાનો તૈયાર નથી? હા છે-વેલેડોલીડના મારા મહેલના કારા-ગૃહો કાંઇ તદ્દન ખાલી નથી."

આ વિચાર આવતાં તે જરા અટક્યો અને પોતાના પૈશા-ચિક સ્વભાવની પૂર્ણ ક્રૂરતાપુર્વક તે પોતાનાં બલિદાનોની ગણત્રી આંગળીના વેઢાપર કરવા લાગ્યો. પછી વેલેડોલીડ ખાતે પાછા ફરીને પોતાના કારાગૃહમાંના દરેક દુર્ભાગી કેદીને કેવા કેવા પ્રકારની વેદના ઉપજાવવી તેનો તે વિચાર કરવા લાગ્યો.

# પ્રકરણ ૧૯ મું.

## પિડ્રો ડી ઝામોરા.

આટલાં પ્રકરણોમાં જે વૃત્તાંતો આપવામાં આવેલાં છે અને જે સૂચનો કરવામાં આવેલાં છે તે ઉપરથી આપણી કથાને સમયે સ્પેનની સ્થિતિ કેવા પ્રકારની હતી તે વાચકના સમજવામાં પૂર્ણ રીતે આવી ગયું હોવું જોઇએ.

પરન્તુ જો વાચક આ નીચેના નકશા તરફ દૃષ્ટિ કરશે તો અસ્તુરીયન રાજ્યની અને મૂર લોકોના મુલકની તેમજ આપણા કથાપ્રવાહમાં દર્શાવવામાં આવતાં શહેરો તથા નગરોની પરસ્પર સંબંધ ધરાવતી સ્થિતિ વધારે સહેલાઇથી સમજી શકશે.



નકશા ઉપરથી જોઇ શકાશે કે અસ્તુરીયનોનું રાજ્ય (જે અસ્તુરીયા નામના પ્રાંત તથા લીઓં અને ઓલ્ડ કેસ્ટીલનું બનેલું છે) જોકે નાનું હતું, તોપણ મજબૂત હતું, અને ઓવીડો જે એ રાજ્યની રાજધાનીનું નગર હતું તે એ પ્રદેશના વાયવ્ય કોણમાં આવેલું હતું.

વળી એટલું પણ સમજી શકાશે કે પીરીનીઝ પર્વતોને પશ્ચિમ દિશાને છેડે થઇને ફ્રાન્સમાંથી સ્પેનમાં દાખલ થતા મુસાફરોને માટે મૂર લોકોના રાજ્યની રાજધાની કોર્ડોવા ખાતે જવાનો સીધો માર્ગ બર્ગોસ, માડ્રીડ અને ટોલીડો થઇને જતો હતો. અસ્તુરીયા અને મુસલમાનોના મુલકની વચ્ચેની સરહદ ઓળંગતાં પહેલું મૂરીશ નગર બાયટ્રાગો આવતું હતું, જે નગર પ્રવાસના મુખ્ય રસ્તાપર આવી રહેલું હતું.

એમ સમજવાનું નથી કે મૂર લોકો કાળા વર્ણના હતા અથવા-તો આફ્રિકાના હબસી લોકોની જાતિના હતા.

તેઓ મૂળ એશિયાના વતની અને સેરેસેનિક જાતિના હતા. તેઓનાં અગણિત ટોળાં આફ્રિકાના ઉત્તરના પ્રાંતોમાં ધસી ગયાં હતાં અને તેમાંનો કેટલોક ભાગ સ્પેનમાં ધસી આવ્યો હતો. સ્પેનમાં તેઓ કેવી રીતે આવ્યા તે પૂર્વોક્ત ગોથાક હસ્તલેખમાં દર્શાવવામાં આવ્યું છે, જે હસ્તલેખ જોન ગીલ્બર્ટસે કાલાત્રાવાના કિલ્લાવાળા ભોંયરામાં વાંચ્યો હતો.

આ મૂર લોકો ઇસલામ ધર્મના હતા. તેઓ કાળા વર્ણના નહોતા એટલું જ નહિ પણ અત્યારે સ્પેનના વતનીઓ જે વર્ણના છે તે કરતાં સહેજ પણ ઝાંખો વર્ણ મૂર લોકોનો નહોતો. તેઓનો ચહેરો કેવળ સફેદ નહોતો, તેમ જ કેવળ ઘઉંવર્ણો પણ નહોતો. વસ્તુતઃ એ બન્ને રંગોનું મિશ્રણ કરવાથી જેવો રંગ નીપજે તેવો વર્ણ તેઓ ધરાવતા હતાઃ એટલે તેઓનો રંગ ઘેરો ગુલાબી કહી શકાય. તેમનું તપ્ત રૂધીર તેમના શરીરમાં ફરી રહેતું હતું એટલે તેમના ગાલ ઉપર તંદુરસ્તીની લાલી દેખાતી હતી.

મૂર સ્ત્રીઓ તેમ જ પુરૂષોમાં પૌર્વાત્ય દેશોની સાચી સુંદરતા ખીલી નીકળેલી હતી. તેમના ચહેરા ઘાટીલા, વાળ રેશમજેવા બારીક તથા ચળકતા અને દાંત ચમકદાર હતા. તેમની દેહાકૃતિઓ સામાન્ય રીતે નાજુક અને સુકોમળ હતી, પરન્તુ તેમનાં અવયવો સારી રીતે બંધાએલાં અને પ્રમાણપુરઃસર હોઇ દૃઢ તથા સુંદર દેખાતાં.

વળી એમ પણ સમજવાનું નથી કે મૂર લોકો જંગલી લૂટારાની જાતિના અથવાતો ઘાતકી રાની મનુષ્યો હતા. તેથી ઉલટું તેઓમાં તેમનાં ખ્રિસ્તી પડોશીઓ કરતાં સંસ્કૃતિ–સુધારો વધારે આગળ વધેલો હતો.

અસ્તુરીયાના રાજાના મુલક કરતાં કોર્ડોવાના રાજાના મુલકમાં સર્વ જાતનાં હુન્નર–કળાને ઘણું વધારે ઉત્તેજન મળતું હતું તેમજ તે પ્રકારના ધંધાઓ સારા પ્રમાણમાં ચાલી રહેલા હતા. કવિતા, સંગીત, ચિત્રકળા અને ભરત–ગુંથણ મૂર સ્ત્રીઓના પ્રિય ઉદ્યમો હતા. ઉંચા વર્ગના ખ્રિસ્તીઓમાં પણ લખવા તથા વાંચવાની કળા થોડા પ્રમાણમાં પ્રસરેલી હતી, ત્યારે મૂર લોકોના મધ્યમ વર્ગોમાં પણ એ કળા ઘણી સાધારણ બની ગઇ હતી. એ પ્રમાણે વિદ્યામાં પણ ખ્રિસ્તીઓ કરતાં મૂર લોકો ચડીયાતા હતા.

શિલ્પકળામાં, મૂલ્યવાન્ કાપડ વણવામાં, કીનખાબ તથા જરીકાર કાપડની બનાવટમાં, જૂદી જૂદી જાતનાં ઘરેણાં તથા અલંકારો તૈયાર કરવામાં, ઘરગથ્થુ રાચરચીલાં બનાવવામાં, ગૃહોપયોગી સુખસાધનો નીપજાવવામાં અને બાગ–બગીચા ઉછેરવાની વિદ્યામાં મુસલમાનો ખ્રિસ્તીઓ કરતાં ઘણા આગળ વધી ગએલા હતા. જે સંસ્કૃતિએ, સ્પેનના મૂર લોકો પહોંચી ચૂક્યા હતા તે સંસ્કૃતિની આવી ઉચ્ચ સ્થિતિ જાણવા ઉપરાંત એટલું ખાસ સમજવાની જરૂર છે કે મૂર લોકો સ્ત્રીજાતિ પ્રત્યે ભારે સન્માનવૃત્તિ ધરાવતા હતા, પરન્તુ સામાન્ય રીતે મુસલમાન પ્રજાઓ સ્ત્રીઓ પ્રત્યે જે અવિશ્વાસ ધરાવે છે અને કેવળ વિષયપિપાસાયુક્ત વર્તન ચલાવે છે તેવું વર્તન મૂર લોકો સ્ત્રીજાતિ પ્રત્યે ચલાવતા નહિ.

હા-મૂર લોકો જેવી કીર્તિની ઉત્કટ વાંચ્છના ધરાવતા હતા, તેવી જ ઉત્કટ પ્રીતિ સ્ત્રીવર્ગ પ્રત્યે પણ ધરાવતા હતા.

સ્વભાવથી જ મૂર લોકો ગર્વિષ્ઠ તથા અભિમાની હતા, અને સ્ત્રીના સામ્રાજ્યની સમીપે ગર્દન ઝુકાવતાં તેઓ જરા પણ આનાકાની કરતા નહિ. તેઓના ધર્મના અભિપ્રાયથી વિરૂદ્ધ રીતે તેઓ સ્ત્રીજાતિ પ્રત્યે પ્રાણાન્તક એકનિષ્ઠા ધરાવતા હતા.

એટલું ખરૂં કે તેઓ જનાનખાનાં ધરાવતા હતા, પરન્તુ એ જનાનખાનાં મૂર સ્ત્રીઓ માટેનાં કેદખાનાં જેવાં ન હતાં-તે પરસ્તાન સરખાં હતાં. જોકે મુસલમાનોનો ધર્મ એવું ફરમાવી રહ્યો છે કે સ્ત્રીઓએ એકાન્તમાં રહેવું જોઇએ, છતાં સ્ત્રીઓના સંબંધમાં તો મૂર લોકોએ એ ફરમાનની સાંકળો તોડી નાંખી હતી. તેઓ પોતાની સ્ત્રીઓને તથા પ્રિયતમાઓને પવિત્ર વસ્તુઓની પેઠે અત્યંત પ્રેમથી ચાહતા અને અંતઃપુરની એકાંતમાંથી જનસમાજની દોડધામ તથા ઘોંઘાટમાં તેમને જવા દેતાં જરા પણ આંચકો ખાતા નહિ.

પોતાની ઇહલોકની અપ્સરાઓને સંપૂર્ણ સુખી કરવાને મૂર લોકો આ પ્રમાણે પોતાના ધર્મની આજ્ઞાના એક મુખ્ય સિદ્ધાન્તનું ઉલ્લંઘન કરી રહ્યા હતા-સ્ત્રીજાતિને સખ્ત બંદીખાનામાં રાખવાના કાર્યને ધર્મની પવિત્ર આજ્ઞા લેખતા સિદ્ધાન્તનું ખંડન કરી રહ્યા હતાઃ ઇસલામી ધર્મનાં જૂનાં મંતવ્યોમાં મુસલમાન ધર્મ માનનારાઓએ જે કાંઇ ફેરફારો કે સુધારા કર્યા છે, તેમાં મૂર લોકોએ કરેલો આ ફેરફાર સૌથી વધારે સાહસિક છતાં સૌથી વધારે આનંદદાયી હતો.

આનું પરિણામ એ આવ્યું કે આ અરબજાતિના વંશજો માત્ર તેઓના ધર્મ સિવાયની બીજી બધી બાબતોમાં 'યુરોપીયન' બની ગયા. સ્ત્રીઓ જનાનખાનાના સખ્ત અંકુશમાંથી અને સંપૂર્ણ એકાંતવાસમાંથી મુક્ત થવાથી સ્ત્રીસન્માન અને તેને લગતા મધુરા પ્રપંચો જન્મ પામ્યા, નાજૂક દગા-ફટકા અને તેને લગતી મનમોહક અનીતિ

અસ્તિત્વમાં આવી, નખરાંબાજી તથા તેની માયાવી મધુરતા દેખાવ આપવા લાગી-અને છેવટે મૂર લોકો પોતાની આપઅખત્યારી ભૂલી જઇને સ્ત્રીઓના દાસ બની ગયા.

હવે પછી બનનારા બનાવો મૂર લોકોના પ્રદેશમાં બનવાના હોવાથી આટલી આવશ્યક પ્રસ્તાવના કર્યા પછી, આપણે હવે આપણા કથાપ્રવાહમાં આગળ વધીશું.

* * * * *

ગત પ્રકરણમાં દર્શાવેલા બનાવો બની ગયા પછી બીજા દિવસના સાંજના છ વાગ્યા હતા. પુએનકારા નગરમાં દાખલ થવાના રસ્તાની બાજુએ આવેલી ટેકરીની ફરતું એક સો કુમારિકાઓનું સરઘસ નિયમસર ગોઠવાઇને ચાલી રહ્યું છે.

એ રમણીય બાળાઓ સુંદર ટટ્ટુઓપર સવાર થએલી હતી અને ત્રણ-ત્રણની હારમાં ચાલતી હતી. તેની રક્ષિકાઓ થોડે થોડે અંતરે ગોઠવાઇને એ મનમોહક સવારીમાં ચાલી રહી હતી.

આ સોમાંની પચાસ કુમારિકાઓ ઉંચા ખાનદાનની બાળાઓ હતી અને બીજી પચાસ કુમારિકાઓ તે સમયે લેખાતા હલકા કુળમાંહેની હતી, એ વાત આગળ કહી જવામાં આવી છે.

એટલે કે અસ્તુરીયાના અમીર-ઉમરાવોએ મૂર લોકોની તૃષ્ણા તૃપ્ત કરવા સારૂ અર્ધી ખંડણી પૂરી પાડી હતી અને એ સુંદર જીવતી ખંડણીનો બાકીનો અર્ધો ભાગ પ્રજામાંના મધ્યમ વર્ગોએ પૂરો પીડચો હતો.

પરન્તુ આ લાંબા સરઘસમાં હલકા કુળની કુમારિકાઓવાળો વિભાગ આગળ ચાલતો હતો, જેથી માર્ગમાં કાંઇ ભય ઉપસ્થિત થતાં એ ભય સૌથી પહેલાં એ બાળાઓ ઉપર જ આવવા પામે.

આ પ્રમાણે દરેક જમાનામાં અને દરેક દેશમાં અમીર-ઉમરાવોએ ભીરૂતાથી તેમજ ઉદ્ધતાઇથી, આબાદીમાંથી કે બદબાદી-

માંથી પોતાને માટે જે કાંઇ હક્કો, છૂટો તથા સત્તાઓ ખેંચી લઇ શકાય તે બધાં એકસરખી રીતે ખેંચી લીધાં છે.

હવે આપણે ગતિમાન તારકાવલિની પેઠે માર્ગપર ચાલી રહેલા એક સો કુમારિકાના સરઘસ તરફ આપણી દૃષ્ટિને ફેરવીશું. જોકે ઘણાં સુંદર વદનો ઉપર શોકાતુરતાની છાયા પ્રસરી રહેલી દેખાતી હતી, તોપણ તેથી એ મનમોહક સવારીની સામાન્ય આકર્ષકતામાં ઊણપ માલૂમ પડતી નહોતી.

સૌને મોખરે મુખ્ય રક્ષિકા–લેડી ઈલડીફોન્સા પોતાના ટટ્ટુપર બેસીને ચાલી રહી છે. જોકે તેની યુવાવસ્થાનો કાળ વીતી ગયો છે, તોપણ તે એક અપ્રતિમ સુંદરી દેખાય છે. તેની જીવનચર્યા તથા વર્તન પૂર્ણ રીતે પ્રામાણિક હોવાથી જ આ સો ખ્રિસ્તી સુંદરીઓને મૂરીશ રાજધાનીમાં પહોંચાડવાનું અગત્યનું કાર્ય તેને સોંપવામાં આવ્યું છે.

જ્યારે પોતાના ચળકતા કાળા રંગના ટટ્ટુને તે ચતુરાઇભરી સરલતાથી ચલાવે છે, ત્યારે નૈસર્ગિક સૌંદર્યયુક્ત તરલતા તેનામાં દેખાઇ આવે છે અને તે ઉપરથી તેનું વર્તન તથા તેનો સ્વભાવ સ્ફુટ થતાં જણાય છે. ધ્યાન ખેંચે તેવા કદવાળાં તથા તેજવાળાં મોતીની એક માળા તેની અભિમાનદર્શક ગ્રીવામાં શોભી રહી છે અને તેના ઉન્નત વૃક્ષસ્થળપર હીરાજડિત્ર ક્રૉસ સૂર્યના તડકામાં ચળકી રહ્યો છે.

તેની જમણી બાજુએ એક સુંદર કેશવાળી સુંદરી સવારી કરી રહી છે. તેની કાળી આંખો આંસુને લીધે ઝાંખી પડેલી દેખાય છે, કારણકે તે અંતરમાં શોચી રહી છે કે જેમ જેમ પોતાનું ટટ્ટુ એક પછી એક ડગલું ભરે છે તેમ તેમ પોતે પોતાના વહાલા ઘરથી તેમજ પિતાથી વધારે ને વધારે દૂર તથા પોતાના સૌંદર્યને લીધે આવી પડેલા દુર્ભાગ્યના સ્થાનની વધારે ને વધારે નજીક જઇ રહી છે.

લેડી ઇલડીફોન્સાની ડાબી બાજુએ અલ્જીનોરા ટચુડેલા સવારી કરી રહી છે. જેઓનું લાવણ્ય અસાધારણ મનાય છે તેઓમાં એ

અલ્જીનોરા અપ્રતિમ લાવણ્ય, સૌંદર્ય તથા માધુર્ય ધરાવતી લેખાય તેવી છે, પણ અફસોસ! તેના વદનપર પણ મ્લાન છાયા છવાઇ રહી છે અને કાળું વાદળું–કેવળ શોકાતુરતાનું નહિ પણ તે સાથે પોતાના અનિશ્ચિત ભવિષ્યની ચિંતાનું વાદળું તેના મુખમંડળને ઘેરી વળેલું દેખાય છે.

કાલાત્રાવાના કિલ્લાના વયોવૃદ્ધ પુરૂષે તેને આપેલું વચન અને આશા જોકે તેના મગજમાં રમી રહેલાં છે, તોપણ તેને એવો ભય રહ્યા કરે છે કે રખેને તેની ભલી ઇચ્છાઓ પાર પાડવામાં કશું વિઘ્ન આવી પડે અને તેના ગુપ્ત હેતુઓ નિષ્ફળ જવા પામે.

કુએનકારામાં દાખલ થવાના મુખ્ય માર્ગની બાજુએ આવી રહેલી ટેકરી આગળ આ સરઘસ વલણ લેતું ચાલે છે; સરઘસની જમણી બાજુપર ટેકરી આવી રહેલી છે અને ડાબી બાજુપર એક ગાઢ વનનો પ્રાંત પ્રદેશ આવેલો છે. આ વનની ઘીચ છાયામાં એક ઘોડેસવાર છુપાઇ રહેલો છે, કારણકે એ કુમારિકાઓના સરઘસમાંની એક સુંદરી તેને પોતાના પ્રાણ કરતાં પણ વધારે પ્રિય છે.

તે પોતાની જાતને ખુલ્લી પાડવાની હિંમત ધરાવી શકતો નથી–પોતે અહીં આવેલો છે, એ પસાર થતી સુંદરીની થોડી વાર દૂર જ રહેલો છે એવું તે તેને જાણવા–જોવા દેવા ઇચ્છિતો નથી, કારણકે તેને એ સુંદરી જુએ કે તુરત જ તે આકસ્મિક આનંદથી ચમકી જાય, તેના મુખમાંથી કાંઇ હર્ષધ્વનિ નીકળી પડે અથવા તો તેની તત્સમયની ઊર્મિઓ અન્ય કોઇ રીતે તેને દગો દે અને પછી તેને બચાવવાની પોતે જે કાંઇ આશાઓ રાખતો હોય તે કેવળ નાશ પામી જાય.

વળી જો તે ખુલ્લો પડે, તો તેને એ સુંદરી એકલી જ ઓળખી લે તેમ નહોતું, પરન્તુ તેમાંની બીજી કેટલીક કુમારિકાઓ અને તેમની રક્ષિકાઓ પણ ઓળખી જાય તેમ હતું, કારણકે એમાંની ઘણી ખરી તેને પિછાણતી હતી; અને આ પ્રમાણે ખુલ્લા પડી જવું એ તેની યોજના પાર પાડવામાં ઉપયોગી થાય તેમ નહોતું.

તેટલા માટે તે વનનાં વૃક્ષોની વચ્ચે સંતાઇ રહેલો છે.

આમ કરવાથી તેની પ્રિયતમા તેને જોઇ શકતી નથી, તેમજ તે પોતાથી આટલો નજીક છે એવી કલ્પના પણ કરી શકતી નથી. જ્યારથી તેને તેના પિતાના ઘેરથી વિછૂટી પાડવામાં આવી ત્યારથી તેણે પોતાના પ્રિયતમને જોયો નહોતો તેથી તે આશ્ચર્ય પામી રહી છે અને બહુ જ વલોપાત કરી રહી છે. તે સાથે તે એવી કલ્પના કરી રહી છે કે પોતાને પોતાના પ્રિયતમે વિસારી મૂકી હોવી જોઇએ, અથવાતો પોતાનો પ્રિયતમ હવે કેવળ નિરાશ બની ગયો હોવો જોઇએ અને તેથી આ શોકોત્પાદક પ્રવાસમાં પોતાની પાછળ પાછળ આવવાનો વિચાર પણ તેણે નહિ કર્યો હોય. જે ક્ષણે આવા વિચારો તેના મગજમાં આવી રહ્યા છે તે ક્ષણે તે વિચારોની વસ્તુ-તેનો પ્રિયતમ પોતે જ વસ્તુતઃ ત્યાં જ છે-કેવળ નિકટમાં છે-પરન્તુ તેની દૃષ્ટિ પડે નહિ એવી રીતે છુપાએલો છે!

પરન્તુ જે વખતે તે સુંદરી સરઘસમાં પોતાના ટટ્ટુપર બેસીને પ્રવાસમાં આગળ વધી રહી છે તે વખતે તે યુવક તેને જોઇ રહ્યો છે. તેનામાં તેને એવું માધુર્ય તથા લાવણ્ય દેખાય છે કે જેને કોઇ પણ પ્રકારનો શોકાવેગ દબાવી દઇ શકે નહિ; અને હા! તે પોતાના અશ્વપરથી ઉડીને તેની પાસે જવાને તથા તેને એકદમ પોતાના બાહુપાશમાં ઘેરી લેવાને કેવો અધીરો થઈ ગયો છે!!

પરન્તુ તે એટલો ઉતાવળો થવામાં ડહાપણ સમજતો નથી અને એ સરઘસ પસાર થઇ જાય ત્યાંસુધી સંતાએલો જ રહે છે.

એ સુંદરીઓનું સરઘસ ફુએનકારાના પાધરમાં આવેલા એક મૂરીશ મહાલયના પ્રવેશદ્વારમાં થઇને આગળ જાય છે ત્યાંસુધી એ યુવક એ સરઘસ તરફ નિહાળી રહે છે. એ સો કુમારિકાઓને એ મહાલયમાં જ ઉતારો આપવાની બધી વ્યવસ્થા કરવામાં આવી છે.

છેવટે સરઘસની છેલ્લી ત્રણ સુંદરીઓની હાર પણ તેની દૃષ્ટિથી અદૃશ્ય થાય છે અને એ મહાલયનું પ્રવેશદ્વાર પુનઃ બંધ થાય છે,

એટલે એ પ્રેમિક એક ઉંડો નિઃશ્વાસ નાંખે છે અને પછી પોતાને માર્ગે પડે છે.

આ દુઃખમાં ડૂબેલો યુવક કોણ છે ?

તેજ આપણો જુવાન અને સુંદર મિત્ર પિડ્રો ડી ઝામોરા છે. પોતાના તેજદાર ઘોડાપર સવાર થઇને તે અત્યારે એકલો પ્રવાસ કરી રહ્યો છે અને એવી આશા રાખી રહ્યો છે કે પોતાની પ્રિયતમાની મુક્તિને માટે કોઇ અનુકૂળ સંયોગો આવી-ચડશે અથવા તો કાંઇ દૈવી મદદ મળી આવશે.

પણ શું આ એક નિષ્ફળ ધારણા નથી? રક્ષિકાઓ કુમારિકાઓની તપાસ એટલી ખબરદારીથી અને બારીકીથી રાખે છે કે તેમાંની એકાદ કુમારિકાને રાત્રે ઉપાડી જવાનો વિચાર પણ બેવકુફીભરેલો અને અશક્ય જણાય છે; અને ધોળે દિવસે-હિંમતથી તથા પ્રકટ રીતે કોઇ કુમારિકાને ઉંચકી જવી એ કાર્ય તો કેવળ અવિચારી તથા મૂર્ખતાભર્યું લેખાય.

જોકે સરઘસની સાથે હથીયારબંધ પહેરેગીરો નહોતા, તોપણ તેમાંની કોઇ બાળા ઉપર કાંઇ અત્યાચાર અથવા જુલ્મ ગુજારવામાં આવે તો એટલી ઉતાવળથી ચોમેર ભયના સમાચાર પહોંચાડી શકાય તેમ હતું કે આખો દેશ ખળભળી ઉઠે, દરેક દિશાએ વ્હાર છૂટે અને છેવટે ગુન્હેગારો અવશ્ય પકડાયા વિના રહે નહિ.

એટલે, જ્યાંસુધી ઝામોરાને પોતાના સાહસમાં મદદ કરવા માટે થોડા સાહસિક તથા દૃઢ મનના માણસો મળી શકે નહિ, ત્યાંસુધી પોતાની પ્રિયતમાને જબરાઇથી ઉપાડી જવાની તેની બધીએ આશા કેવળ વ્યર્થ હતી. જો ચોરી છુપીથી તેને ઉંચકી જવાનો માર્ગ તે પસંદ કરે, તોપણ તેમાં તેને ફત્તેહ મળવાનો સંભવ ન હતો.

ઝામોરાના મનમાં અત્યારે આ પ્રકારના વિચારો રમણ કરી રહ્યા હતા. પછી મુખ્ય રસ્તામાંથી તેણે પોતાના ઘોડાને ફેરવ્યો અને તેને પાસેના એક નાના રસ્તાપર ચલાવવા માંડ્યો. એ નાના રસ્તાના

વલણ ઉપરથી ઝામોરા જોઇ શકતો હતો કે તે રસ્તો ફુએનકા
તરફ જ જતો હતો. આ નાનો રસ્તો વૃક્ષરાજીથી બનેલી સાંક
ગલી જેવો દેખાતો હતો.

ખુલ્લો રસ્તો છોડીને આ ઝાડઝાંખરાવાળે રસ્તે જવાનો તે
હેતુ એ હતો કે તેથી જે મહાલયમાં એક સો કુમારિકાઓને ઉતા
આપવામાં આવ્યો હતો તેની સમીપે થઇને પસાર થવાની તેને ફર
પડે નહિ. ઉપર દર્શાવેલાં કારણોથી તેની એવી ઇચ્છા હતી કે એ
પણ કુમારિકા અથવા રક્ષિકાની નજરે બિલકુલ પડવું નહિ.

આ પ્રમાણે પિડ્રો ડી ઝામોરા અત્યારે વૃક્ષરાજીની છાયાવા
સાંકડા રસ્તાપર પોતાના અશ્વને ચલાવી રહ્યો હતો. એ રસ્તે જ
થોડી વારમાં જ તે ફુએનકારામાં પહોંચી શકે તેમ હતું અને
નગરમાં જ રાત્રિ ગાળવાનો તેનો વિચાર હતો.

પરન્તુ એકાએક એક ઝુકી રહેલા વૃક્ષપરથી એક મજ
દોરડાનો સરકી ગાંઠવાળો ફાંસો કોઇએ એવી ચતુરાઇથી અને એ
રીતે ઝામોરાપર ફેંક્યો કે તે એકદમ તેના શરીરની આસપાસ મજ
બૂત વીંટળાઇ વળ્યો, તેના બે હાથ તેની બન્ને બાજુએ શરીરસા
જ બંધાઇ ગયા અને તત્ક્ષણ તેને તેના ઘોડાપરથી ખેંચી ની
પાડવામાં આવ્યો.

તે જ ક્ષણે ચાર ઉંચા, મજબૂત અને ક્રૂર દેખાવના મ
વૃક્ષરાજીમાંથી બહાર નીકળી આવ્યા અને તેમણે ઝામોરાને પોતા
કેદી બનાવ્યો.

પિડ્રો ડી ઝામોરા એક સાચો બહાદુર પુરૂષ હતો, પર
તેના ઉપર ઓચિંતી રીતે આવો વિચિત્ર પ્રકારનો હુમલો કરવા
આવ્યો હોવાથી તે તદ્દન બળહીન બની ગયો. તે મ્યાનમાંથી પોતા
તલ્વાર ખેંચી કાઢવાને અશક્ત બની ગયો હતો એટલું જ નહિ પ
તેના મસ્તકપર એક ચળકતી તલ્વાર ઉગામવામાં આવેલી હતી!

તે બોલ્યોઃ "કૃપા કરીને મને જીવતો જવા દો! આ વિનતિ

ભયથી ડરીને કરતો નથી, પરન્તુ જગતમાં મને પ્રાણથી પણ પ્રિય એક વ્યક્તિ છે અને તે વ્યક્તિને અત્યારે મારી સહાયની અત્યંત આવશ્યકતા છે, તેટલા માટે જ હું તમને આટલું કહું છું."

ઝામોરા મૂરીશ ભાષાનાં એ શબ્દો બોલ્યો. તેને એ ભાષા સારી રીતે આવડતી હતી. તેના આ ભાષાજ્ઞાનથી તેમજ તેની ગંભીર વદનચર્યા તથા શાંતિયુક્ત ધૈર્યથી એ જીવ લેવા તૈયાર થએલા જંગલી મૂરો ઉપર સારી અસર થવા પામી.

જે મૂર ઝામોરા ઉપર તલ્વાર ઉગામી તથા ફેરવી રહેલો હતો તે બોલ્યોઃ "ખૂદાના કસમ ! તે કોઇ ઉંચા ખાનદાનનો ખ્રિસ્તી જુવાન જણાય છે." પછી પોતાની તલ્વારને મ્યાનમાં નાંખીને તે બોલ્યોઃ "ચાલો, આપણે તેને આપણા સરદાર પાસે લઇ જઇએ; તેને જેમ ઠીક લાગશે તેમ તેની વ્યવસ્થા તે જ કરશે."

"ભલે ત્યારે." બીજાઓએ પણ સંમતિ દર્શાવી.

પછી તેઓ ઝામોરાને પાસેના જંગલમાં લઇ ગયા. એક જણ તેનો ઘોડો દોરીને સાથે ચાલવા લાગ્યો.

તેઓનો ઘાતકી દેખાવ, તેમનાં જંગલી હથીયારો અને તેઓની પોતા સાથેની વર્તણુક ઉપરથી ઝામોરાએ સ્વાભાવિક રીતે જ માની લીધું કે તેઓ લૂટારા હોવા જોઇએ.

તેઓનાં માથાં ઉપર તેમણે લોખંડની ટોપીઓ પહેરી હતી અને તે ટોપીઓની આસપાસ તેમણે તેમની મેલી પાઘડીઓ વીંટાળી દીધી હતી. મેલા થઇ ગએલા રેશમી કબ્જાની નીચે તેમણે લોખંડનાં બનાવેલાં છાતીનાં બખ્તરો પહેરેલાં હતાં. તેમણે લાલ રંગના કપડાની બહુ ખુલતી ઇજારો તેમના ઘુંટણ નીચે સહેજ ઉતરતી પહેરેલી હતી, અને ત્યાં આગળથી ઇજારના છેડાને પગની આસપાસ બાંધી લીધેલા હતા, એટલે ઇજારનો ઉપરનો ભાગ બહુ ફુલેલો દેખાતો હતો અને જાણે કે તે કીરમજી રંગના બૂટની ઉપર ઝૂકી રહેલો ન હોય તેવો તેમના પગની ચામડીના જેવા રંગને લીધે ભાસ

થતો હતો. એકે એક જણે પોતાના કમરપટ્ટામાં એક એક સીધી કટાર ખોસેલી હતી તથા સહેજ વાંકવાળી તલ્વાર બાજુએ લટકાવી રાખી હતી.

એ ધીચ જંગલમાં જેટલી ઝડપથી જઈ શકાય તેટલી ઝડપથી તેઓ ચાલી રહ્યા હતા તેમ જ ઝામોરાને પોતાની સાથે ચલાવી રહ્યા હતા. દશેક મિનિટમાં તેઓ એક ખુલ્લા સ્થળે આવી પહોંચ્યા જે સ્થળે કોઇ પુરાતન ગોથીક ઇમારતનાં ખંડેરો આવેલાં દેખાતાં હતાં.

તે ઇમારતની શિલ્પકૃતિ, જમીનથી ઘણી ઉંચી રાખેલી નાની બારીઓ, અને એક છેડે આવેલાં ભક્તિમંદિરનાં અવશેષો ઉપરથી માલૂમ પડી આવતું હતું કે એ ઇમારત એકવાર કોઇ ખ્રિસ્તી મઠની હશે. ઇમારતના કેટલાક ખંડો હજી સારી સ્થિતિમાં જળવાઇ રહ્યા હતા, એટલે કોઇ વાર તેમાં તાપ-ટાઢ કે વરસાદમાંથી બચવા માટે આશ્રય મળી શકે ખરો, પરન્તુ તેમાં નિવાસ કરીને રહી શકાય એવી તેની સ્થિતિ નહોતી, કારણકે બધીએ બારીઓ ભાગી તૂટી ગઇ હતી, કશી ગૃહસામગ્રીનું નામ-નિશાન રહ્યું નહોતું અને જ્યાં ત્યાં પડી ગએલી દીવાલોના ચૂના-પત્થર-મટોડીના ઢગ પડેલા હતા.

આવા ત્રણ ખંડોમાં થઇને એ મૂરો પોતાના બંદીવાનને ચોથા ખંડમાં લઇ ગયા. ત્યાં તેઓના દશ-બાર સોબતીઓ આમ તેમ વીખરાઇ પડેલા માલનાં પોટલાંઓ ઉપર વાતચીત કરતા બેઠેલા હતા.

એક જણ સિવાયના તેઓ સઘળાએ એકસરખો પોશાક અને એકસરખાં હથીયારો ધારણ કરેલાં હતાં. એ એક જણે કીંમતી પોશાક ધારણ કર્યો હતો તે ઉપરથી તેમજ તેના રૂઆબદાર ચહેરા ઉપરથી ઝામોરાએ તુરત જ તેને એ લૂટારાઓનો સરદાર માની લીધો.

તેની માન્યતા બરાબર હતી. એ લૂટારાની સમીપે ઝામોરાને લઇ જવામાં આવતાં તેને પકડી લાવનાર લુટારાઓએ બહાદૂર કાસમ અલીની આગળ નીચા નમીને સલામ કરવાની તેને આજ્ઞા કરી.

'કારા' એટલે 'કાળુ' એ શબ્દ, તે નામ ધારણ કરનાર માણસને માટે તેમજ તે સરદારનાં કૃત્યોને માટે કોઇ રીતે અઘટિત નહોતો. તે મૂર રાજ્યમાં અત્યંત હીંમતવાન લૂંટારો હતો. લૂટનાં કામો કરતાં તે જેવો તેવો જુલ્મ ગુજારતો નહિ–તે એક અસાધારણ જુલ્મી લૂંટારો હતો. કોર્ડોવાના રાજ્યમાંની કોઇ માલદાર મસ્જીદ લૂટવી, કે અસ્તુરીયાના રાજ્યમાંનું કોઈ દેવળ લૂટવાને ધાડ લઇ જવી એ બન્ને કાર્યો તેને મન સરખાં જ હતાં. જે કોઇ મુસાફરો તેના સપાટામાં આવતા તેમને તે પોતાની કેદમાં રાખતો અને તેમની પાસેનું બધું લૂટી લેવા ઉપરાંત તેમને છોડવા માટે વધુ નાણાં માંગતો. તે નાણાં જો તે મુસાફરો પોતાનાં મિત્રો કે સગાંઓ પાસેથી મંગાવી આપવા ના કહેતા તો પછી તે તેમના ઉપર અવર્ણનીય ત્રાસ ગુજારતો.

શરીરે તે ઉંચો, રાક્ષસી બળ ધરાવનારો અને ગોરીટેનીયન જાતિઓમાં કાળામાં કાળા લેખાતા વર્ણનો હતો.

તેના માથાપરના તથા દાઢીના વાળ કોયલા જેવા કાળા અને ઘણા લાંબા હતા. તેના વદનમંડળ ઉપર જો વજ્રલેપ થએલી ક્રૂરતાની રેષાઓ તથા દ્રઢીભૂત ત્રિષયવૃત્તિનાં ચિહ્નો ન હોત, તો તે એક અદ્દભુત સુંદરતાવાળો બહાદૂર પુરૂષ દેખાત.

તેને કીંમતી વસ્ત્રો તથા રત્નજડિત હથીયારો ધારણ કરવાનો બહુ શોખ હતો. એમ કહેવાતું હતું કે મૂર રાજ્યના જુદા જુદા ભાગોમાં તેના ઘોડાના તબેલાઓ રહેલા હતા અને તેમાં ચપળ ગતિના અરબ્બી ઘોડાઓ રાખવામાં આવેલા હતા, એટલે પોતાના દુષ્ટ ધંધાને માટે તે સર્વવ્યાપી હોય એવું જણાતું, એટલું જ નહિ, પણ તેને પકડવાને રાજાના સિપાઇઓની ટુકડી આવી પહોંચતી તો તેની સામે થવાનું પણ તે સામર્થ્ય ધરાવતો.

ઝામોરા જે વ્યક્તિની સમીપે અત્યારે ઊભો હતો તે વ્યક્તિ આટલી ભયંકર હતી. કારાઅલી અથા કાળા કપ્તાન નું નામ

ઝામોરાને કાને કાંઇ આજ પહેલવહેલું જ પડ્યું નહોતું; છતાં જ્યારે તેને કારાઅલીને નીચા નમીને સલામ કરવાનું આટલી બધી અહંકારી રીતે ફરમાવવામાં આવ્યું, ત્યારે તે ફરમાન કરનાર ક્રૂર લૂટારા તરફ ઝામોરાએ તિરસ્કારપૂર્વક પોતાની આંખો ફેરવી. તેના ગાલ ઉપર લાલી તગતગી આવી અને વિરૂદ્ધતાદર્શક ઉચ્ચ સ્વરે તે બોલ્યો: “ તમારા સરદાર સાથે હું માનપૂર્વક વર્તવા તૈયાર છું, પણ હું તેની ગુલામી કરવા તૈયાર નથી! ”

ધૈર્યશીલ ઝામોરાની આ વર્તણુકે કારાઅલીના એક વખતના સાચા વીરતાયુક્ત સ્વભાવના અવશિષ્ટ રહેલા અંશને એકાએક જાગૃત કર્યો અને તે બોલ્યો: “ ખુદાના કસમ! આપણા હાથમાં આજે તો એક સિંહના જેવા બળવાન જીગરનો માણસ આવ્યો છે! જુવાન ખ્રિસ્તી! તું કોણ છે? ”

ઝામોરાએ વિનયશીલ ગાંભીરતાથી જવાબ આપ્યો: “ મારૂં નામ પિડ્રો ડી ઝામોરા છે અને હું એક ગર્ભશ્રીમન્ત માણસ છું. ”

કાળા કપ્તાને કહ્યું: “ અરે કાફર! અમને તારા કુળનું કે વંશનું કશું કામ નથી; તારી પાસે કેટલું ધન છે તે અમને બરાબર કહી દે એટલે બસ. ”

ઝામોરાએ જવાબ આપ્યો: “ સોનામહોરોથી સાધારણ રીતે ભરેલી એક થેલી સિવાય બીજી કશી મૂલ્યવાન્ વસ્તુ અત્યારે મારી પાસે નથી. તમારી ઇચ્છા હોય તો તમે મારી જડતી પણ લઇ શકો તેમ છે અને તમે તેમ કરશો એટલે તમારી ખાત્રી થશે કે હું સાચું બોલું છું. મુસાફરો કાંઇ પોતાનું ધન પોતાના ગજવામાં લઇને ફરતા નથી કે પોતાની મીલકત ખાંધ ઉપર ઉચકીને મુસાફરી કરતા નથી. ”

કારાઅલી અર્થસૂચક રીતે બોલ્યો: “ પણ મુસાફરોના એવા મિત્રો કે સગાં હોય છે કે જેઓ તેમને કેદમાંથી છોડાવવા બદલ અથવા મોતમાંથી બચાવવા બદલ એકાદ સારી રકમ આપવા તૈયાર થાય છે; અને જ્યારે હું એક ઉંચા ખાનદાનનો ગૃહસ્થ છે એમ તું

કહે છે, ત્યારે તો તને છૂટો કરવાના બદલામાં અમને સારી રકમ મેળવતાં જરાએ મુશ્કેલી નડશે નહિં."

પિડ્રો ડી ઝામોરા બોલ્યોઃ "ભલે, વાજબી રકમની માંગણી કરો અને હું સોગંદપૂર્વક વચન આપું છું કે તે રકમ તમે કહેશો તે રીતે તથા તમો કહેશો તે સ્થળે તમને સોંપવામાં આવશે. એ રકમ તમને આપવાનો દિવસ બહુ દૂરનો નક્કી કરવાની પણ જરૂર નથી; માત્ર એક માણસને બર્ગોસ જતાં અને પાછા આવતાં જેટલા દિવસ થાય, તેટલા દિવસનો વિલંબ થશે."

કારાઅલી બોલ્યોઃ "ખ્રિસ્તી જુવાન! તું કેવળ ખુલ્લા દિલનો માણસ છે અને તેથી હું ખુશ થયો છું. તારી સ્થિતિના બંદીવાન પાસેથી આશા રાખી શકાય તેટલી વાજબી અને સંતોષકારક તારી માંગણીઓ છે; પરન્તુ તારા શબ્દો ઉપરથી એમ જણાય છે કે માત્ર એક સોગંદ અને વચન ઉપર તું અમારી પાસેથી મુક્ત થઇ જવાની આશા રાખે છે; વસ્તુતઃ તેમ બની શકે તેમ નથી; ખુલ્લું કહું તો હું કોઇ જાતના સોગંદ કે વચન ઉપર વિશ્વાસ રાખતો જ નથી-"

ઝામોરા વચમાં બોલી ઉઠ્યોઃ "પણ ઓ મહાન્ સરદાર! જો તમે મને કેદમાં રાખશો તો હું કેવળ નિરાશ બની જઇશ. મારી જીંદગી મને કેવળ અકારી થઇ પડશે."

ઝામોરાને જંગલની અંદર પકડ્યા પછી જે મૂર તેના ઉપર તલ્વાર ઉગામી રહ્યો હતો તે બોલ્યોઃ "હા! મને સાંભર્યું કે જ્યારે અમે એ ખ્રિસ્તી જુવાનને પકડ્યો હતો, ત્યારે મોતના ભયથી ડરીને નહિ પણ જગતમાં તેના પ્રાણથી પણ પ્રિય એક વ્યક્તિને તેની મદદની અત્યંત આવશ્યકતા હતી તેટલા માટે તેણે પોતાને જીવતા જવા દેવાની વિનતિ કરી હતી."

કારાઅલી સ્મિત કરતો બોલ્યોઃ "હાં! એ તો કોઇ મનમોહક સુંદરી હોવી જોઇએ! ખુદાના સોગંદ! આવા સુંદર યુવકના પ્રેમ-

પ્રસંગમાં વિઘ્ન નાંખવું એ બહુ દુઃખની વાત છે; પરન્તુ બદલાની આવી પહોંચ્યા પહેલાં તને અમારા હાથમાંથી છૂટો મૂકવાને કાંઈ વધારે મજબૂત કારણ તું બતાવી શકે નહિ, ત્યાંસુધી—"

ઝામોરા બોલ્યોઃ "કારાઅલી ! મેં તમારા સંબંધી બહુ પકીર્તિની વાતો સાંભળી છે; અને તમારી ખરેખરી વર્તણુકના ધમાં કદાચ એ લોકવાયકા ખરી પણ હશે; તોપણ તમારા આ વીંટળાઇ વળેલાં કાળાં વાદળાંઓની મધ્યમાં થોડી પણ નૈસ ઉદારતાનો અંગ ચળકી રહેલો હું જોઇ શકું છું. તમારી એ ઉદ પ્રત્યે જ મારી આ પ્રાર્થના છે."

ઝામોરાના ગંભીર વદન, ઉમદા સ્વભાવ તથા નિખાલસ યથી આકર્ષાઇને કારાઅલી બોલ્યોઃ "તારે જે કહેવું હોય તે ક પોતાના માણસો તરફ જોઇને તે આગળ બોલ્યોઃ "તેના શ પરનાં દોરડાંના બંધ છોડી નાંખો અને મારી સમીપે તેને ઊભો રહેવા દો."

ઝામોરા બોલ્યોઃ "તમારી એ સભ્યતાને માટે હું ( આભાર માનું છું." તુરત જ તેને ફરતા બંધો છોડી નાંખીને છૂટો કરવામાં આવ્યો એટલે તે આગળ બોલ્યોઃ "દોરડાન મારી ચામડીમાં ઘા પાડી ચૂક્યાં છે; હું તમને તે બતાવું છું.

કારાઅલી વચમાં બોલ્યોઃ "અને તેં તેથી જરાએ સંકોચ્યું નથી કે તે માટે ફરીયાદ પણ કરી નથી!" ઝામોર પ્રશંસા તથા સદ્દભાવ ધારણ કરતાં તે બોલ્યોઃ "ખરેખર, જેમ હું તારા સંબંધે વધારે ને વધારે જાણતો જઉં છું તેમ તું વધારે ને વધારે સારો માણસ માલૂમ પડતો જાય છે. પણ મને જે કહેવાનું હતું તે કહેવા માંડ."

ઝામોરા બોલ્યોઃ "મારી વાત ટૂંકી છે, અને તે થોડા શ

જ પૂરી થાય તેવી છે. મહાન્ સરદાર ! તમે જાણો છો કે અત્યારે એક સો ખ્રિસ્તી કુમારિકાઓને કોર્ડોવા ખાતે લઇ જવામાં આવે છે-"

કાળો કમાન બોલી ઉઠયો: "હા ! હવે તારી વાતનું તત્ત્વ મારા સમજવામાં આવી ગયું. રાજા અબ્દુલ રહેમાનના જનાના માટે લઇ જવામાં આવતી કુમારિકાઓમાંની એકાદ પ્રત્યે તું પ્રેમ ધરાવતો હોવો જોઇએ ! ખરેખર, તારા ગાલ ઉપર ચડી આવતી લાલી અને તારી આંખોના ચમકારા ઉપરથી હું ધારૂં છું કે મારૂં અનુમાન જરા પણ ખોટું નથી."

ઝામોરા બોલ્યો: "તમારૂં અનુમાન સંપૂર્ણ રીતે સાચું છે; અને તે ઉપરથી હું શામાટે છૂટો થવાને આટલો બધો આતુર થઈ રહ્યો છું તેનું કારણ તમારી ઉંડી સમજશક્તિ સત્વર ઉકેલી શકશે."

કારાઅલીએ પૂછ્યું: "તારી સુંદર પ્રિયતમાને છોડાવવાનો તારો વિચાર પણ શું જરાએ સંભવિત છે ?" પછી એ પ્રશ્નના જવાબની પણ રાહ જોયા સિવાય તે આગળ બોલ્યો: "મારા વડવાઓના સોગંદ લઇને હું કહું છું કે તું મને મારા પ્રાણ જેટલો વહાલો લાગે છે-અને તારા દુશ્મનો ગમે તે હોય પણ તેઓ પોતાની જીંદગીસુધી ધૂળ ફાકતા જ રહેવા જોઇએ ! પરન્તુ-" તે જરા વિચાર કરીને આગળ બોલ્યો: "તને બદલાની રકમ વિના અહીંથી જવા દેવાની મને સત્તા નથી. જે વીર પુરૂષોનું મંડળ મને પોતાનો સરદાર માને છે તે ચોક્કસ કાયદા મુજબ ચાલી રહેલું છે અને એ કાયદા પ્રમાણે જ વર્તવાને અમે બધાએ સોગંદ લીધેલા છે, એટલે એ કાયદા જરા પણ ફરી શકે તેવા નથી."

ઝામોરાએ આતુરતાથી જણાવ્યું: "પણ મહાન્ સરદાર ! તમે મને મદદ કરશો ?" આશા અને ઉત્સુકતાના ઉભરામાં તે પુનઃ બોલ્યો: "હા, તમે મને મદદ કરો, અને હું તમને તેનો બદલો ઉદાર રીતે આપીશ."

લૂટારાઓમાંનો એક એ માંગણી પ્રત્યે સંમતિ દર્શાવતે સ્વરે બોલ્યો: "ખરેખર! એ જુવાન બરાબર વાત કરે છે."

બીજાએ જણાવ્યું: "હા, અને તેની વાત વાજબી પણ છે."

કારાઅલી બોલ્યો: "ચાલો સાહેબ! ત્યારે આપણે સાટું કરીએ, કારણકે તેં જે સૂચન કર્યું છે તે મારા માણસોને ગમતું હોય એમ જણાય છે. ખુલ્લા શબ્દોમાં કહીએ તો, એ ખ્રિસ્તી બાળાઓની સવારીને માર્ગમાં અટકાવીને તેમાંની એક બાળા જેના ઉપર તું પ્રેમ ધરાવતો હોય તેને અમારે ઉંચકી લાવવી અને તે કાર્યના બદલામાં તારે અમને સારી મોટી રકમ આપવી; કેમ, એ પ્રમાણે જ ને?"

ઝામોરા બોલ્યો: "હા, મારી એ જ દરખાસ્ત છે." ઉત્કટ આતુરતા તથા આશાથી તેનું હૃદય અત્યારે ધબકી રહ્યું હતું.

કારાઅલી આગળ બોલ્યો: "અને જ્યાંસુધી ખેપીગો બદલાનું નાણું લેવા માટે બર્ગોસ જાય તથા નાણું લઈને પાછો ફરે ત્યાંસુધી તું ખુશીથી અમારા કબજામાં રહેવાનું કબૂલ કરે છે કે?"

ઝામોરા બોલ્યો: "હા, અને વળી વધારામાં તમે મને કેદ કર્યો એ ઘડીને હું ધન્ય માનીશ!"

કારાઅલીએ વળતો જવાબ આપ્યો: "તું આમ વિશ્વાસ ઉપજાવે એવી વાત કહે છે તેથી હું ખુશ થઉં છું. બદલાની રકમની સલામતીને માટે પણ એ સારી ગોઠવણ છે. પણ એથી ઉલટું માન કે ખેપીયો કેવળ ખાલી હાથે પાછો આવ્યો, તો બોલ, તારી મેળે ખુશીથી મરવાને તું તૈયાર થઇશને? કારણકે મારા મંડળના કાયદા મુજબ એ અપરાધને માટે એ પ્રકારની શિક્ષા જ ઠરાવેલી છે."

ઝામોરાએ જવાબ આપ્યો: "તમારી દરેક શરતનો હું સ્વીકાર કરૂં છું." ઉદાર તથા શ્રદ્ધાશીલ સ્વભાવના મનુષ્યની પેઠે પૂરેપૂરો ઉત્સાહ તે સમયે જુવાન ઝામોરાના હૃદયમાં વ્યાપી રહેલો હતો.

કારાઅલી આગળ બોલ્યો: " તને છૂટો કરવા માટેનો બદલો એક હજાર સોનામહોરોનો જોઇશે અને એટલી જ બીજી રકમ તારી પ્રિયતમાને છોડાવવા માટે પડશે."

" કબૂલ !" ઝામોરા બોલ્યો: " આ શરત મુજબનું કામ હવે તમે ક્યારે કરશો અને મારી પ્રિયતમા મને ક્યારે સોંપશો—"

કાળો કમાન વચમાં બોલ્યો: " થોડા દિવસની અંદર જ. આજ રાત્રે સો કુમારિકાઓ ફુએનકારાની પડોશમાં એક સ્થળે રાતવાસો કરવાની છે; આવતી કાલે રાત્રે તેઓ માડ્રીડ ખાતે રાત્રિ ગાળશે. હવે ફુએનકારા અને માડ્રીડની વચ્ચેનો પ્રદેશ એટલો બધો વસતીવાળો છે કે જો સાહસ કરવામાં આવે તો તેને નિશ્ચયપૂર્વક સફળતા મળે એમ ખાત્રીથી કહી શકાય નહિ. પરન્તુ માડ્રીડ અને ટોલીડોની વચ્ચેને રસ્તે એક મોટું જંગલ આવે છે, તેથી એ જંગલમાં અમને અમારૂં કામ કરવા માટે સારો લાગ મળવા પામશે. એટલે, બે–એક દિવસની ધીરજ રાખ અને અમે તારી પ્રિયતમાને છોડાવીને તારે હવાલે કરીશું."

હર્ષ તથા ઉત્સાહથી ઉન્મત્ત થઇ ગયાની પેઠે ઝામોરા બોલ્યો: " ઓહો ! મહાન્ સરદાર ! જે ક્ષણે હું તમારી કેદમાં પડ્યો તે ક્ષણને હવે હું ખરેખરી ભાગ્યશાળી સમજું છું."

કારાઅલીએ જણાવ્યું: " પરન્તુ, સાહેબ ! આપણી શરતો ભૂલતા નહિ હોં ! કાંતો બે હજાર સોનામહોરો રોકડી અને કાંતો ફાંસીનું છટકું !"

ઝામોરાએ જવાબ આપ્યો: " એ બન્ને બાબતો મારા મગજમાં જ છે, અને મારા દિલમાં તે માટે જરા પણ ભય નથી. હવે તમે મને લેખન-સાહિત્યો આપો, એક ખેપીયો આણી આપો અને હું તેને બર્ગોસ મોકલવામાં હવે જરા પણ વિલંબ કરવા માંગતો નથી—"

કાળો કમાન અર્થસૂચક રીતે વચમાં બોલ્યો: "પરન્તુ બેપીયાને આપવાનો પત્ર એવો લખજે કે જેથી એની જાતને કશી પણ હરકત થવા ન પામે."

ઝામોરા અભિમાનપૂર્વક બોલ્યો: "હું દગો કરૂં તેવો માણુસ નથી. વળી, જો હું દગો કરૂં, તો તેથી મારી જાત ઉપર પણ શું જોખમ આવી પડ્યા વિના રહે ખરૂં?"

કારાઅલીએ જવાબ આપ્યો: "તું તારી સ્થિતિ બરાબર સમજે છે, તે જાણીને હું ખુશ થઉં છું. પેલા ખૂણામાં લેખન સાહિત્યો પડેલાં છે. બગોસ મોકલવાનો પત્ર તું લખી રહે, એટલે પછી તારી જે પ્રિયતમાને અમારે છોડાવવાની છે તેનું સંપૂર્ણ તથા ખરેખરૂં વર્ણન તારે અમને લખાવવું જોઈશે. એક ને બદલે બીજી બાળા હાથમાં આવી જાય તો એ નકામું છે અને તારી પ્રિયતમાનું નામ પૂછીને તેને છોડાવવાની તક કાંઇ અમને મળવાની નથી; એટલે તું જે વર્ણન અમને પૂરૂં પાડે તેને આધારે જ દોરાઇને અમારે અમારૂં કામ કરવાનું છે—"

કાંઇક ગુંચવાઇ જતાં ઝામોરાએ પૂછ્યું: "અને જંગલની વચ્ચે એ સવારીને તમે અટકાવો તે વખતે જો તેણે પોતાના વદનને બુરખાથી ઢાંક્યું હશે તો?"

કારાઅલીએ જવાબ આપ્યો: "તો પછી તેણે ધારણ કરેલાં વસ્ત્રોનું પૂરેપૂરૂં વર્ણન આપીશ એટલે ભૂલ થવા પામશે નહિ. હું જ્યારે પ્રેમમાં હતો, ત્યારે મારી પ્રિયતમા જે વસ્ત્રો પહેરતી તેની દરેક કોર કે પટ્ટીનો રંગ પણ હું જાણતો હતો—"

"હા-મારી પ્રિયતમાનાં વસ્ત્રોનું તો હું તમને વિગતવાર વર્ણન આપી શકીશ, કારણકે આજે સાંજે જ-તમારા માણુસોએ મને પકડ્યો તે પહેલાં થોડી વારે જ-મેં તેને જોઈ છે—" ઝામોરાએ જવાબ આપ્યો.

કાળા કફાને જણાવ્યું: "તો પછી અમારી પ્રાથમિક તૈયા-
ઓ તો સંપૂર્ણ થઇ ચૂકી છે; હવે તુ જરાએ વિલંબ કર્યા વિના
ગોસ મોકલવાનો પત્ર લખી નાંખ અને પછી તારી પ્રિયતમાનું
પૂરૂં વર્ણન પણ લખી નાંખ."

તુરત જ પિડ્રો ડી ઝામોરા એ ખંડના ખૂણામાં જઇને બેઠો.
એક ગાંસડી ઉપર તેને માટે લેખનસાહિત્યો લાવીને મૂકવામાં
ાવ્યાં હતાં. તે જ ક્ષણે બહારની બાજુએથી આવતો એક સીસો-
ો તીક્ષ્ણ અવાજ એ ખંડેરોની અંદર ગાજી રહ્યો.

## પ્રકરણ ૨૦ મું.

### બીજું કારસ્તાન.

આ અવાજ થતાં અને તેનો અર્થ સમજતાં જ એક મૂર
ારો તે ખંડમાંથી બહાર ચાલ્યો ગયો. દશેક મિનિટ પછી તે
તાના સરદારને આપવાના એક સંદેશા સાથે ત્યાં પાછો આવ્યો.

ઝામોરા એ ખંડના ખૂણામાં પત્ર લખી રહ્યો હતો તેના
ાભળવામાં ન આવે એવા ધીમા સ્વરે તે માણસ બોલ્યો:
સાહેબ! 'રૂપેરી ચાંદ' નામક મુસાફરખાનાવાળા આપણા
ાત્ર બાબાએ પોતાના પુત્રને આપની પાસે એવા ખબર પહોંચા-
ા મોકલ્યો છે કે પેલો સ્પેનીશ દુભાષીયો અને ભોમીયો પાકો—"

કારાઅલી બોલ્યો: "હું તેને ઓળખું છું. તે બગોસનો
અને આપણી સાથે છૂપી દોસ્તી ધરાવે છે. એ આપણા મિત્ર
ાકોએ આપણને ઘણીએ ઉપયોગી બાતમી પહોંચાડી છે અને
ી માર્ફતે ઘણાએ પ્રવાસીઓની નાણાંની થેલીઓ આપણા
જાનામાં આવી પહોંચી છે. ખરેખર, પાકો એક ખ્રિસ્તી કૂતરો
ાવા છતાં બહુ લાયક માણસ છે!"

કારાઅલીના માણસે કહ્યું: "એ બધા દુભાષીયા અને ભોમીયા આપણા જ માણસો છે, નામવર! પણ હું આપને એ વાત કહેતો હતો કે પાકો 'રૂપેરી ચાંદ' માં છે, તેની સાથે એક જર્મન પ્રવાસી છે, અને જેમ બને તેમ ઉતાવળે તે આપને મળવા માંગે છે. બાબાના પુત્રે મને જે વાત કહી છે તે ઉપરથી તેમાં પુષ્કળ સોનું મળે તેવું હોય એમ જણાય છે."

કારાઅલી આડો પડયો હતો તે જરા સ્વસ્થ રીતે બેઠો થઇને બોલ્યો: "તો પછી એ સોનું આપણી કાળજીની ન્યૂનતાને કારણે કાંઇ આપણા હાથમાંથી ચાલ્યું જવાનું નથી. હું હવે ઉતાવળે વેશબાદલો કરી નાંખું છું અને અહીંથી સીધો ફુએનકારાના એ મુસાફરખાનામાં જ જઇ પહોંચું છું."

આ પ્રમાણે બોલીને કાળો કપ્તાન એ ઓરડામાંથી એક નાના છૂપા દ્વારમાં થઇ બાજુના ઓરડામાં ચાલ્યો ગયો. એ છૂપા દ્વારમાં થઇને આખા મઠનાં ખંડેરોના જૂદા જૂદા ઓરડાઓમાં દાખલ થઇ શકાતું હતું. દશેક મિનિટ ગયા પછી તે દરવીશ અથવા તો ભટકતા મુસલમાન ફકીરનો વેશ ધારણ કરીને ત્યાં આવ્યો.

તેના માથાના કાળા વાળનો ચોટલો એક બહુ મોટી સફેદ પાઘડીની અંદર છુપાવી દેવામાં આવેલો હતો. પાઘડીના આંટા તેણે એટલા બધા નીચા લીધા હતા કે તેથી તેનું આખું માથું તથા તે પરના વાળ જ નહિ પણ તે ઉપરાંત તેના કાન પણ છુપાઇ ગયા હતા. તેની મૂછો તથા દાઢીના વાળ તેણે પીળા રંગથી રંગી નાંખ્યા હતા.

તેના કદાવર શરીરપર તેણે એક લાંબો ભૂરા રંગનો ઝબ્બો વીંટાળી લીધો હતો; પરન્તુ તેની હેઠળ તે પોતાની તલ્વારને છુપાવીને સાથે રાખવાનું ભૂલ્યો નહોતો. પોતાના હાથમાં તેણે એક જાડી લાકડી પકડી હતી અને તે લાકડીને મથાળે તેણે એક કપડાની

ઝોળી બાંધી હતી: એ રીતે સર્વાંશે તે એક મુસલમાન ફકીર જ હવે દેખાઇ આવતો હતો.

ઝામોરાએ લખેલા પત્ર સાથે બર્ગોસ ખાતે એક ખેપીયો તુરતમાં જ મોકલવાનો હતો તે સંબંધે પોતાના મંડળના માણસોને કેટલીક આવશ્યક સૂચનાઓ આપીને કારાઅલી એ ખંડેરને છોડી ગયો અને ફુએનકારાને માર્ગે ચાલ્યો. ફુએનકારા ત્યાંથી લગભગ દોઢ માઇલ જેટલું દૂર હતું.

એ નગરમાં આવી પહોંચીને તે સીધો "રૂપેરી ચાંદ" નામના મુસાફરખાના તરફ જ ચાલ્યો. માર્ગમાં જે જે શહેરીઓ તેને મળ્યા અને જેઓએ ઇસલામી ધર્મની આજ્ઞા પ્રમાણે એ ફકીરને યથાયોગ્ય નમન કર્યું તે સઘળાઓને આશીર્વાદ આપવાનું ચતુર કારાઅલી ભૂલતો નહિ.

મુસાફરખાનામાં આવી પહોંચીને તેણે તેના માલેક બાબાની સાથે થોડી વાતચીત કરી. બાબા અને કારાઅલીની વચ્ચે સારી મિત્રાચારી અસ્તિત્વ ધરાવતી હતી. માત્ર દેખાવની ખાતર તેઓ વચ્ચે થોડી વાતચીત થયા પછી બાબાનો પુત્ર કારાઅલીને પાકો તથા ઇંગલહેમવાળા ઓરડામાં તેડી ગયો.

પાકો અને ઇંગલહેમ અત્યારે પોતાના ઓરડામાં મદ્યની પ્યાલીઓ ગટગટાવતા વાતચીત કરી રહ્યા હતા. જોકે ઇસલામી ધર્મ કોઇ પણ જાતના કેફી પીણાનો ઉપયોગ કરવાની મનાઇ કરે છે, તોપણ "રૂપેરી ચાંદ" નો માલેક જૂદી જૂદી જાતના મદ્યોનો સારો સંગ્રહ રાખતો હતો.

પાકોએ પૂર્વે કેટલીક વાર કારાઅલીને ફકીરના પોશાકમાં સજ્જ થએલો જોયો હતો, એટલે તેણે તુરત જ એ હિંમતવાન લૂટારાને ઓળખ્યો અને ઇંગલહેમને તેની ઓળખાણ આપી.

કારાઅલીએ પણ એ મજેદાર શરાબનો સ્વીકાર કરવામાં કશી આનાકાની કરી નહિ. સારી પેઠે શરાબ ઢાંસ્યા પછી તેને જે કામ માટે નિમંત્રણ કરવામાં આવ્યું હતું તે કામ સંબંધે વાતચીત કરવાની તેણે વૃત્તિ દેખાડી.

"કેમ! એક હજાર સોનામહોરો રળવાની મરજી છે કે?" પાકોએ દોંગાઇથી કારાઅલી તરફ જોતાં પ્રશ્ન કર્યો, જોકે તેનો જવાબ શો મળશે તે તો તે જાણતો જ હતો.

કાળા કમાને જવાબ આપ્યો: "એક સુંદરી પોતાના પ્રિયતમના પ્રેમના ઉદ્દગારો શ્રવણ કરવાની મરજી ધરાવે છે કે? લ્હેણદાર પોતાના લ્હેણાની રકમ દેણદાર પાસેથી લેવાની ઇચ્છા રાખે છે કે? તે તે બાબતો સંબંધે જો એ સુંદરી તથા એ લ્હેણદાર અનુકૂળ ઇચ્છા ધરાવતાં હોય, તો પછી તું કહે છે તે રકમ રળવાને કારાઅલી કેમ નાખુશી ધરાવતો હોય વારૂ? પરન્તુ આ માનનીય ગૃહસ્થ કોણ છે?" કારાઅલીએ જુલીયસ ઇંગલહેમ તરફ પોતાની દૃષ્ટિને ફેરવતાં એ છેલ્લો પ્રશ્ન કર્યો.

પાકોએ જવાબ આપ્યો: "તે એક જાણીતો જર્મન ડાક્તર છે અને સ્પેનીશ તથા મોરીટેનીયન ભાષાથી તદ્દન અજાણ્યો છે."

કારાઅલીએ પૂછ્યું: "ત્યારે અત્યારે આપણે જે વાતચીત કરી રહ્યા છીએ તે તે સમજતો નથી?"

પાકોએ જવાબ આપ્યો: "એ પોપટ વાતચીત કરતા હોય અને જેટલું તે સમજે તેટલું જ આપણી વાતચીતમાં તે સમજે છે એમ તમારે માની લેવું."

"ત્યારે મારે શું એમ જ સમજવું કે જે એક હજાર સોનામહોરો મને આપવાની વાત તું કહે છે તે અત્યારે તેના ગજવામાં જ છે?" કાળા કમાને એક અર્થસૂચક પ્રશ્ન કર્યો.

દુભાષીયાએ જવાબ આપ્યો: "હા, તેમ જ છે; પરન્તુ તમે

હમેશાં જે રીતે ધન મેળવો છો, તે રીતે એ ધન તમને મળે તેમ નથી." પાકોએ એ શબ્દોવડે સૂચવ્યું કે પોતે ડાકટર ઇંગિલહેમને લૂંટાવીને એક હજાર સોનામહોરો તેને રળાવવા માંગતો નથી.

"તો પછી એ ગૃહસ્થ તારા ખાસ રક્ષણ હેઠળ રહેલો છે; કેમ પાકો! એમ જ ને?" કારાઅલીએ પૂછ્યું.

પાકોએ જવાબ આપ્યોઃ "હા, અત્યારે તો ખરેખર તેમજ છે. પાછળથી આપણે તેનો ઘાટ કેવી રીતે ઘડવો, તે વાત ભવિષ્યમાં વિચારવાની છે. પરન્તુ અસ્તુરીયાની એક મહાન્ તથા બળવાન્ વ્યક્તિની નોકરી મારે અત્યારે બજાવવાની છે."

"ખુદાના કસમ! પાકો! તું તો હવે મોટા મોટા માણસોની ઓળખાણોથી દુનિયામાં નામીચો થતો જાય છે!" એ લૂટારાનો સરદાર બોલ્યોઃ "અને એ અસ્તુરીયાનો મહાન્ નર કોણ છે?"

પાકોએ વદનપર ગાંભીર્ય ધારણ કરીને કહ્યુંઃ "વેલેડોલીડના વડા ધર્માધ્યક્ષ, પરમપૂજ્ય મહાત્મા, ડોન ઝેવીયર વિલેના સિવાય બીજું કોઇ જ નહિ!"

કારાઅલીએ કહ્યુંઃ "વારૂ! જ્યારે તે ઉદાર રીતે અને વખતસર બદલો આપે છે, ત્યારે જેમ બીજાઓનું કામ થાય છે તેમ તેનું કામ પણ થશે. પરન્તુ મારે શું કરવાનું છે તે હજી સમજી શકતો નથી."

પાકો બોલ્યોઃ "સાંભળો ત્યારે; મહાત્મા ધર્માધ્યક્ષ જોન ગીલ્બર્ટ'સ નામની એક સુંદર સ્ત્રીને પોતાના કબ્જામાં મેળવવા બહુ જ આતુર છે—શા કારણથી, તે તેજ જાણે-હું જાણતો નથી. તે સ્ત્રી અત્યારે પોતાના પ્રિયતમની સાથે એક બર્થોલ્ડ નેકાર નામના પુરૂષની સાથે પ્રવાસ કરી રહી છે. માત્ર બે જ કલાક અગાઉ તેઓ આ શહેરમાં થઇને પસાર થયાં છે અને આ સ્થળ તથા માડ્રીડ નગરની વચ્ચે આવતા કોઇ મુસાફરખાનામાં અથવાતો

ખેડૂતના ઘરમાં તેઓ રાતવાસો કરવા માટે જરૂર રોકાશે. તેઓ આ 'રૂપેરી ચાંદ' માં નાસ્તો કરવા માટે થોભ્યાં હતાં અને બાબાને કાંઈ પરચુરણ વિગતો તેમણે પૂછી હતી તે ઉપરથી જણાતું હતું કે તેઓ જેમ બને તેમ ઉતાવળે માડ્રીડ ખાતે પહોંચી જવાને બહુ આતુર હતાં. તેઓ જરૂર આવતી કાલે ત્યાં પહોંચી જશે અને ત્યાંથી તેઓ કોર્ડોવા તરફ આગળ વધશે. બાબાને જે જે સવાલો તેમણે પૂછ્યા હતા તે ઉપરથી બાબા જે કાંઇ આનુમાનિક વિગતો પ્રાપ્ત કરી શક્યો છે તે એ પ્રમાણેની છે."

કાળા કપ્તાને પ્રશ્ન કર્યો: "ત્યારે આ જોન ગીલ્બર્ટસને જ પકડીને વેલેડોલીડના ધર્માધ્યક્ષના હાથમાં સોંપવાની છે, એમજ ને?"

"હા, એ સાહસમાં જ મને તમારી મદદની અત્યંત જરૂર પડી છે, બહાદુર સરદાર!" પાકોએ જવાબ આપ્યો.

કારાઅલીએ જવાબ આપ્યો: "અને તેં કહ્યું છે તે પ્રમાણે એક હજાર સોનામહોરોના બદલામાં એ મદદ તને ઘણી ખુ-શીથી કરવામાં આવશે, પછી શું? પણ આ જર્મન ગૃહસ્થનો આ બાબત સાથે શો સંબંધ છે?"

"તે જોન ઉપર મોહમુગ્ધ થએલો છે, અને તેના હરીફ બર્થોલ્ડ નેકારને જોન વધારે ચાહે છે, એટલે તે જોનને અસ્તુરી-યન અધિકારીઓના હાથમાં સોંપી દેવાને તથા તે રીતે જોનને બાળી મારવામાં આવેલી અથવા ફાંસી દઈને મારી નાંખવામાં આવેલી જોવાને તે બહુ આતુર બન્યો છે."

ડા. ઇંગલહેમ તરફ નજર કરીને કારાઅલીએ ટીકા કરી: "તેના પ્રેમની એ પણ એક વિલક્ષણ કસોટી ખરી!" ઇંગલહેમ આ વાતચીત અત્યંત રસથી તથા ધ્યાનપૂર્વક સાંભળી રહ્યો હતો. જોકે તે વાતચીતમાં તે ભાગ લઈ શકતો નહોતો, તોપણ પોતા સાથે સંબંધ ધરાવતી બાબત વિષે જ એ વાતચીત ચાલતી હતી

એટલું તો તે સમજતો હતો. કાળો કપ્તાન આગળ બોલ્યો: "એટલે, હું ધારૂં છું કે પોતાની વૈરવૃત્તિને તૃપ્ત કરવાને તે પણ સારો બદલો આપશે, નહિ વારૂ ?"

પાકો બોલ્યો: "બહાદુર સરદાર! તમારી માન્યતા બરાબર છે, પરન્તુ તેનો હેતુ કેવો છે ને કેવો નથી તે આપણે વિચારવાનું નથી. આપણે તો માત્ર એટલું જ જોવાનું છે કે તે સારી પેઠે બદલો આપવાને સમર્થ છે અને આપવ તૈયાર પણ છે. અને જોન તથા બર્થોલ્ડને ધર્માધ્યક્ષની સત્તાવાળી જે હદમાંથી તેઓ બચી ગયાં છે તે જ હદની અંદર પુનઃ લઇ જવામાં આવેલાં જોવાને તે બહુ જ ઉત્સુક છે."

કાળા કપ્તાને પૂછ્યું: "ત્યારે જોનની સાથે આ બર્થોલ્ડને પણ પકડીને કેદ કરવાનો છે ખરો કે?"

પાકોએ જવાબ આપ્યો: "એ પ્રેમી પંખીડાંનું જોડું એક જ જાળમાં સપડાવાનું છે અને એક જ પિંજરમાં લઇ જઇને તેને પૂરવાનું છે-એટલે કે વેલેડોલીડના ધર્માધ્યક્ષના મહાલયમાંના મનોહર કારાગૃહમાં એ બેઉને પહોંચાડી દેવાનાં છે. પછી એ મહાત્મા જોનની શી વ્યવસ્થા કરવા માંગે છે તેની તપાસ કરવાની આપણને કશી જરૂર નથી; જોકે મને પૂરતો વહેમ છે કે માત્ર ધર્મને જ કારણે તે આટલો બધો ઉત્સાહ દર્શાવી રહ્યો ન હોય, કારણકે મિત્ર કારાઅલી! ડોન ઝેવીયર વિલેના એક મૃગનયનીના સંબંધમાં તો મારા પોતાના હૃદયના જેવું જ શંકાશીલતાથી ભરેલું હૃદય ધરાવે છે—"

કાળો કપ્તાન વચમાં બોલી ઉઠ્યો: "ખરેખર, તેમ જ હશે; પરન્તુ એ સ્ત્રી શું અસાધારણ સ્વરૂપ ધરાવે છે?"

પાકોએ જવાબ આપ્યો: "તે એક સ્વરૂપવતી અપ્સરા જ છે! મને પણ દિલમાં દુઃખ થાય છે કે હું એવી સ્ત્રીની તરફેણમાં કામ કરવાને બદલે વિરૂદ્ધમાં કામ કરી રહ્યો છું."

કારાઅલીએ જણાવ્યું: "તારા દિલની એ સુકોમળતાને જરા દબાવી રાખ, પાકો! ઝવેરીયર વિલેનાએ આ જોનને પોતાના કબ્જામાં લેવાને માટે તને જે રકમ આપવાનું વચન આપ્યું હોય તેના પા ભાગનીએ રકમ જો તને મળતી હોય તો તું તારી સગ્ગી માને કે બ્હેનને પણ વેચે તેવો છે! પણ હવે મને બરાબર કહે, કે મારે આ કાર્યમાં કેટલો ભાગ બજાવવાનો છે?"

પાકોએ જવાબ આપ્યો: "જોન તથા બર્થોલ્ડને કોઇ અનુકૂળ સ્થળે અને અનુકૂળ વખતે પકડી-કેદ કરીને તેમને અસ્તુરીયાની સરહદમાં સત્વર પહોંચાડી દેવાનું કામ તમારે કરવાનું છે. તેઓને તમારા કબ્જામાંથી અમારા કબ્જામાં લેવા માટે હું ઘોડેસ્વારોની એક ટુકડી સાથે ત્યાં હાજર રહીશ; અને થોડા જ દિવસમાં તેઓને વેલેડોલીડના ધર્માધ્યક્ષના મહાલયના કારાગૃહમાં સલામતીથી પહોંચાડી દેવામાં આવશે."

કાળા કમાને કહ્યું: "બંધુ પાકો! હું તારૂં કહેવું બરાબર સમજી ગયો; તારી ગોઠવણ પ્રમાણે કામ કરવાથી જ એ કામ સરલતાથી પાર પડી જશે. તું કહે છે કે આવતી કાલે જોન તથા તેનો પ્રિયતમ માડ્રીડ ખાતે પહોંચશે અને તેઓ કોર્ડોવા જવાને મુખ્ય રસ્તે જ પ્રવાસ કરી રહેલાં છે. એ પ્રમાણેનો હિસાબ કાઢીને જ હું મારૂં કામ હાથમાં લઇશ, અને માડ્રીડ તથા ટોલીડોની વચ્ચે તેઓને પકડી લઇશ. વળી એક નવાઇની વાત એ બની છે કે આના જેવું જ એક બીજું કામ મારા હાથમાં આવી ચૂકેલું છે અને તે કામ પણ એ જ રસ્તે પાર ઉતારવાનું છે. પણ તેની કાંઇ હરકત નથી, એ બેઉ કામોને પહોંચી વળવાને હું બે જૂદી જૂદી ટુકડીઓને કામે લગાડી દઇશ એટલે બેઉ કામ વચ્ચે કશી અથડામણ થવા પામે નહિ. હવે તું અને તારો જર્મન શેઠ જરાએ અંદેશો રાખ્યા વિના ખુશીથી અસ્તુરીયા તરફ પાછા ફરો અને થોડા દિવસમાં આપણે પાછા બાયટ્રાગોની નજીકના પહાડી રસ્તાઓમાં એક બીજાને મળીશું."

પાકો બોલ્યો: "બરાબર; ત્યાં હું કેદીઓને મારા કબ્જામાં લેવાને કેટલાક ઘોડેસ્વારોની ટુકડી સાથે તૈયાર રહીશ."

કાળા કપ્તાને કહ્યું: "ભલે, તું કહે છે તેમજ બધું થશે, પ્રિય ભાઇ! અને હવે તારે મને એ બર્થોલ્ડ તથા તેની પ્રિયતમાનું પૂરેપૂરું અને ખરેખરૂં વર્ણન આપવું જોઇશે."

દુભાષીયો બોલ્યો: "બરાબર ધ્યાન રાખીને સાંભળી લ્યો. બર્થોલ્ડ નેકાર ઉંચો છે, પાતળો છે અને બહુ દેખાવડો છે. તે જર્મનીના વિદ્યાર્થીઓના બંધુમંડળના જેવો ખ્રિસ્તી પોશાક અને એક ટૂંકો ઝભ્ભો ધારણ કરે છે. તેની લાંબી ટોપી ઉપર એક કાળું પીછું ખોસેલું છે અને તે સિવાય તે ટોપીની અંદર એક ભરતકામ-વાળી રેશમી નાની ટોપી તે પહેરે છે જે તેના તાલકાને બરાબર બંધ બેસી રહે છે. તેની એ નાની રેશમી ટોપી જો કાઢી લેવામાં આવે તો તમને જણાશે કે તેના મસ્તકની મધ્યના ભાગમાં ઉગેલા વાળ બહુ ટુંકા છે, જાણે કે તે હજામત કરાવ્યા પછી થોડા વખતથી જ ફરી ઉગવા માંડયા હોયની-કારણકે તે એક પાદરી છે."

કારાઅલી બોલ્યો: "તેં જે વર્ણન આપ્યું છે તે ઉપરથી તો એ બર્થોલ્ડના સંબંધમાં કશી ભૂલ મારે હાથે થવાનો સંભવ જ નથી."

પાકો આગળ બોલ્યો: "તો પછી તેની પ્રિયતમાના સંબંધમાં કશું વર્ણન તમારી આગળ કરવાની મને જરૂર જણાતી નથી, કારણકે જે સ્ત્રી તમને બર્થોલ્ડના સાથમાં મળી આવે, તે સ્ત્રી તો જરૂર જોન જ હોવી જોઇએ, તોપણ હું એટલું તો કહું છું કે તે પોતાના શરીરને બરાબર બંધ બેસે તેવું બદન અને એક ભરત કામની કિનારીવાળો લાંબો ચણીયો પહેરે છે. સ્પેનીશ સ્ત્રીઓ બુરખા માટે જાળીદાર કપડું સાથે રાખે છે, તેને બદલે આ જર્મન તરૂણી પોતાના માથાપર એક લાંબી ટોપી પહેરે છે જેનાપર બર્થોલ્ડની પેઠે તે પીછું-બીછું કશું ખોસતી નથી."

લૂટારાનો સરદાર બોલ્યો: "બસ, એટલું તો બહુએ છે. એ પ્રેમી પંખીડાંને તો તું કહે છે તેમ એક હજાર માણસોના ટોળા-માંથીએ હું ઓળખી કાઢું. વારૂ, તેમની સાથે કોઇ પાસવાનો, ચાકરો કે ભોમીયા-બોમીયા કાંઇ છે કે ?"

"ના-તેઓ એકલાં જ પ્રવાસ કરે છે" પાકોએ જવાબ આપ્યો: "હવે બધી તૈયારીઓ નક્કી થઇ ચૂકી છે, એટલે હું મારા જર્મન શેઠને જણાવીશ કે હું અને તમે એવી શરતો નક્કી કરી છે કે તેણે તમને તમોએ માથે લીધેલા કામના બદલાની જામીનગીરી માટે અગાઉથી થોડી રકમ આપવી."

કાળો કમાન બોલ્યો: "હા, મારા ભાગનું એ આખું કામ કરવાના બદલામાં મારે એકંદરે એક હજાર સોનામહોરો લેવાની છે."

પોતાને ધર્માધ્યક્ષ તરફથી મળેલી રકમના સંબંધમાં પાકોએ ડા. ઇંગલહેમને કશી વાત કહી નહોતી. અત્યારે તેણે કારાઅલી સાથે કરેલી ગોઠવણની વાત ઇંગલહામને કહી, એટલે તુરતજ ઇંગલ-હામે પોતાની થેલીમાંથી પાંચસો સોનામહોરો કાઢીને કારાઅલીને સોંપી. કારાઅલીએ એ સોનામહોરો પોતાનાં વસ્ત્રોમાં છુપાવી દીધી અને તુરત જ તે ત્યાંથી વિદાય થઇ ગયો.

બીજે દિવસે સ્હવારમાં વહેલાં પાકો તથા ઇંગલહેમ પુએન-કારા છોડી ગયા અને બાયટ્રાગોને રસ્તે પડયા. ત્યાં તેઓએ "મૂર વિજેતા" નામના મુસાફરખાનામાં ઉતારો કર્યો. ત્યાંથી પાકોએ તુરત જ એક વિશ્વાસુ ખેપીયાની સાથે ઝેવીયર વિલેના ઉપર એક ચિઠ્ઠી મોકલી અને તેમાં તેણે ધર્માધ્યક્ષને લખી જણાવ્યું કે, નાસી ગએલાં કેદીઓને પુનઃ પકડવાને સઘળી ગોઠવણો કરવામાં આવેલી છે અને હવે ધર્માધ્યક્ષે ચોક્કસ સ્થળે ઘોડેસ્વારોની એક ટુકડીને સરહદ ઉપર મોકલવી તથા તે ઘોડેસ્વારોને પાકોના હુકમ પ્રમાણે વર્તવાની સૂચના કરવી.

પણ ત્યાં એમ બન્યું કે ગોંઝાલેઝનો એક છદ્મવેશધારી માણસ જ વખતે "મૂર વિજેતા" માં ઉતરેલો હતો. ડયુરાના ચૌટામાં બર્થોલ્ડ થા જોનને મૃત્યુમુખમાંથી બચાવનાર ગોંઝાલેઝની ઘોડેસ્વાર ટુકડીના ાણસોમાં તે માણસ પણ હતો, એટલે તેણે ડા. ઇંગલહેમને તુરત જ ોળખી કાઢયો. ડયુરાના ચૌટામાં તે માણસને કોઈએ ડા. ઇંગલ-ેમ તરફ આંગળી કરીને ઓળખાવ્યો હતો કે એ જ માણસે ધર્મા-ધ્યક્ષને આપેલી બાતમીપરથી જોન તથા બર્થોલ્ડ પકડાયાં હતાં.

અસ્તુરીયાના અધિકારીઓ ગોંઝાલેઝ તથા તેના માણસોને બ્હારવટીયા તરીકે જ ઓળખાવતા હતા એટલે આપણે તે માણ-સને હવે બ્હારવટીયા તરીકે જ ઓળખીશું. તે બ્હારવટીયાને એક-દમ વહેમ ઉત્પન્ન થયો કે પાકો તથા ઇંગિલહેમની બાયટ્રાગો ખા-તેની હાજરી કોઇ પણ રીતે બર્થોલ્ડ તથા જોનનું અહિત કરવા સાથે જ સંબંધ ધરાવતી હોવી જોઈએ.

તે ઉપરથી તે એ બન્ને જણની હીલચાલ ઉપર છૂપી નજર રાખવા લાગ્યો અને એ બન્નેની વાતચીતમાંથી થોડા શબ્દો તેણે કાન સરવા કરીને સાંભળી લીધા. પાકો તથા ઇંગલહેમ જર્મન ભાષામાં વાતચીત કરતા હતા અને બ્હારવટીયો એ ભાષા સમજતો નહોતો એટલે તેઓ વચ્ચેની વાતચીત તેના સમજવામાં આવી શકી નહિ; તોપણ તેઓની વાતચીતમાં વારંવાર જોનનું નામ ઉ-ચ્ચારાતું તેણે સાંભળી લીધું અને એટલા જ ઉપરથી તેને પોતાનો સંશય દઢ કરવાનું પૂરતું કારણ મળવા પામ્યું હતું.

તુરત જ તેને માલૂમ પડી આવ્યું કે એ બન્ને જણ વેલે-ડોલીડ ખાતે ઝેવીયર વિલેના તરફ એક ખેપીયો મોકલી રહ્યા હતા અને તે ઉપરથી તો બ્હારવટીયાનો સંશય સંપૂર્ણ રીતે દઢીભૂત થયો.

તુરત જ તેણે એ ખેપીયાની પાછળ પડવાનો અને તેની

પાસેથી કાંઇ દગાફટકાથી અથવાતો જોર જુલમથી ધર્માધ્યક્ષ ઉપર લખવામાં આવેલી ચિઠ્ઠી મેળવી લેવાનો પોતાના મન સાથે નિશ્ચય કર્યો.

પોતાના ઘોડાપર સવાર થઇને તે પેલા ખેપીયાની પાછળ પડ્યો; પરન્તુ રાતનો વખત હતો અને બાયટ્રાગોથી વેલેડોલીડ તરફ જવાના બે જૂદા જૂદા રસ્તા હતા એટલે બ્હારવટીયો એ ખેપીયાના ભેગો થઇ જવાના પોતાના પ્રયત્નમાં નિષ્ફળ નીવડ્યો. છેવટે જ્યારે તેને ખાત્રી થઈ કે હવે ખેપીયાને પકડી પાડવાને આગળ વધવું નકામું છે, ત્યારે તેને અણમાનતે મને તેની પાછળ પડવાનું છોડી દેવું પડ્યું અને બાકીની રાત તેણે રસ્તામાં આવતા એક ખેડૂતના ઝુંપડામાં ગાળી. બીજે દિવસે સ્હવારમાં જ તે જેટલી બને તેટલી ઝડપથી ઓકા પર્વતો તરફ ચાલ્યો, કારણકે ગોંઝાલેઝ એન્ડ્યુજાર પોતાના ઉતાવળે વધતા જતા મંડળ સાથે ત્યાં જ છાવણી નાંખીને પડ્યો હતો એવું તે જાણતો હતો.

# કેટલાક પ્રશ્નો.

(૧) પણ પછી પેલા બર્થોલ્ડ તથા જોન-એ પ્રેમી પંખીડાંનું શું થયું ? તેઓ સહીસલામત રીતે મૂર પ્રદેશમાં પહોંચી શક્યાં કે ?

(૨) પણ હાય ! દુષ્ટ કારાઅલીએ બર્થોલ્ડ તથા જોનને પકડીને પાછાં અસ્તુરીયાની હદમાં પહોંચાડવાનું માથે લીધું છે ! તેણે તે કામ પાર પાડ્યું ? ત્યારે શું જોનને પેલી ગેબી મદદ અણીને વખતે ન મળી શકી ? ત્યારે શું કલાત્રાવાના કિલ્લાના અદ્‌ભુત વયોવૃદ્ધ પુરૂષની વાણી મિથ્યા નીવડી કે ?

(૩) વારૂ, પણ પેલા ઝેવીયર વિલેનાની દુષ્ટ વાસના તૃપ્ત થઇ કે ? જોનને તે ફરીથી મેળવી શક્યો ?

(૪) અને પેલા વયોવૃદ્ધ પુરૂષે જોનને આપેલું પેલું મહોરબંધ પરબીડીયું તેમણે માડ્રીઠ ખાતે પહોંચીને ખોલ્યું કે ? તેમાં શી શી અદ્‌ભુત વાતો અને સૂચનાઓ લખી હતી વારૂ ?

(૫) સ્પેનિશ સુંદરી અલ્જીનોરાને બચાવવાનું કામ જોને માથે લીધું હતું, પણ શું તે પાર પાડી શકી ? તેનો પ્રિયતમ ઓરેલીયો હજીસુધી ક્યાં છુપાઈ રહ્યો છે ?

(૬) અને પેલા ઝામોરાની પ્રિયતમાને છોડાવવાનું લુટારા કારાઅલીએ માથે રાખ્યું હતું તે કામ તેણે કર્યું ? ઝામોરાની પ્રિયતમા હજી કેમ દેખાતી નથી ?

(૭) ઝામોરાને છોડવાના બદલામાં જે સોનામહોરો તેણે મંગાવી હતી તે આવી પહોંચી ? અને ઝામોરા છુટી શક્યો ? ના ! ના !

(૮) કારાઅલી સેંકડો લૂટારાઓની ટોળી સાથે શું રહી શકતો, લૂટો ચલાવી શકતો અને મૂરોના દેખ રાજ્યમાં એ કેવી રીતે બની શકતું ?

(૯) બહાદુર બહારવટીયા ગોંઝાલેઝે કાંઇ અદ્‌ભુ પરાક્રમો કરી બતાવ્યાં કે ? સ્પેનીશ અધિકારીઓનું તોડીને મૂર લોકો સાથે સુલેહની શરત મુજબ એક સુંદર કુમારિકાઓને મૂર ઝનાનામાં જતી અટકાવવામાં સફળ થયો કે નિષ્ફળ ગયો ?

(૧૦) કુમારિકાઓની સવારી સલામતીથી કોર્ડે પહોંચી ગઇ કે કાંઇ વિઘ્નો નડયાં ?

(૧૧) મૂર બાદશાહ અબ્દુલ રેહમાનના ઝનાના કેટલીક સુંદરીઓ ગોંધાઇ હશે ? દરવર્ષે સો સ્પેની કુમારિકાઓ શું એ ઝનાનામાં જ હજમ થઇ જતી હતી વારૂ, એ કેવી રીતે ? કાંઇ ભેદભરમ ખરા કે ?

(૧૨) પેલા પાકો અને ઇંગલહેમ કયાં કયાં ભટ રહ્યા છે ?

# સુવર્ણ–પ્રતિમા.

**અદ્‌ભુત રસથી ભરેલી સચિત્ર ડિટેક્ટીવ નવલકથા.**

એક બદમાશ મંડળથી ત્રાસેલો ધનવાન ગૃહસ્થ અનેક વર્ષો સુધી ગુપ્તવાસમાં રહી દિવસો ગાળે છે અને તેની ઘર માંહેની ગેરહાજરીમાં તેની જુવાન પુત્રી ઉપર તેનો વિશ્વાસુ નોકર જે વત્સલ ભાવ રાખે છે તેનું ચિત્ર આ નવલકથામાં સુંદર રીતે આ-લેખવામાં આવ્યું છે. એ સરલ પણ ચતુર બાળા જેનું નામ પ્રીતિ છે તેને ઠગીને, તેની પાસેથી સુવર્ણપ્રતિમા હાથ કરવાને અનેક કાવ-તરાં કરીને અને પ્રીતિ તથા તેના વિશ્વાસુ પાલકને હેરાન કરીને પોતાનો સ્વાર્થ સાધવા જે કાવતરાં બદમાશો કરે છે અને તે કાવ-તરાંમાં પ્રીતિને ન ફસાવા દેવાને એક વર્તમાનપત્રનો તંત્રી જે ચતુ-રાઇથી કામ લે છે તે ભલભલા ડિટેક્ટીવોને પણ દિગ્મૂઢ કરે છે. પણ સબૂર! એવા ચતુર તંત્રીને પણ બદમાશો ઠગે છે: ત્યારે વધારે હોશિયાર કોણ? વધારે ચાલાકી કોની? ચતુરાઇમાં કોણ ચડે? સુવર્ણપ્રતિમા બદમાશો હાથ કરી ગયા કે નહિ? ગુપ્તવાસમાં રહેલો પિતા પાછળથી શું કરે છે? એ બધા ગુંચવણવાળા કોયડા ઉકે-લવાને માટે આ નવલકથાના રસપ્રવાહમાં સ્નાન કર્યા વિના વાચકને ચાલે તેમ નથી.

સુવર્ણ-પ્રતિમા એ ૩૦૦ પૃષ્ઠની દળદાર, સોનેરી પાકા પૂઠાથી બાંધેલી, સુંદર ફોટો ચિત્રોવાળી નવલકથા છે અને તેનું મૂલ્ય રૂ. ૩ રાખવામાં આવ્યું છે.

લેખક તથા પ્રકાશક:—

**ચુનીલાલ વર્ધમાન શાહ**

સારંગપુર, અમદાવાદ.

# વિચિત્ર પ્રેમ-પંખિણી.

**શૃંગાર અને હાસ્યરસથી ભરપૂર સાંસારિક નવલકથા.**

જમાનો બદલાયો છે. નવયુવકો અને નવયુવતીઓના શોખ અને દષ્ટિબિંદુઓ બદલાયાં છે. સંસારની અને લગ્નની ભાવનામાં મનોરમ કલ્પનાઓને સ્થાન મળવા લાગ્યું છે. ઈગ્લાંડ, ફ્રાન્સ અને અમેરિકાનાં લગ્નોની પ્રથા, તેમનાં નાટકો, તેમની નવલકથાઓ, તેમના સંસાર વહેવારનાં કથાનકો ઇત્યાદિના વાચન મનનથી આપણાં ભણેલાં યુવક યુવતીઓનાં મગજોમાં નવો વાયુ પેઠો છે? આ વાયુ કેવા પ્રકારનો છે તેનું હસાવે તેમજ ખેદ ઉપજાવે તેવું ચિત્ર વાંચવું હોય તો આ નવલકથા વાંચો! છાપાં અને પત્રિકાઓમાં પોતાની સ્ત્રીને વિદુષી સન્નારી તરીકે ઓળખાવવાની અભિલાષા ધરાવનાર પતિની દુર્દશાનું હાસ્યરસિક અવલોકન કરવું હોય તો આ નવલકથા વાંચો!

"પ્રેમિકની પાછળ થઉં જોગણ, પ્રેમની પંખિણી કહાવું,
"વન-વન, સ્થળ-સ્થળ ઉડતી ફરૂં ને પ્રેમ તણાં ગીત ગાઉં;
"ગગનને ગાતી ગજાવું."

એવો મંત્ર જપતી નાટકની નાયિકા જેવી કુમારિકા નાટકી લગ્નની ઉમેદવાર બને છે પણ પતિ મળતો નથી અને છેવટે તે કેવી રીતે પરણે છે અને પ્રેમનાં જોગનાં સ્વપ્નાં ઉડી જાય છે તે જાણવું હોય, તો આ નવલકથા અવશ્ય વાંચો!

આ નવલકથા ક્રાઉન આઠ પેજી ૨૦ ફૉર્મની છે. જાડા એન્ટીક કાગળ, સુંદર સોનેરી પૂઠું, એક બેરંગી અને ત્રણ ફોટો-ચિત્રો તેમાં આપેલાં છે. મૂલ્ય રૂ. ૨॥.

લેખક તથા પ્રકાશક—

**ચુનીલાલ વર્ધમાન શાહ**

સારંગપુર-અમદાવાદ.

# भक्तामर-मंत्र-माहात्म्य.

(બીજી આવૃત્તિ)

'ભક્તામર' એ એક સુપ્રસિદ્ધ જૈન સ્તોત્ર છે. આ પુસ્તકમાં એ મૂળ સંસ્કૃત સ્તોત્ર, તેના અર્થ, પ્રત્યેક શ્લોકનો પ્રભાવ દર્શાવનારી જૂનાં પુસ્તકોમાંથી સંશોધન કરવામાં આવેલી કથાઓ, ભક્તામરના ક્ષેપક લેખાતા શ્લોકો, સ્તોત્રની ઉત્પત્તિની કથા, મંત્રશક્તિ વિષેનો નિબંધ, મંત્ર સાધનાનો સંપૂર્ણ વિધિ, પ્રત્યેક શ્લોકનાં ઋદ્ધિ-મંત્ર, ૪૮ શ્લોકોના ૪૮ યંત્રો અને તે સંબંધી વિધિ તથા ફળ ઇત્યાદિ અનેક વિષયો આપવામાં આવેલા છે. 'ભક્તામર' સ્તોત્રના સંબંધમાં આટલી બધી વિગતો સાથે કોઇ પણ પુસ્તક હજીસુધી બહાર પડેલું નથી. તેની પહેલી આવૃત્તિ ઉતાવળે ખપી જતાં આ તેની બીજી આવૃત્તિ છાપી પ્રસિદ્ધ કરવામાં આવી છે. જૈનો તેમજ જૈનેતરોનું એક સરખું આકર્ષણ આ પુસ્તકની પ્રાચીનતાને લીધે થવા પામ્યું છે. મર્હુમ અમૃતલાલ સુંદરજી પઢીયારે 'ભક્તામર' સ્તોત્રની અત્યંત પ્રશંસા કરી છે અને એ સ્તોત્ર ઉપરથી પોતે 'ઇશ્વર સ્તુતિ' નામનું એક ગુજરાતી લઘુ પુસ્તક પણ લખેલું છે. સ્તોત્ર અત્યંત પ્રભાવદર્શક છે પણ તેના જાપ ઇત્યાદિની વિધિ જે જૂના ગ્રંથોમાં ગુમ રહી હતી તે સંશોધન કરીને પ્રસિદ્ધ કરવામાં આવી છે.

આ પુસ્તક લગભગ ૨૫૦ પૃષ્ઠનું છે, તેજ સુંદર રેશમી પૂંઠાથી બાંધવામાં આવેલું છે. મૂલ્ય રૂ. ૨ રાખવામાં આવ્યું છે.

પ્રકાશક—

**ચુનીલાલ વર્ધમાન શાહ**
સારંગપુર, અમદાવાદ.

# ચુનીલાલ વર્ધમાન શાહનાં પુસ્તકો.

☛ આ પછીના લીસ્ટમાં જે પુસ્તકોનાં નામ તથા મૂલ્ય દર્શાવેલાં છે તેમાં ઇ. સ. ૧૯૨૩ થી ફેરફાર કરી નીચે પ્રમાણે મૂલ્ય રાખેલું છે, અને તેમાંનાં નીચે આપેલાં નામવાળાં પુસ્તકો જ હાલમાં મળી શકે છે–તે સિવાયનાં બીજાં પુસ્તકો મળી શકતાં નથી, માટે તે મંગાવવા કોઇએ તસ્દી લેવી નહિ.

| | |
|---|---|
| માયાવી મસ્તક | રૂ. ૩ |
| મૂળરાજ સોલંકી | રૂ. ૩ |
| ગુજરાતની ગર્જના | રૂ. ૧॥ |
| વસઇનો ઘેરો | રૂ. ૧॥ |
| પાટણની પડતીનો પ્રારંભ | રૂ. ૧॥ |
| સોમનાથનું શિવલિંગ | રૂ. ૧॥ |
| સિંધ ઉપર સ્વારી | રૂ. ૧॥ |
| અઢારમી સદીનું મહારાષ્ટ્ર | ૧॥ |
| કાશ્મીર અને કેસરી | રૂ. ૨ |
| પ્રમોદા | રૂ. ૧। |
| વિચિત્ર પ્રેમ-પંખિણી | રૂ. ૨॥ |
| વિમળા | રૂ. ૧ |
| ભાગ્યચક્રનો મહામંત્ર | રૂ. ૨॥ |
| નોકરીનો ઉમેદવાર | રૂ. ૧॥ |
| ન્યાયના ખૂનમાં નીતિ! | રૂ. ૨॥ |
| પિશાચમંદિર ભા. ૧–૨ | રૂ. ૭ |
| લતા અને લલિતા ભા.૧થી૫. | ૮॥ |
| બંગજાગૃતિ | રૂ. ૦।= |
| કામરૂદેશની કુટિલ કામિની | ૧॥ |
| સુવર્ણ–પ્રતિમા | રૂ. ૨॥ |
| નવદંપતીને શિખામણ | રૂ. ૨ |
| ભક્તામર-મંત્ર-માહાત્મ્ય | રૂ. ૨ |

# ચુનીલાલ વર્ધમાન શાહનાં પુસ્તકો.

**ભાગ્યચક્રનો મહામંત્ર**—સચિત્ર સામાજિક નવલકથા. મૂલ્ય રૂ. ૨. વી. પી. પોસ્ટેજ ૩ આના. પૃષ્ઠ ૩૫૦. સોનેરી પાકું પુંઠું. ચાર ફોટોગ્રાફિક સુંદર ચિત્ર. પ્રિયતમ પ્રિયતમાના વિશુદ્ધ પ્રેમ ઉપર કાતીલ છુરીનો ઘા થતાં એ ઘાને વેઠતાં બન્ને પાત્રો જીવનની જે જે કસોટીઓ પર ચડે છે અને એક દુષ્ટ જનના કાવતરાથી તેઓને શિરે જે આપત્તિઓનો વરસાદ વરસે છે તેનું ચિત્ર વાચકનાં હૃદય-



શું તમારા પર તમારી બ્હેનપણીઓના પત્રો આવતા નથી ?

ને દ્રવીભૂત કરી નાંખે છે. યુવાનો અને સ્ત્રીઓના હાથમાં અને પુસ્તકાલયોમાં વિના સંકોચે આ પુસ્તક મુકાય છે. વિદ્વાનોએ તેને એક બોધદાયક અને મનોરંજક નવલકથા લેખી છે.

**પ્રમોદા યાને દિલેર દિલારામ**—(ઐતિહાસિક નવલકથા.) પૃષ્ઠ ૧૫૦. પાકું પુંઠું. **મૂલ્ય ૧૪ આના.** ગુજરાતના ઇતિહાસની આ એક નવલકથા છે. કરણની રાણી કમળાદેવી અને તેની પુત્રી દેવળદેવી કરણની પડતી આવતાં અલાઉદ્દીનના ઝનાનામાં રહ્યાં હોવાની પ્રચલિત વાર્તાથી જૂદી જ વાર્તા આ પુસ્તકમાં આપી છે. એ માતા પુત્રી દિલારામ અને લાલાં નામની મુસલમાન સ્ત્રીઓ હોવાનું તેમાં દર્શાવ્યું છે.

**કાશ્મીર અને કેસરી**—(ઐતિહાસિક નવલકથા.) પૃષ્ઠ ૨૩૦. પાકું પુંઠું. **મૂલ્ય રૂ. ૧.** પંજાબ-કેસરી મહારાજા રણજીતસિંહે કાશ્મીરમાં હિંદુઓ અને હિંદુ બાળાઓ ઉપર જુલમ ગુજારતા અફઘાનો ઉપર ચ્હડાઇ કરી વિજય મેળવ્યો હતો તેનું રસિક વર્ણન વાર્તાના રૂપમાં આપેલું છે. અફઘાનોનો જુલમ હૃદયદ્રાવક છે.

**મૂળરાજ સોલંકી**—(સચિત્ર ઐતિહાસિક નવલકથા) પૃષ્ઠ ૩૨૦, પાકું સોનેરી પુંઠું, **સાદાં અને રંગીન સંખ્યાબંધ ચિત્રો. મૂલ્ય રૂ. ૨ા.** ગુજરાતમાં સોલંકી વંશની રાજગાદી સ્થાપનાર મૂળરાજ સોલંકીએ પોતાના મામા પાસેથી રાજ્ય લઈ, મામાને તથા બીજાઓને મારી, કેટલાંક ઇષ્ટ તેમજ અનિષ્ટ પરાક્રમો કર્યાં હતાં. તે સમયે ભારે રાજ ખટપટ ચાલી રહી હતી અને ચાવડાઓ તથા સોલંકીઓ પોતપોતાના ઇષ્ટ કાર્યની સિદ્ધિ માટે આકાશ પાતાળ એક કરી રહ્યા હતા. સૌરાષ્ટ્રના રાજા ગ્રહરિપુ સાથે યુદ્ધ કરી તેણે ભારે શૌર્ય દર્શાવ્યું હતું. આ અને બીજા ઐતિહાસિક પ્રસંગોની આ નવલકથા અત્યંત રસિક, બોધક તથા મૂળરાજનાં કાર્યો ઉપર જાણવાજોગ પ્રકાશ પાડે છે. પ્રત્યેક ગૃહ, કુટુંબ તથા પુસ્તકાલયના શણગારરૂપ આ ગુજરાતના ઇતિહાસની નવલકથા છે.

**ગુજરાતની ગર્જના** અથવા **હેમાચાર્યનું જીવનસૂત્ર**—( ઐતિહાસિક નવલકથા. ) પૃષ્ઠ ૨૨૫, મૂલ્ય રૂ. ૧. ગુજરાતના રાજા સિદ્ધરાજે પોતાના જીવનના છેલ્લા વખતમાં કુમારપાળને પોતાની પાછળ ગાદીએ નહિ આવવા દેવાને તેના ઉપર જે સીતમો ગુજાર્યા હતા, છતાં પોતાના ભાગ્યની પ્રબળ રેખાથી કુમારપાળ અત્યંત કષ્ટો વેઠીને ગાદીએ આવ્યો હતો તથા જૈનાચાર્ય હેમચંદ્ર સૂરિએ તેને તે કાર્યમાં જે મદદ કરી હતી તેની આ નવલકથા એકે અવાજે વખણાએલી છે.

**વસઈનો ઘેરો** અથવા પેશવાઈના પ્રકાશનું એક કિરણ—( ઐતિહાસિક નવલકથા ) પૃષ્ઠ ૨૦૦, મૂલ્ય રૂ. ૧. બાજીરાવ પેશવાના ભાઈ ચીમણાજી અપ્પાએ ફીરંગીઓ પાસેથી વસઈ જીતી લીધું હતું તેની નવલકથા.

**પાટણની પડતીનો પ્રારંભ**—(ઐતિહાસિક નવલકથા) પૃષ્ઠ ૨૦૦. મૂલ્ય રૂ. ૧. ભોળા ભીમદેવ ઉપર કુતુબુદ્દીને કરેલી સ્વારીમાં ગુજરાતના રાજપુતોએ બતાવેલા શૌર્યની નવલકથા.

**સોમનાથનું શિવલિંગ**—( ઐતિહાસિક નવલકથા ) પૃષ્ઠ ૨૨૫. મૂલ્ય રૂ. ૧. મહમૂદ ગઝનવીએ સોમનાથ ઉપર કરેલી સ્વારીમાં હિંદુઓએ બતાવેલા શૌર્યની અને ભીમદેવ બાણાવળીનાં પરાક્રમોની નવલકથા.

**સિંધ ઉપર સ્વારી**—(ઐતિહાસિક નવલકથા) પૃષ્ઠ ૨૪૦. મૂલ્ય રૂ. ૧. સિંધના રાજા દાહિર ઉપર આરબ સરદાર મહમદ કાસીમે કરેલી સ્વારીની કથા.

**અઢારમી સદીનું મહારાષ્ટ્ર** અથવા ઔરંગઝેબનો અસ્ત—ઔરંગઝેબના અસ્ત સમયની ઐતિહાસિક નવલકથા. પૃષ્ઠ ૨૨૦. મૂલ્ય રૂ. ૧.

**ધારાનગરીનો મુંજ**—(ઐતિહાસિક નવલકથા) પૃષ્ઠ ૨૨૪, મૂલ્ય રૂ. ૧. ધારાનગરીના રાજા મુંજ અને કર્ણાટકના રાજા તૈલપદેવ વચ્ચેનું યુદ્ધ અને છેવટે મુંજની દુર્દશાના પ્રસંગોની આ નવલકથા છે.

**ન્યાયના ખૂનમાં નીતિ!**—(સચિત્ર સાંસારિક નવલકથા) મૂલ્ય રૂ. ૨. પૃષ્ઠ ૩૪૦ સોનેરી પાકું પુંઠું. સુંદર ફોટો-ચિત્રો. ન્યાયના ખૂનમાં નીતિ! હા, કુટિલ જમાનો એને જ નીતિ માને છે! ન્યાયનાં ખૂનો કરનારા પાપીયાઓ દુનિયામાં ઉજળે લુગડે ફરે છે અને નીતિમાનોમાં ખપે છે તેનો તાદૃશ્ય ચીતાર હૃદયનું મંથન કરી નાંખે અને ક્ષણભર દિઙ્મૂઢ બનાવીદે એવા બનાવો સાથે આ નવલકથામાં



“ના, નથી ગમતાં, કારણકે તે મફતનાં છે, પૈસા ખરચીને લઉં તો ગમે.”

આપવામાં આવ્યો છે. તેનું એક પાનું વાંચ્યા બાદ તમે છેવટના પાના સુધી વાંચવાને લલચાયા વિના નહિ જ રહો!

**વિમળા**—( સાંસારિક નવલકથા ) પૃષ્ઠ ૨૦૦. **મૂલ્ય રૂ. ૧.** રાજવંશી બાળાને શિરે પડેલાં દુઃખ, રાજ્ય ખટપટ, કાવતરાં, રાજક્લેશ, બ્હારવટીયા વગેરેનો ચિતાર આ કથા આપે છે.

**પિશાચ-મંદિર**—ભાગ ૧-૨. (સચિત્ર મનોરંજક નવલકથા.) બન્ને ભાગોનું **મૂલ્ય રૂ. ૫.** ૧૦ ફોટોગ્રાફિક ચિત્રો. પૃષ્ઠ ૫૫૦. રેનોલ્ડ્ઝના 'બ્રોંઝ સ્ટેચ્યુ'ના આધારે આ અદ્‌ભુત રસથી ભરેલી કથા લખાઇ છે.

**લતા અને લલિતા**—ભાગ ૧-૫. (સચિત્ર સાંસારિક નવલકથા.) ૫.ચે ભાગમાં મળીને આ કથા પૂરી થાય છે. લગભગ ૧૧૦૦ પૃષ્ઠ અને ૨૦ સુંદર ચિત્રો. તેના જુદા જુદા ભાગોની આવૃત્તિઓ ઉપરા ઉપરી કાઢવી પડી છે એજ તેની લોકપ્રિયતાની નિશાની છે. સંસારનો ઉત્તમ બોધ આપવા માટે એ કથા પ્રત્યેક કુટુંબના આભૂષણરૂપ મનાય છે. સઘળા ભાગોનું મળીને **મૂલ્ય રૂ. ૬॥.**

**સુધરેલી સંગીતા**—(સાંસારિક નવલકથા) **મૂલ્ય રૂ. ૧॥.** પૃષ્ઠ ૩૦૦, સોનેરી પાકું પુઠું. ખોટા સુધારામાં ફસાએલાં સ્ત્રી પુરૂષોની દુર્દશા દર્શાવનારી આ રસિક અને મનોરંજક નવલકથા છેવટે સાચા સુધારાનો માર્ગ દર્શાવે છે.

**વિદ્યાસાગર**—ભાગ ૧-૨. (લેખક મુનિ શ્રી છોટાલાલજી) (સાંસારિક નવલકથા) પૃષ્ઠ ૩૦૦. વિદ્યાસાગર નામનો યુવક સંસારથી કંટાળીને ચિત્રવિચિત્ર અનુભવો લેતો ભટકે છે તેની હૃદયંગમ નવલકથા. બન્ને ભાગોનું મળીને **મૂલ્ય રૂ. ૧॥.**

**બંગજાગૃતિ**—બંગાળામાં સ્વદેશી હીલચાલની જાગૃતિનું દર્શન કરાવનારૂં નાટક. પૃષ્ઠ ૧૦૦. **મૂલ્ય ૦-૬-૦.**

**ચાંપરાજ હાડો અને સતી સોનરાણી**—(પંચાંકી નાટક) **મૂલ્ય રૂ. ૦॥.** ( મળતું નથી. )

**કામરૂ દેશની કુટિલ કામિની**—(સચિત્ર ડિટેકટીવ નવલકથા) મૂલ્ય રૂ. ૧।। પૃષ્ઠ ૨૫૦. સોનેરી પાકું પુંઠું. સુંદર ફોટો ચિત્રો. મનોરમા નામની જાદુઈ વિદ્યા જાણનારી કામરૂ દેશની કુટિલ કામિની ખૂનો કરીને એક સ્ત્રીની સઘળી મીલકત પચાવી પાડે છે અને દેવેન્દ્રનાથ નામનો ચતુર ડિટેકટીવ અમલદાર તેની તપાસમાં ફરે છે. છેવટે તેને મારીને કબર માં દાટવામાં આવે છે, પણ તેમાંથી તે જીવતી થાય છે અને ઘણાં ખૂનો કરે છે! આખી વાર્તા ચમત્કારોથી ભરપૂર છે અને વાંચનાર પ્રકરણે પ્રકરણે અજાયબીમાં ગરક બની જાય છે.



દેવેન્દ્રવિજયે ઉપરા ઉપરી પીસ્તોલના બે અવાજ કર્યા.

**કર્તવ્ય કૌમુદી**—સંસારનાં કર્તવ્યોનો બોધ આપનારૂં દળદાર પુસ્તક. પૃષ્ઠ ૪૫૦. મૂલ્ય ૦-૮-૦. (આ પુસ્તકની બે આવૃત્તિઓ ખપી ગઈ છે અને અનુકૂળતાએ તેની નવી આવૃત્તિ પ્રસિદ્ધ થશે.)

**નવદંપતીને શિખામણ**—પૃષ્ઠ ૩૦૬. મૂલ્ય રૂ. ૧ાા. સોનેરી પાકું પુંઠું. અજ્ઞાન, વહેમ, ખરાબ સોબત, કુટેવો, વિહારનો અતિયોગ, સ્ત્રીઓની આરોગ્ય સંબંધી અણસમજ, વાંઝીયાપણું, જુવાન વયમાં થતાં અનેક ભયંકર તથા ગુપ્ત દર્દો, ગર્ભસંચાર, પ્રસવ અને બાળકની માવજત સંબંધી અજ્ઞાન ઇત્યાદિ કારણોને લીધે અનેક નવદંપતીઓનો ગૃહસ્થાશ્રમ જીવતાં નરકાવાસ ભોગવવા જેવો દુઃખજનક જણાઈ આવે છે. સંસારમાં નબળાઇ, હીસ્ટીરીયા, વાંઝીયાપણું, દુર્બળ અને રોગિષ્ઠ સંતાનો, ઇત્યાદિ દોષોથી દુઃખ ભોગવનારાઓ માટે આ ગ્રંથમાં સર્વ પ્રકારની શિખામણો, આહાર વિહારના સ્પષ્ટ નિયમો, દર્દોનાં લક્ષણો અને તેની સમજ, દર્દોના ઘરગથ્થુ ઉપાયો વગેરે આપેલું છે. તેમાં આપેલા ઉપાયો નાના ગામડામાં પણ કરી શકાય તેવા છે.

**સુબોધક કથાપંચક**—પાંચ સુબોધક વાર્તાઓ. મૂલ્ય ૮ આના. પાકું પુંઠું.

**ભક્તામર-મંત્ર-માહાત્મ્ય**—(જૈન સ્તોત્ર) મંત્રો, જંત્રો, તથા પ્રભાવ દર્શક કથાઓ સાથે જાણીતું ભક્તામર સ્તોત્ર. પૃષ્ઠ ૨૪૦. મૂલ્ય રૂ. ૧ાા.

**ચુનીલાલ વર્ધમાન શાહ**
**સારંગપુર, તળીયાની પોળ**
**અમદાવાદ.**